# નવાં પુસ્તકો

| | |
|---|---|
| બુદ્ધિધન બીરબલ | ૧-૧૨-૦ |
| ગૃહિણી મીત્ર | ૫-૦-૦ |
| ભગવાન બુદ્ધ | ૨-૮-૦ |
| વિક્રમની વાતો | ૪-૮-૦ |
| બુદ્ધિવિલાસ | ૫-૦-૦ |
| જવાહર—કમલા | ૩-૦-૦ |
| ચાણક્ય | ૨-૦-૦ |
| પટેલ પટલાણી ને બીજી વાતો | ૩-૦-૦ |
| જનદ્રષ્ટ ચક્કી | ૩-૦-૦ |
| ચિત્રા | ૩-૮-૦ |
| ભારતજનની કસ્તુરબા | ૧-૮-૦ |
| સાધના | ૨-૦-૦ |
| ગાંધીજી ના જીવનપ્રસંગો | ૨-૬-૦ |
| ગાંધીજી ને જગવંદના | ૩-૦-૦ |
| ધર્મોનું મિલન | ૫-૦-૦ |
| પ્રભુતામાં પગલાં | ૩-૮-૦ |
| ચિત્રલેખા | ૩-૮-૦ |
| સુવર્ણ પિંજર | ૨-૮-૦ |
| ખાલી ખોળો | ૨-૮-૦ |
| સંગ્રામ | ૨-૮-૦ |
| ભારતી | ૨-૮-૦ |
| નતકી | ૫-૮-૦ |
| જર્મનીની આત્મકથા | ૪-૬-૦ |
| ઈશરદાન | ૩-૦-૦ |
| બલુનપ્રવાસ | ૩-૦-૦ |
| પ્રેમકન્યા | ૨-૦-૦ |
| હાસ્યમંઝીલ | ૩-૦-૦ |
| બીરબલની ચિત્રમય બાલવાતો | ૦-૦-૦ |



# જવાહર-કમળા.

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
(ગૃહિણી મિત્ર, ભગવાન બુદ્ધ, દક્ષ કન્યા, સીતા વનવાસ,
ભીષ્મ વિ. ના કર્તા.)

પ્રાપ્તિસ્થાન : એન. એમ. ઠક્કરની કું. : ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨

: પ્રકાશક :
ઠક્કર પબ્લીશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૨

# પ્રસ્તાવના.

સુપ્રસિદ્ધ દેશભક્ત પંડિત જવાહરલાલ અને તેમનાં ધર્મપત્નિ કમલાદેવીનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર હજી પ્રકટ થયું નહોતુ; તે ગુર્જર યુવકોને ઉપયોગી થઈ પડે એ આશયથી પ્રકટ કરવામાં આવે છે. "નવજીવન" કાર્યાલય તરફથી સદ્‌ગત્ મહાદેવભાઈ દેસાઈએ લખેલું પંડિતજીનું એક વિસ્તૃત જીવન ચરિત્ર પ્રકટ થયું છે પરંતુ સાધારણ જનસમાજના હાથમાં પહોંચે અને યુવાન વિદ્યાર્થી વર્ગ વાંચે તેમજ પંડિતજીની દેશભક્તિની ધગશ, તેમનો દેશપ્રેમ, તેમનો નિઃસ્વાર્થ ત્યાગ અને તેમની કોંગ્રેસ સેવા, એ સર્વથી યુવકવર્ગને પરિચિત કરવાની વિશેષ આવશ્યક્તા છે. એજ કારણને લીધે મહારાષ્ટ્રના અટલ દેશભક્ત અને યવલાની રાષ્ટ્રીય શાળાના અધ્યાપક શ્રી. આપટે ગુરૂજીએ લખેલા મરાઠી ગ્રંથનું આ ભાષાંતર ગુર્જર યુવક વાંચક સમક્ષ સાદર કરવાનો યત્ન કર્યો છે. આશા છે કે યુવકો તેમાંથી પંડિતજીના આદર્શ સદ્‌ગુણ અને દેશભક્તિનો બોધ ગ્રહણ કરી માતૃભૂમિની સેવામાં તત્પર થશે.

પંડિત જવાહરલાલના મરાઠી જીવન ચરિત્રની પ્રસ્તાવનાના લેખક અહમદનગરના શ્રીયુત અચ્યુત પટવર્ધન છે. તેઓ પંડિતજીના સમાગમમાં આવ્યા છે. પંડિતજીનો દેશપ્રેમ અને કોંગ્રેસનુ નિઃસ્વાર્થ કાર્ય કરવાની સ્ફૂર્તિનું તેમણે બરાબર અવલોકન કર્યું છે. તેઓ પ્રસ્તાવનામાં લખે છે કેઃ

"* * જવાહરલાલજીના સરલ શબ્દોમાં અને કૃતિમાં આત્મવિશ્વાસની જે ચમક હોય છે તેથી તેમની પ્રકૃતિ એકતંત્રી આજ્ઞાકારી

હોવાનો ઉપર ઉપરથી જોનાર ઘણાનો અભિપ્રાય છે. પરંતુ વસ્તુ-સ્થીતિ તદ્દન ઉલટી છે. બહુમત પોતાના વિરૂદ્ધ છે. અને પોતાના વિચાર બહુમતની સાથે સમ્મત થતા નથી. એમ જાણતા છતાં સમાજની પ્રગતિનો શાશ્વત માર્ગ લોકશાહીનો છે, એવો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી બહુમતને આદરપૂર્વક મસ્તક નમાવી, પોતાને સામાન્ય હોય એવા બહુમતના નિર્ણય, અત્યંત સાહસપૂર્વક અને પરિશ્રમપૂર્વક પાર પાડવાનો નિશ્ચય તેમણે વખતોવખત કરેલો મ્હેં જોયો છે. તેમની સાથે સરખામણી કરી શકે એવી એક પણ વ્યક્તિ મ્હેં હજી સુધી જોઈ નથી એવું હું નમ્રપણે કહી શકું છું. તેમની એ વિશિષ્ટ પદ્ધતિનો મર્મ નહિ સમજનાર મનુષ્યો, "જવાહરલાલ ગમે તટલા ઉદ્દામ હોય તોપણ ગાંધીજી આગળ તેમનું કાંઈ ચાલતું નથી.' એમ કહી મુક્ત થાય છે. પરંતુ લોકશાહી કાર્યપદ્ધતિ પ્રત્યે આદરભાવ રાખીને અને પોતાના મતભેદના પ્રમાણિક સમાચાર જણાવતા રહેવા સાથે બહુમતનો નિર્ણય સ્વીકારવાનો અલૌકિક ગુણ એજ આજે સર્વત્ર ગાજી રહેલા સામ્રાજ્ય વિરોધી એકસંપનો આત્મા છે એ સત્ય ઘણા થોડા મનુષ્યોએ સમજ્યું છે."

"પં. નેહરુ વીર પુરુષ છે, ઉચ્ચ શિક્ષણસંસ્કૃતિનું તેજ તેમના આચારવિચારમાં હમેશાં ઝળકી રહે છે. પરંતુ તેમનો એ ગુણ વડિલોપાર્જિત પરિસ્થીતિથી પ્રાપ્ત થયો છે એ સમજવું ભૂલ ભરેલું કહી શકાશે. નેપોલિયનની એક ઉક્તિ છે કે: "યોગ્ય તક મળવી એ જો કે યુદ્ધમાં અર્ધો યશ મળ્યા જેટલું મહત્વનું હોય તો પણ તે તકનો વખતસર ઉપયોગ કરી લેવામાં જ વિજયશ્રીનો મર્મ છે." જવાહરલાલજીની અસાધારણ કર્તવ્યદક્ષતામાં જેટલો નૈસર્ગિક ગુણ છે તેટલો જ પરિશ્રમ કરવાનો વિભાગ છે, એ ભૂલવું જોઈતું નથી."

"પોતાને પસંદ હોય તે કાર્યમાં પોતાનામાં હોય કે ન હોય તે સર્વ શક્તિનો વ્યય કરવો. અને સમાજ પ્રગતિનું વિશ્વરૂપ સાક્ષા-

સ્કાર કરવામાં પોતાનું હુંપદ ભૂલી જવું, એમાં જ જીવનનો ઉચ્ચતમ આનંદ છે." એ બનાર્ડ શૉના વિચારની હાલતી બોલતી મૂર્તિ એટલે જવાહરલાલજીનું આદર્શ જીવનચરિત્ર છે એમ મને જણાય છે. તેમના અપૂર્વ વ્યક્તિત્વનું જ્ઞાન, ઉત્સાહી અને આશાવાદી યુવકને કરાવી આપવાનો શ્રી આપટે ગુરુજીનો ઉદ્દેશ ઉત્તમ પ્રકારે યશસ્વી થાઓ એવી હું આશા રાખું છું."

એજ મરાઠી ગ્રંથના પ્રકાશક લખે છે કે:

"મહાત્મા ગાંધીની જય! પંડિત જવાહરલાલ નેહરૂની જય! આવો જયજયકાર કરોડો જનતાના મુખમાંથી વખતોવખત થાય છે. પરંતુ ઘણા થોડા મનુષ્યોને જ એ મહાન્ આગેવાનોના જીવન-ચરિત્રનું જ્ઞાન હોય છે. ત્યાગમૂર્તિ જવાહરલાલ નેહરૂ જેવા એક-મેવાદ્વિતીયં આગેવાનના નેતૃત્વ તરફ આજે રાષ્ટ્રના તરૂણ વર્ગની દ્રષ્ટિ વળેલી લાગે છે. પોતાના અંતઃકરણની લાગણીને લીધે તેમજ અતુલ સ્વાર્થત્યાગને લીધે તેમણે તરૂણોનાં મન આકર્ષણ કરીલીધાં છે. તેથી તેમના જીવનનો બહુજન સમાજને પરિચય થાય અને તેમને રાષ્ટ્રકાર્ય માટે સ્ફૂર્તિ મળે એ એક જ ઉદ્દેશથી અમે આ પુસ્તક ખાસ વિદ્યાર્થી વર્ગ અને બહુજન સમાજને ઉપયોગી થાય એવું લખી આપવા માટે યવલાની રાષ્ટ્રીય શાળાના આચાર્ય આપટે ગુરૂજીને વિનતિ કરી હતી: * *"

"સાહિત્યિક નહિં પણ (અમને) સૈનિકની આવશ્યકતા છે!" એ ઘોષણા બે. સાવરકરે (મરાઠી) સાહિત્ય સંમેલનના અધ્યક્ષપદ ઉપરથી કરી છે. એનો અર્થ એ છે કે સાહિત્યિકની લેખિની સૈનિકોના ભાલાની પેઠે લોકોના હૃદયમાં ઉંડો પ્રવેશ કરી શકે એવી અને જનતાને સ્વાતંત્ર્યોન્મુખ કરે એવી હોવી જોઈએ." કોઈપણ

દેશની ક્રાંતિનો ઈતિહાસ જૂવો, લેખકોએ જ પોતાની લેખની દ્વારા બહુજન સમાજમાં ચૈતન્ય ઉત્પન્ન કરેલું જણાશે! ઇટાલીના સ્વાતંત્ર્યનું વિશેષ શ્રેય મેઝિનીની લેખિનીને પ્રાપ્ત થયું છે! રશિયાની ક્રાંતિનું શ્રેય લેનિનની લેખિનીને છે!"

ઉપરોકત અવતરણોથી વાંચક, પંડિત જવાહરલાલજીનું જીવન-વ્રત, તેમના અંતઃકરણની ઉંડી લાગણી, અને હિંદુસ્થાનની સ્વતંત્રતાની આવશ્યકતા સંબંધી સમજ્યા હશે.

આ પુસ્તક જેમ જેમ વાંચવામાં આવશે તેમ તેમ વાચકોને પંડિતજીનું જીવનવ્રત અને જીવનક્રમનું વિશેષ જ્ઞાન થશે. એમ સમજી આટલેથી જ ઇતિ કર્તવ્ય માનવામાં આવે છે.

# અનુક્રમણિકા.

—:૦:—

ॐ

શ્રી ૧।

## પ્રકરણ ૧ લું.

## ઉપોદ્ઘાત.

પંડિત જવાહરલાલ નેહરૂનું નામ સમસ્ત હિંદુસ્તાનમાં સર્વતોમુખી થઈ રહ્યું છે. આબાલ, વૃદ્ધ સર્વ તેમના નામથી પરિચિત છે. સ્વાતંત્ર્ય યુદ્ધના મૂખ્ય દેશભક્ત વીર સૈનિક તરીકે હિંદુસ્તાન બહાર પણ તેમનું નામ સુવિખ્યાત છે. હિંદુસ્થાનને સ્વરાજ્ય આપવા સંબંધી ચર્ચા કે વાતચિત ચાલતી હોય તે વખત બ્રિટિશ મુત્સદ્દીઓ પણ પંડિતજીની સલાહ લેવી અતિ અગત્ય સમજે છે. હિંદી રાષ્ટ્રના માત્ર એકજ આગેવાન મહાત્મા ગાંધીજી પંડિત જવાહરલાલને પોતાના માનસ પુત્ર સમજે છે. તેમજ રાજ્યદ્વારી વિષયની રૂપરેખા તૈયાર કરતી વખતે વારંવાર તેમનીજ સલાહ લે છે. આજે

હિંદી તરૂણોની આકાંક્ષા જવાહરલાલના મુખદ્વારા સતત્ પ્રસિદ્ધ થતી હોવાથી વૃદ્ધાવસ્થાએ પહોંચવા છતાં પંડિતજીની ગણના હજી નવ યુવકમાંજ થાય છે. હિંદી રાષ્ટ્રનો ઇતિહાસ રચનાર લોકોત્તર વ્યક્તિ તરીકે ભાવિ ઇતિસારકાર વિદ્વાનો, હિંદી ઈતિહાસમાં જવાહરલાલનું નામ આલેખ્યા સિવાય રહેશે નહિ.

મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો તરૂણ વંશજોને માર્ગદર્શક ઉપરાંત કાર્યસ્ફૂર્તિની પ્રેરણા કરે છે. ભાવિ વંશજોના આયુષ્યને ઇષ્ટ આદર્શ થાય તેજ કારણથી આપણા રાષ્ટ્રના મહાન્ પુરૂષોનાં પુણ્ય પવિત્ર જીવન ચરિત્રો લખી ભાવિ વંશજોના હાથમાં મૂકવાં એ રાષ્ટ્રના શિક્ષણની કાળજી રાખનાર દેશભકતોનું આદ્ય કર્તવ્ય છે.

મહાનપદ એ કેવળ બાહુબલમાં નથી, તે બુદ્ધિમાનોની નાના પ્રકારની યુક્તિ પ્રયુક્તિમાં નથી. તે શૂરવીર પુરૂષોની માત્ર છાતીમાં નથી કિંવા ધનાઢ્યોના કેવળ ધનસંચયમાં નથી. એ સર્વ સદ્દગુણો એકત્ર કર્યાથી મહાનપદ પ્રાપ્ત થતું હોત તો ઇતિહાસમાં અકબરને બદલે ઔરંગઝેબની કીર્તિ મહાન્ વ્યકિત તરીકે ગર્જી રહી હોત. શિવાજી મહારાજને બદલે હૈદરખાનનોજ ઉત્સવ આજ સર્વત્ર શરૂ થઈ રહ્યો હોત. બુદ્ધિમાન્ વિદ્વાન તિલક મહારાજને બદલે હાઇકોર્ટના જડજોના આસન પર જેઓ બિરાજ્યા છે તેમનીજ પુણ્યતિથીઓ હિંદુસ્થાનમાં ઉજવાઈ રહેલી આપણે જોઈ શકયા હોત. મનુષ્ય પોતાના સદ્દગુણનો ઉપયોગ કેવી રીતે કરે છે તેના ઉપરજ તેનું મહાનપદ આધાર રાખે છે. લોકમાન્ય તિલકે " કેસરી" પત્રમાં અનેક પુરૂષોના મૃત્યુ—લેખ લખ્યા છે, તેમાં તે પુરૂષના વિવિધ ગુણની સ્તુતિને વજન નહિં આપતાં તે પુરૂષોએ રાષ્ટ્રના હિત માટે પોતાના સદ્દગુણનો કેવો ઉપયોગ કર્યો છે તે તરફ લક્ષ્ય રાખી ભાવિ વંશજોને માર્ગ દર્શાવ્યો છે.

જગત્માં આપણે જે મહાપુરૂષો જોઇએ છીએ તે એકદમ મહાન્

થઇને જન્મતા નથી. વટવૃક્ષનું બીજ કેટલું ન્હાનું હોય છે ? તે ન્હાના બીજમાંથી પ્રથમ જોસભેર એક અંકુર બહાર નિકળે છે ત્યાર પછી ઉષ્ણતા, વાયુ અને વર્ષાદની સહાયતા ગ્રહણ કરીને અને અનેક સંકટ સાથે ટક્કર ઝીલીને તે વૃદ્ધિ પામે છે. અંતે તે પ્રચંડ શાખા પલ્લવથી વિભૂષિત થઇ સર્વ પક્ષી, પશુ અને મનુષ્યનું આશ્રયસ્થાન બની જાય છે. મહાન્ પુરૂષોના હૃદયમાં પણ વટવૃક્ષના જેવુંજ પ્રથમ ન્હાનું બીજ હોય છે. તેઓ અનેક વર્ષ પર્યંત સંકષ્ટ સહન કરીને તે બીજની વૃદ્ધિ કરે છે. ત્યારેજ સદ્ગુણસુંદરી તેમને વરમાળ આરોપણ કરે છે. બુદ્ધિનો સદ્ગુણ મેળવતી વખત સાહસ અને ધૈર્ય જેવા સદ્ગુણની સહાયતા લેવામાં ન આવે તો કોઈ પણ બુદ્ધિમાન પુરૂષ આદરપાત્ર થતો નથી. ધૈર્યાદિ સદ્ગુણને ત્યાગવૃત્તિની સહાયતા મળતાંજ તે મનુષ્યની દશદિશામાં વાહવાહ થઇ રહે છે. જનસમાજમાં તેને શ્રેષ્ઠ પુરૂષ ગણવામાં આવે છે.

પૂર્ણ સ્વાતંત્ર્ય આપણાથી દિલ્હી જેટલે થોડે દૂર છે, ઇતર દેશોમાં વૈભવનો સૂર્ય ઉદય પામ્યો છે પરંતુ આપણે માટે તો હજી તે દિશામાં ઉષઃકાલ પણ થયો નથી. ઇતર રાષ્ટ્રની પેઠે આપણો બહુ-જન સમાજ સુસંઘટિત અને અન્યાય પ્રતિકારક્ષમ બન્યો નહિં હોય પરંતુ એક બાબતનો નિર્વિવાદ સિદ્ધજ છે કે: હિંદી રાષ્ટ્રને આજે પ્રથમ પંક્તિના બુદ્ધિમાન કાર્યકુશળ, ધૈર્યશીલ અને ત્યાગી દેશનેતાઓ સાંપડ્યા છે. અમારા અગ્નિરથના ડબ્બા હજી જોઇએ તેવા પરિપકવ થયા નહિ હોય પરંતુ તેના એંજિનો તો વિશેષ ઉત્તમ પ્રતિનાં ગતિમાન હોવા સાથે અનેક પ્રકારના સંયમની બ્રેકવડે તે સુસજ્જિત છે. સ્વાતંત્ર્ય એક બાજુએ હોવાથી તેમજ ઉન્નતિ માટે જોઇતી સહાયતા અમારા આગેવાનોની પૂઠ પાછળ નહિ હોવાથી કેટલાક માનવ-નેત્રમાં તેમનું મહાનપદ હજી પૂર્ણ રીતે જણાતું નથી. પરંતુ ભાવિ ઇતિહાસ સંપૂર્ણ ખાત્રીપૂર્વક સાક્ષી પૂરશેકેઃ વિસમી શતા-

બ્દિના પૂર્વાર્ધમાં ઇતર દેશ કરતાં સર્વશ્રેષ્ઠ પુરૂષો હિંદી રાષ્ટ્રમાંજ ઉત્પન્ન થયા હતા.

એવા મહાન્પુરૂષોની શ્રેણીમાં જેનો વિશેષ પદાધિકાર માનવામાં આવે છે તે પંડિતજીના પુણ્યપવિત્ર ચરિત્રના ગંગા–પ્રવાહમાં આપણે હવે પ્રવેશ કરવાનો છે. આ પ્રકરણમાં મનુષ્યની શ્રેષ્ઠતા સંબંધી જે મીમાંસા કરવામાં આવી છે અને કસોટી કહેવામાં આવી છે તે તીવ્ર અને તિક્ષ્ણ કસોટીમાંથી પાર ઉતરનાર પંડિતજીનું જીવન ચરિત્ર કેવું બોધક છે તે હવે પછીનાં એક પછી એક પ્રકરણ વાંચતાં જણાઈ આવે છે. ચાલો, વાંચક આપણે એ ચરિત્ર સરોવરમાં પ્રવેશ કરીએ અને તેમના સદ્ગુણરૂપી સૌગંધિત કમળપુષ્પનો રસાસ્વાદ ગ્રહણ કરીએ.



# પ્રકરણ ૨ જું.

## કુલ-વૃત્તાંત.

અનેક વાંચકોને આશ્ચર્ય થશે કે પંડિત જવાહરલાલની મૂળ અટક નેહરૂ નહિ પણ કૌલ છે. દિલ્હીનો બાદશાહ ફરૂકસિયર સન ૧૭૧૬માં કાશ્મિરનું શીતલ સૌંદર્ય નિહાળવા ગયો હતો. તે સમયે પંડિતજીના પૂર્વજ રાજકૌલ પ્રત્યે બાદશાહનું ધ્યાન આકર્ષાયું. બાદશાહે તેમને નહેરને કિનારે આવેલા એક સુંદર મકાન સાથે જાગીર બક્ષિસ આપી. તેમના વડિલો નહેરને કિનારે રહેતા હોવાથી લોકો ધીમે ધીમે તેમને નેહરૂ કહેવા લાગ્યા, ત્યારથી તેમની અટક નેહરૂ પ્રસિદ્ધ થઈ.

૧૮૫૭ ના બળવા વખતે નેહરૂ કુટુંબ નિરાશ્રિત થઈ આગ્રા આવી રહેવા લાગ્યું. ત્યાંજ આપણા ચરિત્ર નાયકના વૃદ્ધ દાદાનો જન્મ ૧૮૬૧માં થયો હતો. પંડિત મોતીલાલજીનું પાલન અને શિક્ષણ કાર્ય તેમના વડિલબંધુ નંદલાલજી દ્વારા થતું હતું. એ બન્ને ભાઈઓમાં ભ્રાતૃપ્રેમ, પિતૃવાત્સલ્ય અને પિતૃભક્તિ આદિ સર્વ શ્રેષ્ઠ

ભાવનાનું ભાગ્યેજ જોઈ શકાય એવું મિશ્રણ જણાઈ આવે છે. પંડિત મોતીલાલજીનાં માતુશ્રી અતિ બુદ્ધિમાન અને દઢ નિશ્ચયી સ્વભાવની સ્ત્રી તરીકે તે વિભાગમાં સુપ્રસિદ્ધ હતાં.

વડીલ બંધુ આગ્રાથી અલાહાબાદ નિવાસ કરવા ગયા પછી મોતીલાલજીનું શિક્ષણ કાર્ય અલાહાબાદમાંજ શરૂ થયું. પ્રથમ તેમણે પર્સિયન અને અરબી ભાષાનો સુંદર અભ્યાસ કર્યો. ત્યાર પછી અંગ્રેજી અભ્યાસની મહત્તા સમજવામાં આવતાંજ અંગ્રેજી બી. એ. સુધી પહોંચ્યા. વિદ્યાલયમાં તેમની ખ્યાતિ ખંતિલા અભ્યાસક તરીકે બિલ્કુલ નહોતી. અત્યંત ડોઠ વિદ્યાર્થી તરીકે તેઓ પ્રસિદ્ધ હતા. તેમની બેદરકારીને લીધેજ તેઓ બી. એ.માં પાસ થયા નહિ. પૂર્વ વયમાં તેઓ ગ્રેજ્યુએટ થયા નહિ, તેમ છતાં બેફિકરા મનુષ્યની પેઠે તેમણે શારીરિક સ્થીતિ ઉત્તમ પ્રકારે સાદ્ય કરી હતી. "**शरीरमाद्यं खलु धर्मसाधनम् ।**" એ વચનનું તેમણે સાર્થક કર્યું હતું. બી. એ.ની પરીક્ષામાં પાસ નહિ થવાય એમ સમજી પંડિતજીએ વકિલાત તરફ લક્ષ્ય પરોવ્યું. તેઓ વકિલાતનો અભ્યાસ કરવા લાગ્યા તેમાં તેમને ઇષ્ટિસિદ્ધિ પ્રાપ્ત થઈ. કાયદાની પરીક્ષામાં તેમને સુવર્ણપદકો પણ મળ્યાં. જે કાર્યમાં પોતાની મતિ- ગતિ અપ્રતિહતપણે ચાલે તે ધંધો હાથમાં આવ્યા પછી ઉત્સાહપૂર્વક પરિશ્રમ કરવાનો તેમને નાદ લાગ્યો. તેમણે ઇતર વ્યાવહારિક વિષયો એક બાજુએ મુકી દીધા અને સર્વ લક્ષ્ય પોતાના ધંધા તરફ કેન્દ્રિત કરવા માંડયું. પોતાના અસીલના કાગળો તેઓ રાત્રિને સમયે શાંતિથી બરાબર વાંચી લેતા, તેમાંના મહત્વના મુદ્દાની નોંધ કરતા, કાયદાના અનેક પુસ્તકો ઉથલાવી તેમાંથી પોતાના અસીલને ઉપયોગી થઈ પડે એવી કલમો અને કેસને ઉપયોગી હાઇકોર્ટના લૉ રિપાર્ટમાંથી દાખલા ઉતારી રાખતા. એટલી તૈયારી કર્યા પછી પોતાનો કેસ કેવી રીતે કોર્ટમાં રજૂ કરવો તેનો રાત્રિએ સૂતાં સૂતાં વિચાર કરતા. આવી પૂર્વ તૈયારી કરીને કેટલા

વકિલો કૉર્ટમાં જાય છે વારૂ ? કોર્ટમાં પહેરી જવાનો તેમનો પોષાક સ્વચ્છ અને ભપકાદાર રહેતો. તેમનું બોલવું ચાલવું રોફબંધ હોવાથી સ્હામેના મનુષ્ય પર સહેજે તેની છાપ પડતી. કૉર્ટમાં તેઓ પોતાના અસીલનો કેસ રજૂ કરવા ઉભા રહેતા તે વખત એવી ખૂબીથી પ્રારંભ કરતા કે તેમનું કહેવું કૉર્ટને માન્ય કરવુંજ પડતું. તેઓ ધીમે ધીમે પોતાના પક્ષના એક પછી એક મુદ્દા બોલતા તેથી કોર્ટનું મન પોતાના તરફ આકર્ષી લેતા. તે પછી આગળ જે જે મુદ્દા રજૂ કરતા અને જૂદી જૂદી હાઇકોર્ટના ફેંસલાનો આધાર બતાવતા તે કૉર્ટ માન્ય રાખતી એટલે તેમની તરફેણમાં કેસનો ચુકાદો આવવામાં વિલંબ થતો નહિં. ઉત્કર્ષ પામતા સદ્‌ગુણને કષ્ટની સહાયતા મળવાથી તેમનું નામ યશસ્વી કાયદા પંડિત તરીકે સર્વત્ર પ્રસિધ્ધ થવામાં વિલંબ લાગ્યો નહિં તેમને જેમ યશ મળવા લાગ્યો તેમ સંપતિનો પ્રવાહ પણ તેમના ઘરમાં વહેવા લાગ્યો.

મોતીલાલજીએ જોત જોતામાં પોતાની માસિક આવક હજારો રૂપિયાની કરી દીધી. એક વખત તો તેમની માસિક આવક ત્રીશ ચાલીશ હજાર રૂપિયા સુધી થઈ હતી. પૈસા મેળવીને બેંકમાં ધન એકઠું કરી સંતોષ માનનાર મોતીલાલજી નહોતા. જીવનમાં નાના પ્રકારના મોજશોખ અને એશઆરામ ભોગવવાની તેમને ઇચ્છા હતી. અલાહાબાદમાં તેમણે તુરત જ એક મ્હોટું વિશાળ મકાન ખરીદી તેનું નામ "આનંદભવન" રાખ્યું. એ ભવનમાં તેમણે ભવનના નામ પ્રમાણે સર્વ પ્રકારનાં ફર્નિચર અને સુખકારક સગવડ કરી હતી. અલાહાબાદમાં બાદશાહી ઠાઠમાઠથી રહેનાર અને વિલાસવિભવી જીવન વ્યતીત કરનાર એક રાજવંશી પુરૂષ તરીકે મોતીલાલજી સુપ્રસિધ્ધ થયા. કોઇપણ કલારસિક પુરૂષો અલાહાબાદમાં આવતા તો પ્રથમ પંડિતજીની સલાહ લેતા. કલારસિકતાની પેઠે જ તેમને નાના પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરવાનો નાદ હતો. તેમણે અંગ્રેજી,

પર્સિયન અને હિંદી ભાષાના ઉત્તમોત્તમ ગ્રંથનો સંગ્રહ કર્યો હતો. જે કોઈએ શ્રેષ્ઠ ગુણ સમ્પાદન કર્યા હોય તેમને મોતીલાલને ત્યાં સ્થાન અને સહાય મળવાનું નક્કી થયું હતું. શહેરના ગૃહસ્થોમાં તે શ્રીમંત અને સંભાવિત હોવાથી તેમની પાસે ભિન્ન ભિન્ન કાર્ય માટે લોકોની નિયમિત આવજા થતી હતી. કાંઈ પણ કામ હોય તો લોકો તેમના તરફ જ આકર્ષાતા. મિત્રમંડળમાં બેસી તેઓ હસતા, રમતા અને નાનાવિધ વિષયો પર ચર્ચા ચલાવતા. પરંતુ તેઓ કોર્ટમાં હોય, પંડિતોની સભામાં બેઠા હોય, અથવા પોતાના ખાનગી મિત્રમંડળમાં રમતગમત કરતા હોય, તે સર્વ સ્થળે પંડિતજી જ મુખ્ય પુરુષ ગણાતા. જ્યાં તેમનું વર્ચસ્વ પડે તેમ ન હોય તે સ્થળે તે જતા જ નહિં. પોતાની મિત્રમંડળી એકત્ર કરી તેમાં હાસ્યવિનોદ કરતાં કરતાં કોઈ ઉચ્ચ પ્રકારની ચર્ચા કરવામાં પોતાનો નવરાશનો વખત ગાળવાનો તેમનો સ્વભાવ હતો. તેમને વ્યાયામ અને શારીરિક રમતનો શોખ અંત પર્યંત હતો. શરીર સુદૃઢ બનાવી નિરોગી રાખવું, જીવનમાં નાના પ્રકારનાં સુખ ઉપભોગ કરવાં, અને દીર્ઘ ઉદ્યોગ કરી મનમાન્યા પૈસા કમાવા એજ જવાહરલાલજીના પિતાનો જીવનક્રમ હતો. બહારથી જોનારને મોતીલાલજી એક બુધ્ધિમાન અને વિલાસી ગ્રહસ્થ જણાતા, પરંતુ તેમના વિલાસી સ્વભાવના આવરણમાં એક મોટો સદ્‌ગુણ છુપાઈ રહ્યો હતો. તે સદ્‌ગુણ અર્થાત્ સ્વાભિમાન હતું. "હું જ્યાં જાઉં ત્યાં મહને સર્વેએ સર્વ શ્રેષ્ટ પુરુષ માનવો જ જોઈએ." એવી તેમની મનોવૃત્તિ હોવાથી સામાજિક જીવનમાં તેમને અભિમાની, અહંકારીની પદવી મળી હતી. સામાન્ય બુધ્ધિના મનુષ્યોને તેઓ તુચ્છ ગણતા. દરિદ્રતા એ બુદ્ધિહીનતા અને આળસુપણાનું લક્ષણ તેઓ માનતા. ઉદ્યોગ કરનારને અવશ્ય યશ મળવો જ જોઈએ એવી તેમની માન્યતા હતી. કારણ કે તેઓ ઉદ્યોગ કરી અતિશય સમ્પતિ મેળવતા હતા તેથી તેમની એ માન્યતા સ્વાભાવિક હતી. ધીમે ધીમે હિંદી રાજકારણમાં ઉંડા ઉતરતાં હિંદી

પ્રજાજનની દારિદ્રયતાના સત્ય કારણુ પરતંત્રતાના ઉદરમાં સંતાયલાં છે એવું તેમના ધ્યાનમાં આવ્યું. તેજ સમયથી ગરીબ મનુષ્યો તરફની તેમની તુચ્છવૃત્તિ બદલાઈ ગઇ. તેમનો જે અહંકાર—અભિમાન સામાજિક વિષયોમાં શ્રેષ્ઠ ઠર્યો હતો તે જ અભિમાની સ્વભાવ રાજકારણમાં ઉતર્યા પછી રાષ્ટ્રને ઉપકારક થઇ પડ્યો. જ્યાં સુધી કેટલાક મનુષ્ય ઉપર સંકટ આવતું નથી ત્યાં સુધી તેનું અભિમાન ટકી રહે છે પરંતુ એક પછી એક સંકટ આવતાં જ તેનું અભિમાન ઉતરી જાય છે તેમાંના પંડિતજી નહોતા. રાજદ્વારી અખાડામાં ઉતર્યા પછી બ્રિટિશ સરકાર દ્વારા પગલે પગલે પોતાના રાષ્ટ્રનું અપમાન થતું એ તેમનાથી સહન થયું નહિ. તેથી સરકાર સ્હામે બાથ ભીડવાનો સમય આવ્યો ત્યારે તેમણે વિલાસી જીવનનો ત્યાગ કરી સંકષ્ટ સહન કરવાનું સ્વીકાર્યું. "હિંદુસ્થાન જ્યાં સુધી સ્વતંત્ર થયું નથી ત્યાં સુધી કોઈ પણ હિંદી મનુષ્ય ઉંચું મસ્તક કરી ચાલી શકે એમ નથી. સમસ્ત રાષ્ટ્રના મહાન પદમાં જ એક વ્યક્તિનું મહાન પદ સમાયલું છે." એ તેમના લક્ષ્યમાં આવતાં જ જેમ અગ્નિના ઢગલા પરથી રાખોડી ઉડી જતાં તે તેજસ્વી અને દાહક થાય છે તેવી સ્થીતિ મોતીલાલજીની થઈ. પોતાના ભોગવિલાસ પુરતું ધ્યાન આપવાની તેમની વૃત્તિ નાશ પામી. તેઓ જ્યારથી રાષ્ટ્રના આગેવાન બન્યા ત્યારથી અંતપર્યંત તેવા જ રહ્યા હતા.

એવા સુસંસ્કારી, ઉદ્યોગી અને યશસ્વી કુળમાં પંડિત જવાહરલાલનો જન્મ તા. ૧૪, નવેમ્બર, ૧૮૮૯ને શુભ દિવસે થયો હતો.



## પ્રકરણ ૩ જું.

## બાલ્યાવસ્થા અને વિદ્યાભ્યાસ.

પંડિત મોતીલાલજીએ વકિલાત શરૂ કર્યા પછી ઘણે દિવસે તેમને ત્યાં એક પુત્રનો જન્મ થયો હતો. કાશ્મિરી કુટુંબ રૂપસૌંદર્ય અને કેતકી જેવા ગૌરવર્ણ માટે સુપ્રસિધ્ધ છે. મોતીલાલજીની પત્ની શ્રીમતિ સ્વરૂપરાણી નાજુક બાંધાની, ઠિંગણી, ભરાવાદાર શરીરની અને નામ પ્રમાણે સુંદર સ્વરૂપમાં એક લક્ષ સ્ત્રીઓમાં તે એક જ સ્ત્રી હતી એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પંડિતજી મોતીલાલજીનો બાંધો ઉચ્ચ, હૃષ્ટપુષ્ટ શરીર, અને મર્દાની શૌર્યથી ભરપૂર જણાતા હતા. તેથી તેમનું બાળક અસાધારણ સુંદર અને સુદ્રઢ હોય એમાં આશ્ચર્ય શું?

પ્રથમ પુત્ર જન્મ્યો છે, ઘરમાં શ્રીમંતાઈનો પ્રવાહ વહે છે, પિતા હાથના ખર્ચાળ છે: ત્યાં પછી બાળક પુત્રને કેટલા પ્રકારના લાડ લડાવ્યાં હશે તેની કલ્પના થઈ શકે એમ નથી. શ્રી સ્વરૂપ-

રાણીએ એક વ્યાખ્યાનમાં કહ્યું છે કે: "જવાહરલાલને પુષ્પની શય્યામાં ઉછેર્યો છે." પં. મોતીલાલજી યુરોપિયન સંસ્કૃતિના ચાહક હતા પરંતુ તેમનાં પત્ની સ્વરૂપરાણી પોતાની જૂની હિંદી સંસ્કૃતિને પસંદ કરતાં હતાં. તેમ હોવાથી માતાપિતા બન્નેએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે પુત્રની સંસ્કૃતિની રચના કરી હતી. તારુણ્યનું પ્રથમ બાળક તેથી તેની બાલ્યલીલા નિહાળી માતાપિતા પોતાને કૃતાર્થ માને એમાં આશ્ચર્ય શું? બાળક કાષ્ટનો ઘોડો લઇ જ્યાં જ્યાં કુદાવતો દોડતો ફરે ત્યાં ત્યાં તેમની દ્રષ્ટિ ફરતી. પંડિત મોતીલાલજીનો સ્વભાવ કઠોર અને સાહસી હોવાથી પુત્ર સૂર્યના તાપમાં આમતેમ રમતો કુદતો તે વખત તેઓ આશ્ચર્યપૂર્વક જોયા કરતા, પરંતુ પત્નીનો જીવ તો પુત્રની પાછળ પાછળ જ દોડતો. પુત્ર જરા પણ દ્રષ્ટિ બહાર થતો અથવા પુત્ર કાંઇ નિસરણી કે બારણા બારી પર ચઢતો ઉતરતો તે વખતે પતિપત્નિ વચ્ચે પુત્રને માટે થોડો કલહ થતો. પં. જવાહરલાલ જોવામાં નાજુક શરીરના હતા પરંતુ તેમના શરીરનાં હાડકાં અતિ સખ્ત અને નિરોગી પ્રકૃતિના હોવાથી પુત્રની પ્રકૃતિ સંબંધી પિતાને કાળજી રાખવાનું કારણ નહોતું.

પુત્રની બુદ્ધિનો ધીમે ધીમે વિકાસ થાય એ માટે યુરોપિયન પદ્ધતિની રમતનાં સાધનો પુત્રની સન્મુખ નિત્ય નવાં નવાં આવી પડતાં. પોતાના ઘરના તલાવમાં પિતા પુત્રને લઇ જલવિહાર કરતા. પુત્રને સુંદર રીતે ઘોડેશ્વાર થતાં આવડે તેથી તેને માટે પાણીદાર અરબી ઘોડો ખરીદવામાં આવ્યો હતો. પં. મોતીલાલજીએ એક યુરોપિયન સ્ત્રી "ગવર્નેસ" રાખી પુત્રની દેખરેખ રાખવાનું કામ તેને સોંપ્યું હતું. તે સ્ત્રી સુશિક્ષિત હોવાથી તેના સહવાસમાં પં. જવાહરલાલજી અંગ્રેજી ભાષા સહજમાં સુંદર રીતે બોલતાં શીખી ગયા. યુરોપિયન તરેહની રીતભાત તેઓ સમજવા લાગ્યા. પં. મોતીલાલજીએ પુત્રને નિશાળમાં કદી મોકલ્યો જ નહોતો. તેઓ કહેતા

કે: "હિંદી શાળાઓ એટલે સર્વ પ્રકારની નિરર્થક ગોખણપટ્ટી છે. ત્માંના ઉપકરણો રદ્દી, શિક્ષણ પદ્ધતિ અતિ કઠિન, અને શિક્ષકો તો તે સર્વથી વિશેષ રદ્દ! એવી કંગાલ શાળામાં મોકલી મ્હારા પુત્રને ગંદકી ભરેલું શિક્ષણ આપવાની મ્હારી ઇચ્છા નથી. સ્ફટિક જેવું નિર્મળ અને અમૃત જેવું ગંગોદક મ્હારા પુત્રને માટે લાવવાની મ્હારામાં શક્તિ હોવા છતાં શહેરની ગટરોનું ગંદુ જળ મ્હારા પુત્રને પાન કરાવવા જેવો હું મૂર્ખ નથી." પુત્રનું વય થોડું વધ્યા પછી ફર્ડિનેન્ડ ટી. બ્રુકસ નામક એક વિદ્વાન્ અંગ્રેજ ગૃહસ્થને સ્વાધિન કર્યો. એ ગ્રહસ્થને પં. મોતીલાલજીએ કેટલાંક વર્ષ પર્યંત પોતાના ઘરમાં જ રાખ્યો હતો. તે ગ્રહસ્થ અતિ સાત્વિક અને વિદ્વાન્ હતો. તેની સંગતિથી પંડિતજીને બાલ્યાવસ્થાથી જ વાંચનનો મોહ લાગ્યો. ઇતિહાસ, કાવ્ય અને શાસ્ત્ર વિષયમાં પંડિતજીએ સુંદર રીતે સત્વર પ્રવેશ કર્યો. મિ. બ્રુકસ સાહેબના સહવાસને લીધે હિંદુ ધર્મના તત્વ-જ્ઞાન પ્રત્યે પંડિત જવાહરલાલનો આદરભાવ તે વખતથી જ વૃદ્ધિ પામવા લાગ્યો તે અદ્યાપિ પર્યંત કાયમ જ છે. એ સમયે જ તેમણે સર્વ ઉપનિષદ્ અને ગીતાનો અભ્યાસ કરી લીધો હતો. પંડિતજીની બ્હેનનો પુરાણ ગ્રંથનો અભ્યાસ વિશેષ હતો. તેથી બાલ જવાહરલાલ તેમની પાસે બેસી પુરાણની કથા આદર અને કૌતુહલપૂર્વક સાંભળતા. તે સદ્ગ્રંથના વાચનની સાથે જ તેમને માતાપિતા પ્રત્યે સવિશેષ આદરભાવ ઉપજ્યો. વિનયપૂર્વક વર્તન રાખવાનું શિક્ષણ પણ પંડિતજીને તેમની કુમળી વયમાં જ મળ્યું હતું.

પં. જવાહરલાલજી પોતાના આત્મચરિત્રમાં લખે છે કે: "મ્હારા પિતા પ્રત્યે મ્હને નિઃસીમ આદર ઉત્પન્ન થાય છે. તેઓ શક્તિ, શૌર્ય અને બુધ્ધિમાનની સાક્ષાત્મૂર્તિ છે એવું હું સમજતો હતો. મ્હારા મનમાં છુપાવી રાખેલી આશાઓ એ જ હતી કે: હું પણ મ્હારા પિતાના જેવો જ પ્રતાપી બની શકું." પિતાનો સ્વભાવ

ક્રોધી અને ઉગ્ર હોવાથી ન્હાના પંડિતજી હમેશાં ગભરાઈ જતા અને તેમના સ્હામે ઉભા રહેવાનું એકાએક સાહસ કરતા નહિ. પિતાનો સ્વભાવ ક્રોધી હતો. પરંતુ તેમનું અંતઃકરણ અતિશય પ્રેમાળ હતું. એક વખત ન્હાના પંડિતજીએ બાલ સ્વભાવ પ્રમાણે પિતાની ફાઉન્ટન પેન લઈ લીધી. પિતાને ખબર પડતાં તેમણે તપાસ કરવા માંડી. પિતા ગુસ્સે થશે એમ સમજી તેમણે પિતાજીને પેન સંબંધી ઈન્કાર કર્યો. પુત્રે પેન લીધી તેથી પિતાને ક્રોધ ચઢયો નહિં કારણ કે પોતાના લાડકવાયા પુત્રને માટે એકને બદલે ચાર પેન ખરીદી લાવે એવી તેમનામાં શક્તિ હતી. પરંતુ પોતાનો પુત્ર અસત્ય કેમ બોલે છે? બસ, એજ તેમના ગુસ્સાનું કારણ હતું. પં. મોતીલાલજી ગુસ્સાથી લાલચોળ થઈ ગયા. તેમણે પુત્રને બોલાવી ધાકધામકી આપી ગુન્હો કબુલ કરવા કહ્યું. પિતાનો નરસિંહ અવતાર જોઈ ન્હાના પંડિતજી થરથર કમ્પવા લાગ્યા. પુત્રના મુખમાંથી નિકળ્યું કે: "હા, મ્હેં અસત્ય કહ્યું છે." એટલા શબ્દો સાંભળતાં જ વિકાળ પિતાએ હાથમાં સોટી લઈ કુમળા પુત્રના શરીર પર ઢોરની પેઠે શિક્ષા કરવાનું શરૂ કર્યું. માર સહન થતો નહિં હોવાથી કુમળો બાળક પિતાના હાથમાંથી છટકી દોડતો દોડતો માતાની સોડમાં સંતાઈ બેઠો. માતાએ પુત્રને પેટ સાથે દબાવી દીધો. પતિ સ્હામે કોઈ દિવસ શબ્દોચ્ચાર નહિ કરનાર પત્ની સ્વરૂપરાણી પતિના સામું જોઈ જોરથી બોલવા લાગ્યાં: "બાળકનો જીવ લેવાની ઈચ્છા હોય એમ જણાય છે. ફાઉન્ટન પેન લીધી હશે. તેમાં શું થયું?" એ સાંભળી પં. મોતીલાલજીએ કહ્યું: "જૂઠું બોલવા માટે હું એને શિક્ષા કરૂં છું. એ નઠારી ટેવ બાલ્યાવસ્થાથી જ ભૂલાવી દેવી જોઈએ."

સ્વરૂપરાણીએ પુત્રનું ઉપરાણું લઈ કહ્યું: "તમે એટલા ક્રોધથી બોલો છો કે પુત્ર ગભરાઈ જાય છે અને અપરાધ કબુલ કરતો નથી. જરા પ્રેમથી પૂછ્યું હોત તો શું થાત? પુત્રના બરડાની ચામડી

ઉખડી ગઇ છે તેનું કાંઈ ભાન છે ખરૂં? તમે તે પિતા છો કે કોણ છો?"

પત્નિના સાત્વિક શબ્દો સાંભળી પં. મોતીલાલજીના ક્રોધનો પારો નીચે ઉતર્યો. પુત્રને અતિશય શિક્ષા કરવાનું લક્ષ્યમાં આવતાં જ તેમણે તુરત ડૉક્ટરને બોલાવ્યો. પુત્રના બરડાના વ્રણ સારા થતાં સુધી પં. મોતીલાલજી પોતેજ તેને મલમપટ્ટી કરવા માટે લક્ષ્ય આપતા. તે સમયે સ્વરૂપરાણી એકાદ વખત મ્હેણું મારતાં કે; "મારતી વખત બુદ્ધિ ક્યાં ગઇ હતી?" પત્નિનું સકારણ મ્હેણું સ્વાભિમાની અને ક્રોધી મોતીલાલજી ચુપચુપ સહન કરી લેતા. પુત્રના મન પર કડક શિક્ષાનું કાંઈ ખરાબ પરિણામ થયું નહિ. "મ્હારા પિતા સારી વર્તણુકને માટે જેમ શિક્ષા કરે છે, તેજ પ્રમાણે શિક્ષાને લીધે થયલું કષ્ટ નિવારણ કરવાની કાળજી પણ તેટલી જ રાખે છે. મ્હારા પર પિતાનો અતિશય પ્રેમ છે. માતુશ્રીએ પિતાને મ્હેણું નહિં મારતાં ક્ષમાજ કરવી જોઇએ." એવા વિચાર તેમની ન્હાની વયમાં પણ પં. જવાહરલાલના મનમાં આવતા.

માતુશ્રીની પેઠેજ એક બીજું વિશ્રાંતિસ્થાન પંડિતજીને સાંપડયું હતું તે મુન્શી મુબારકઅલી હતા. પં. મોતીલાલજીના તે પ્રથમ શિક્ષક હતા. પં. મોતીલાલજી ગપ્પાં મારવા તેમને ઘેર રોજ જતા. અરેબિયન નાઇટ્સ કિંવા એવીજ અદ્‌ભુત રહસ્યમય વાર્તાઓ મુન્શી સાહેબ પંડિતજીને પ્રેમપૂર્વક સંભળાવતા. બાલ્યાવસ્થામાં વાર્તાઓ સંભળાવનાર મનુષ્ય બાળકને કેટલું પ્રિય હોય છે તે વાંચકોએ પોતાના અનુભવથી વિચારી લેવું. મુન્શીજી જવાહરલાલને આનંદ આપતા એટલું જ નહિ પરંતુ જ્યારે તેને કાંઈ પણ કષ્ટ થતું ત્યારે તેને બરડે હાથ ફેરવી સાન્ત્વન પણ આપતા. એ સ્નેહાળ મહાપુરૂષનું સ્મરણ પંડિતજીએ એક મહાન બક્ષિસ પ્રમાણે સાચવી રાખ્યું છે.

બાળક જવાહરલાલજીનો સ્વભાવ બાલ્યાવસ્થાથી જ વિશેષ ભાવના પ્રધાન અને સુસંસ્કારી હતો. સ્વતંત્રતા માટે બોઅર લોકો અંગ્રેજો સાથે યુદ્ધ કરતા હતા તે વખતે બોઅર લોકોનો વિજય સાંભળતા ત્યારે પંડિતજીને ઘણો હર્ષ થતો. વળી બીજી વખત જ્યારે અંગ્રેજોનો જય સાંભળતા ત્યારે તેઓ ભગવાનને પ્રાર્થના કરતા કે; "ભગવાન! બોઅર લોકોનો વિજય કર." રૂસો જાપાની યુદ્ધ સમયે પંડિતજી જાપાનનો વિજય ઇચ્છતા. પોતાને ઘેર વર્તમાનપત્રો પુષ્કળ આવતાં. પિતાના દિવાનખાનામાં રાજકીય વિષયો પર નિત્ય ચર્ચા થતી. તેથી બાલ્યાવસ્થાથીજ પંડિતજીને રૂસો–જાપાની યુદ્ધનું કારણ સમજાયું હતું. યુરોપની ગુલામગીરીમાં એસિયા સપડાયું છે. તેમાંથી મુક્ત થવાનો જાપાન પ્રયત્ન કરે છેઃ તેમાં તેને વિજય પ્રાપ્ત થશે તો આજે નહિં તો કાલે, હિંદુસ્થાનની પ્રજા પણ પ્રયત્ન કરશે તો તેનો ભાવિ માર્ગ દુરસ્ત થવાથી સ્વાતંત્ર્ય યુદ્ધમાં આપણને પણ વિજય મળશે."

આવા અનેક વિચાર પંડિતજીના મનમાં ઉત્પન્ન થતા હતા. કોઇપણ કાર્યને માટે પંડિતજીના મનમાં તીવ્ર ભાવ ઉત્પન્ન થવો એ તેમનો સ્વાભાવિક ગુણ છે. તેઓ ચાહ પિતાં પિતાં રાજદ્વારી ચર્ચા કરતા તે કાંઇ ટાઢા પહોરના ગપ્પાં નહોતાં! હિંદુસ્થાન પરતંત્ર છે. એ એક વખત તેમના જાણવામાં આવ્યા પછી પોતાની માતૃ-ભૂમિને કેવી રીતે સ્વતંત્ર કરવી તેનો વિચાર તેમને ઉઠતાં બેસતાં થતો. અર્જુનની નિઃસીમ કૃષ્ણ ભક્તિની કથા કરતાં પુરાણી બાવા કહે છે કે; "અર્જુન નિંદ્રામાં હોય તે વખત પણ તેના કેશમાંથી 'કૃષ્ણ, કૃષ્ણ' ધ્વનિ સંભળાતો. પં. જવાહરલાલજીના સ્વાતંત્ર્ય સંબંધી વિચાર તેમની જાગૃત અવસ્થામાંજ થતા એટલુંજ નહિ પણ તેમને સ્વપ્ન પણ એ વિષયનાં જ આવતાં. "હાથમાં તરવાર લઇ હિંદી સ્વાતંત્ર્ય માટે હું યુદ્ધ કરૂં છું." એવાં સ્વપ્ન તેમને નિત્ય આવતાં.

એ સમયે પુત્રને ઉત્તમોત્તમ શિક્ષણ આપી આઈ. સી. એસ. બનાવવો કિંવા તેને પસંદ હોય તો વડિલોપાર્જિત વકિલાતનો ધંધો સ્વીકારવો. અથવા પુત્રે પીતાની પેઠે જ પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરી જગતના નાના પ્રકારના સુખ વિલાસનો ઉપભોગ કરવો. એવા વિચાર પં. મોતીલાલજીના મનમાં ઘોળાયા કરતા, ત્યારે પુત્રને હિંદી સ્વાતંત્ર્ય યુદ્ધના સ્વપ્ન આવતાં હતાં. મુસલમાનોની સેવા કરી મ્હોટા જાગીરદાર બનેલા શહાજીના ઘરમાંજ મુસલમાની સત્તા દૂર ફેંકી દેવાની કલ્પના હૃદયમાં પોષનાર શિવાજી અવતર્યાં હતા. આજે પણ પોતાના સુખવિલાસ તરફ દ્રષ્ટિ રાખનાર અને અંગ્રેજો સાથે સહસા વિરોધ નહિં કરનારના ઘરમાં સ્વાતંત્ર્ય યુદ્ધના સ્વપ્ન જેને આવતાં હોય એવો વીર પુરૂષ જન્મ ધારણ કરે એ કેવું આશ્ચર્ય! આશ્ચર્ય તો ખરૂં જ પરંતુ એવું ઘણી વખત બને છે. માતાપિતા પુત્રના મન પર ઉત્તમ સંસ્કાર ઉત્પન્ન કરવા ઘણી વખત તેની દૃષ્ટિ સમક્ષ મહાન્ પુરૂષોનાં ચરિત્ર મૂકે છે. પુત્ર જો ભાવના પ્રધાન અને સાત્વિક વૃત્તિનો હોય તો તેને ત્યાગી, શૂરવીર અને સાહસિક પુરૂષોની પેઠે જીવન વ્યતિત કરવાની ઇચ્છા થાય છે. તેણે જગત્નાં સુખનો અનુભવ લીધેલો હોય છે તેથી તેને એવા સુખની અભિલાષા બિલકુલ રહેતી નથી ત્યાર પછી તે મહાન્ પુરૂષોનાં જીવનનું અનુકરણ કરી જૂવે છે. તેજ સમયે પિતા અને પુત્રના જીવનમાં મ્હોટો વિરોધ જણાય છે. પરતંત્રતામાં સપડાયલા રાષ્ટ્રને ઉન્નત કરવું હોય તો ત્યાગનો આદર્શ સામાન્ય જનતા સમક્ષ હોવો જોઇએ. ગર્ભ શ્રીમંતો ભોગવિલાસનો ત્યાગ કરે છે ત્યારે સામાન્ય જનતા પર તેનું સવિશેષ પરિણામ થાય છે તેથી જ બુધ્ધનું જીવન ચરિત્ર આપણા મન પર વિશેષ પ્રકારની અસર કરે છે. તરૂણાવસ્થામાં અતિ વિનિત પક્ષના પિતાને ઘેર પૂર્ણ સ્વાતંત્ર્યના વિચાર ગ્રહણ કરી જવાહરલાલ જન્મ્યા હતા એજ દેશનું સદ્ભાગ્ય છે.

## પ્રકરણ ૪ થું.

## ઇંગ્લંડ યાત્રા અને વિદ્યાભ્યાસ.

પંડિત જવાહરલાલ ૧૪ વર્ષના થયા. પંડિત મોતીલાલજીએ વિચાર કર્યો કે: "અહીંની હાઇસ્કુલ અને કોલેજમાં પુત્રને શિક્ષણ આપવા કરતાં વિલાયત મોકલવામાં આવે તો તેને અતિ-ઉત્તમ શિક્ષણ મળશે અને તેની દૃષ્ટિવ્યાપક થશે." એ સમયે ઉત્તર હિંદુસ્થાનના શ્રીમંત કુટુંબોમાં પોતાના કુમળી વયના પુત્રોને શિક્ષણ માટે વિલાયત મોકલવાની પ્રથા હતી. બાબુ અરવિંદ ઘોષ અને કવિ સમ્રાટ રવિન્દ્રનાથે કુમળી વયમાં જ વિલાયતનાં દર્શન કર્યાં હતાં. એકના એક પુત્રને એટલે દૂર શિક્ષણ માટે મોકલતાં પિતાનો જીવ કેવો અધૈર્ય થયો હશે? પરંતુ પં. મોતીલાલજી ઉત્તમ શિક્ષણનું પરિણામ જાણતા હતા, તેથી તેઓ ક્ષણ પર્યંત પુત્ર સ્નેહ ભૂલી ગયા! પં. મોતીલાલજીનાં સર્વ કાર્ય જનસમાજને વિલક્ષણ જણાતાં હતાં. પુત્રને પુના કે મુંબઈ મોકલવો હોય ત્યારે ઘણું તો આપણે સ્ટેશન સુધી જઈએ છીએ, પરંતુ મોતીલાલજીએ તો ખર્ચનો કંઈ પણ

વિચાર કર્યા વગર જ સ્વરૂપરાણીને સાથે લઈ પુત્રને વિલાયત પહોં-ચાડવા માટે તેઓ ઠેઠ વિલાયત સુધી ગયા. હૅરોની સુપ્રસિદ્ધ શાળામાં પુત્રને મુકી માતાપિતા દુઃખિત અંતઃકરણે હિંદુસ્થાન પાછાં આવ્યાં.

એ નવીન શાળામાં અને વળી અતિશય દૂરના વાતાવરણમાં પ્રથમ તો પં. જવાહરલાલને ગમતું નહિ. તેમને વારંવાર ઘર યાદ આવતું પરંતુ તેમની એ સ્થીતિ ઘણા દિવસ રહી નહિ. તેમણે સત્વર મનને સંકોચી નવિન વાતાવરણમાં એકરસ થઈ જવાનો નિશ્ચય કર્યો. ત્યાંની રમતગમતમાં તેઓ ઉત્સાહપૂર્વક ભાગ લેવા લાગ્યા. હિંદુસ્થાનમાં ઉત્તમ શિક્ષકો દ્વારા વિવિધ વિષયનું તેમને શિક્ષણ મળેલું હોવાથી હૅરોના સમવયસ્ક વિદ્યાર્થીઓ કરતાં તેમના સંસ્કાર વિશેષ વૃદ્ધિ પામ્યા હતા. પરંતુ તેમને લૅટિન ભાષાનું જ્ઞાન ન હતું તેથી કેટલાક દિવસ નીચેના વર્ગમાં રહેવું પડયું. ત્યાં તેમને તે ભાષાનું શિક્ષણ લેવું પડયું. બીજા વિદ્યાર્થીઓની પેઠે લૅટિન ભાષામાં તેમની પ્રગતિ થતાં જ જવાહરલાલને ઉપલા વર્ગમાં ચઢાવ્યા. હિંદુસ્થાનમાં એવું કદી બને ખરૂં? વિદ્યાર્થીના સંસ્કાર ગમે તેટલા ઉચ્ચ હોય અને વિવિધ વિષયમાં તે પારંગત હોય તો પણ એક એક વર્ગમાં એક એક વર્ષ ગાળ્યા સિવાય તેનો છુટકો થતો નથી! બે વર્ષ હૅરોમાં રહ્યા પછી પંડિતજી કૅમ્બ્રિજના વિશ્વવિદ્યાલયમાં ગયા. બે વર્ષ ત્યાં અભ્યાસ કરી સન્માનપૂર્વક તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. હવે શું કરવું એ મ્હોટો પ્રશ્ન હતો. શ્રીમંતોના પુત્રોની પેઠે આઈ. સી. એસ.ની પરીક્ષામાં પાસ થઈ મ્હોટી નોકરી લેવી જોઈએ. પરંતુ પંડિતનું વય તે પરીક્ષામાં બેસવા યોગ્ય ન હતું. વળી ઇંગ્લેંડમાં વિશેષ સમય વ્યતીત કરવાથી માતાપિતા પુત્રને ઘેર બોલાવવા અધિરાં થઇ ગયાં હતાં. તે ઉપરાંત આઈ. સી. એસ. થઇ કલેકટરની નોકરી સ્વીકારી અલ્લાહાબાદથી ઘણે દૂર કોઈ સ્થળે જઈ રહેવું એ પણ ઘરનાં મનુષ્યોને પસંદ ન હતું. અંતે આઇ. સી. એસ. નો નાદ પડતો મુકવાનું એજ કારણ હતું. પં. જવાહરલાલ

આઈ. સી. એસ. થયા નહિં એ શું હિંદુસ્થાનનું મહદ્ ભાગ્ય નથી? તેઓ બુદ્ધિમાન અને આળસ રહિત હોવાથી નોકરીમાં પણ તેઓ કમિશ્નરની જગ્યા સુધી સહજે પહોંચી શકયા હોત. પરંતુ પરમેશ્વરની ઈચ્છા કંઈક જૂદી જ હતી. આઈ. સી. એસ. નો નાદ છોડયા પછી બીજો માર્ગ બેરિસ્ટરનો હતો તેજ માર્ગે જવાનો પં. જવાહરલાલે નિશ્ચય કર્યો અને ઈનર ટૅમ્પલ નામક સંસ્થામાં ત્રણ વર્ષ રહી બેરિસ્ટરની પદવી સમ્પાદન કરી.

વિલાયતમાં પંડિતજી એકંદર સાત વર્ષ રહ્યા. તે સમયમાં તેમણે પોતાની બુદ્ધિને નિશ્ચયાત્મક રૂપ આપ્યું. અંધશ્રદ્ધા નહિં રાખતાં પ્રત્યેક વિચાર પોતાની બુદ્ધિની કસોટી પર ચઢાવી બરાબર પરીક્ષા કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. આ સમયેજ તેમણે કોઈ પણ વિચાર નક્કી કરતાં પહેલાં પરિશ્રમ કરવાની ટેવ રાખી હતી. ઈંગ્લંડની સર્વ પ્રજા સમયનું મૂલ્ય સમજે છે. તેમને જ્યાં જવું આવવું હોય અથવા કંઈ પણ કામ કરવું હોય તો તે માટે સમય નક્કી કરવામાં આવે છે. એ જાણ્યા પછી પંડિતને પણ સમયનું મૂલ્ય અને મહત્વ સમજાયું. તેમનો સ્વભાવ પણ પ્રત્યેક કાર્ય વખતસર કરવા માટે ટેવાઈ ગયો. આ સમયે ઉત્તમોત્તમ ગ્રંથોનું અધ્યયન થયલું હોવાથી અને સ્વભાવમાં વિશેષ રસિકતા હોવાથી તેમની લેખનશૈલી ઉત્તમ વાંઙમય અવતરણોથી ભરેલી અને હૃદયના ભાવ સારી પેઠે વાંચકને દર્શાવી શકે એવી હૃદયસ્પર્શી થઈ ! આ સમયેજ તેઓ એક સર્વોત્તમ લેખક બન્યા. તેમના લેખ ભાવના પ્રધાન અને ચિત્તાકર્ષક હતા. વાંચકનું અંતઃકરણ આકર્ષે એવા માર્મિક હતા.

હિંદુસ્થાનની શાળાઓમાં અથવા કૉલેજોમાં રાજદ્વારી ચર્ચા કરવી અશકય હોય છે. વિદ્યાર્થીઓને શાળામાં અને ઘરમાં સલાહ આપવામાં આવે છે કે: "પ્રથમ અભ્યાસ કરો. નિરર્થક રાજદ્વારી ચર્ચામાં પડવું નહિઃ" કારણ કે રાજદ્વારી ચર્ચા એક વખત શરૂ

થઇ કે : પોતાના દુઃખનું કારણ પારતંત્ર્ય છે એ વિદ્યાર્થીઓને સમજાય છે અને તે કારણ જાણ્યા પછી પરતંત્રતાની ઝુંસરી તોડી ફોડી દૂર ફેંકી દેવાની વિદ્યાર્થીઓને તેમજ ઇતર જનોને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. એ પ્રમાણે સ્વતંત્રતાની ઇચ્છા થઈ કે થયો તે રાજદ્રોહ! રાજદ્રોહી વિદ્યાર્થીઓની શાળાને સરકારી ગ્રેન્ટ મળેજ કેમ ? રાજદ્રોહી બડબડાટ કરનાર વિદ્યાર્થીઓના પિતાને સરકારી નોકરીમાં ઉન્નતિની આશા કેવી હોય ? જો તે વકિલ કે ડોકટર હોય તો રાજ્યના માનીતા અને શ્રીમંત સદ્‌ગૃહસ્થોદ્વારા તેને ઉદાર આશ્રય શી રીતે મળે ? રાજદ્વારી વિષયોમાં તીવ્ર ભાષા વાપરનાર વક્તાઓ પાછળ તુરતજ છુપી પોલિસખાતું લાગેલુંજ હોય છે. તેથી વિદ્યાર્થીઓની માનસિક ઉન્નતિનો માર્ગ બંધ થઈ જાય છે. એ વિધિ ઈંગ્લેંડમાં નથી ત્યાં સંપૂર્ણરૂપે ભાષણ સ્વાતંત્ર્ય અને વિચાર સ્વાતંત્ર્ય છે તેથી ઑકસફર્ડ અને કૅમ્બ્રિજનાં વિદ્યાલયોમાં હિંદી વિદ્યાર્થીઓ ખુલ્લા દિલથી હિંદી રાજદ્વારી વિષય પર ચર્ચા કરી શકે છે અને તારૂણ્યને યોગ્ય એવા રાજદ્વારી ઉદ્દામ વિચાર ચર્ચામાં પ્રકટ થાય છે. પંડિતજી વિલાયત હતા તે વખતે એવી ચર્ચાઓમાં સારો ભાગ લેતા હતા. ૧૯૦૫ થી ૧૯૦૭ની સાલમાં હિંદુસ્થાનમાં જે મહાન્ રાજદ્વારી ચળવળ ચાલતી હતી તે સંબંધી પોતાના વિચાર પિતા મોતીલાલજીને તેઓ વખતો વખત જણાવતા હતા.

હિંદુસ્થાનમાં બંગભંગ થયો તે સમયે રાજદ્વારી પુરૂષોમાં બે વિભાગ પડી ગયા. એક વિભાગમાં તિલક વગેરે ઉદ્દામ પુરૂષોનો સમાવેશ થયો હતો. અંગ્રેજોને નમાવવા માટે ઉદ્દામ પક્ષે વિલાયતી માલનો બહિસ્કાર કરવાની જુસ્સાબંધ ચળવળ શરૂ કરી હતી. તેને વિલાયતના તરૂણ વિદ્યાર્થીઓની સહાનુભૂતિ હતી. પંડિતજીએ તિલકનો પક્ષ સ્વીકાર્યો હતો તે પં. મોતીલાલજીને પસંદ નહોતું. પુષ્કળ વર્ષ પર્યંત પં. મોતીલાલજી રાજદ્વારી ખટપટમાં પડતાંજ નહોતા.

પરંતુ પાછળથી મિત્રોએ આગ્રહપૂર્વક તેમને વિનિતોના પક્ષમાં ખેંચ્યા હતા. તેમ જ તેઓ અલ્લાહાબાદની પ્રાંતિક પરિષદના અધ્યક્ષ પણ થયા. આ સમયે મોતીલાલજી હિંદુસ્થાનના તિલક વગેરે ઉદ્દામ પુરૂષો પર ખૂબ કોરડા ઝાપટતા. તેમનું જીવન કાયદાના વ્યસનમાં વ્યતિત થયલું હોવાથી કોઇ પણ ચળવળ કાયદાના ચોકઠામાં બરાબર બંધ બેસતી હોય તો જ તે પસંદ કરતા. ગેરકાયદેસર ચળવળ તેમને પસંદ જ નહોતી. વળી ઉદ્દામ પક્ષની રાજદ્વારી ચળવળ હિંદુસ્થાનમાં પ્રવર્તતી હતી તેને ધાર્મિક પુનરૂજ્જીવનનું વલણ મળતું હતું તે મોતીલાલજીને પસંદ ન હતું. તેમને અંગ્રેજી રીતરિવાજ અને પાશ્ચાત્ય વિચાર પદ્ધતિ પસંદ હોવાથી હિંદની રાજદ્વારી ચળવળની દિશા પણ અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે ચલાવ્યા સિવાય આપણા રાષ્ટ્રની ઉન્નતિ નથી એમ તેઓ માનતા હતા. સામાન્ય હિંદી જીવનમાં તેઓ એકરસ થતા નહિ હોવાથી ઉદ્દામ આગેવાનોના આચાર વિચાર અને ચળવળની પદ્ધતિ તેમને પસંદ નહોતી. એટલુંજ નહિ પણ ઉપર કહ્યા પ્રમાણે પોતાના ભાષણમાં તેઓ ઉદ્દામ આગેવાનો પર સખ્ત વાક્પ્રહાર કરતા હતા. પિતાની એ કૃતિ છોટા પંડિતજીને પસંદ નહોતી તેથી તેમણે પોતાના પત્રમાં તેમને ટાણો માર્યો કે : "તમારાં ભાષણો સરકાર પક્ષને પસંદ પડે છે તેથી હવે તમારી આબરૂ સરકાર દરબારમાં વૃદ્ધિ પામશે." મોતિલાલજીને પુત્રનું એ લખાણ ગમ્યું નહિ. પોતાનો ચિરંજીવી હવે રાજદ્વારી વિચારમાં આગળ વધતો જાય છે એ જાણી તેમણે પુત્રને હિંદુસ્થાનમાં બોલાવી લેવાનો વિચાર કર્યો.

વિલાયત હતા તે વખત જેમ રાજદ્વારી વિષયક જવાહરલાલજીનો અભિપ્રાય ઉદાર અને પુરોગામી થયો હતો તેજ પ્રમાણે સામાજિક અને ધાર્મિક વિષય સંબંધી પણ તેમના વિચાર સંપૂર્ણ અને નવીન પદ્ધતિના થયા હતા. એ વિચારને લીધે તેમના આચારને

સ્વચ્છંદી અને અનૈતિક વલણ લાગવાને વિલંબ ન હતો, પરંતુ તેમનો લજ્જાશીલ અને સંકુચિત સ્વભાવ હોવાથી વિચાર પ્રમાણે ગમે તેવું આચરણ તેમનાથી થયું નથી. તે ઉપરાંત સંસારના કલામય જીવન પ્રત્યે તેઓ આકર્ષિત થયેલા હોવાથી હલકા પ્રકારના ઉપભોગમાં તેઓ લપટાય તેવા નહોતા. વળી તેમને સાહસિક જીવનનો અભ્યાસ હોવાથી શ્રીમંત ગૃહસ્થોના જેવી રમતો રમતા હોવા છતાં કોઈપણ દુર્વ્યસનમાં તેઓ ફસાઈ શકયા નહોતા. એમ હોવા છતાં લંડનના ફેશનેબલ ગૃહસ્થના જેવી તેમની રહેણી કરણી હતી. તેમને તારુણ્ય સુલભ મોહ ઉત્પન્ન થયો હતો, તેથી તેઓ એટલા બધા ખર્ચાળ થઇ ગયા હતા કે: મોતીલાલજી જેવા સબળ શ્રીમંત ગૃહસ્થ પણ પુત્રના લાડકોડ પુરા કરવા અસમર્થ થયા હોય તેમ બેરિસ્ટરનો અભ્યાસ કરતા હતા છતાં પંડિતજીને તેમણે ખર્ચ ઓછો કરવા બે શબ્દ લખી નાંખ્યા હતા.

પોતાનો સાત વર્ષનો વિલાયતનો નિવાસ પૂર્ણ કરી પંડિતજી હિંદુસ્થાનને કિનારે ઉતર્યા. તે સમયે તેમની પાસે પોતાના સ્વાભિમાન સિવાય બીજું કંઇ નહતું એમ તેમણે પોતાના જીવન ચરિત્રમાં ખુલ્લે દિલે લખ્યું છે. તેમનું એ લખાણ કેટલેક અંશે સત્ય હતું તેમજ કંઇક અંશે વસ્તુસ્થિતિને અનુરૂપ ન હતું. નેહરૂ કુટુંબજ એક પ્રકારનું સ્વાભિમાની છે. તેઓ કઇ વખત કોનું પાણી ઉતારી નાંખશે તેનો નિયમ ન હતો. તેમણે ઉચ્ચ જીવન વ્યતીત કર્યું હોવાથી અને જગતની ઉત્તમોત્તમ વસ્તુઓ, સૃષ્ટિના મનોહર દશ્યો અને બુદ્ધિનો અપાર વૈભવ તેમણે જોયલો હોવાથી હવે તેમને આશ્ચર્યકારક અને કૌતુકમય કંઇજ જણાતું ન હતું. આમ જન અને મિત્રો તરફથી મળતી ભેટ તેઓ એક બાજૂએ મુકી દેતા કોઈ તેમને અમુક દેખાવ જોવા લઇ જવાનું કહેતું ત્યારે તેઓ તુરતજ કહેતા કે: "એમાં શું જોવા જેવું છે?" નેહરૂ કુટુંબને ઉત્તર હિંસ્થાનમાં નીતિસર અને મોહક ભાષણ

કરવાની ટેવ જ નહોતી. તેમના મનમાં જે આવતું તે તેઓ બોલી નાંખતા. તેમના બોલવાથી તેમના મનની સાચી પરીક્ષા થઈ શકે તેમ નથી, ફણસના ફળની પેઠે ઉપરથી કાંટા પરંતુ અંદરથી સુમિષ્ટ રસનો માવો નીકળે છે તેવી તેમની સ્થીતિ છે. શ્રીમંતાઇમાં સત્યનિષ્ઠા છુપાઈ રહેલી હોય છે. વિલાસીજીવનમાં પણ અવિરત ઉદ્યોગ કરવાની બુદ્ધિ અને સામર્થ્ય હોય છે. બંધુબાંધવો સાથે તોછડી વર્તણુક ચલાવવા છતાં તેમને માટે આયુષ્યનો હોમ કરવાની એ કુટુંબે તૈયારી બતાવી છે, વિલાસી હોવા છતાં ઉદ્યોગી, સ્વાભિમાની છતાં પ્રેમાળ, અને વૈભવશાળી છતાં ત્યાગી, એવા ભિન્નભિન્ન સદ્ગુણથી સમ્પન્ન નેહરૂ કુટુંબ છે. વિલાયતથી આવ્યા પછી પંડિત જવાહરલાલે પોતાની બુદ્ધિ, શક્તિ અને સમ્પત્તિ રાષ્ટ્રની સેવામાં અર્પણ કરી ત્યારે ઉત્તમ સદ્ગુણોનો સંગ્રહ કરીનેજ તેઓ વિલાયતના વાતાવરણમાંથી આવ્યા હતા એમાં સંશય નહિ.



## પ્રકરણ ૫ મું.

## હૃદય-મંથન.

વિલાયતમાં સાત વર્ષ ગાળ્યા પછી તારૂણ્ય સુલભ ઉચ્ચ અભિલાષા સહિત પં. જવાહરલાલ હિંદુસ્થાનમાં પાછા આવ્યા હતા. કુટુંબીજનો સાથે કેટલાક મહિના આનંદ ઉત્સાહમાં વિતાડયા પછી તેમણે પોતાનો વડિલોપાર્જિત વ્યવસાય અલ્લાહાબાદમાં શરૂ કર્યો. પં. મોતીલાલજીની પેઠેજ તેઓ પોતાનો વકિલાતનો વ્યવસાય ચિત્ત રાખીને કરતા હતા. શરૂવાતમાં તેમની આવક વખાણવા જેવી નહતી તોપણ કંઇક વિશેષ વધવા લાગી હતી. પં. મોતીલાલજીનું વ્યક્તિત્વ, અનુભવ-સિદ્ધ ઉંડુ જ્ઞાન, અને વિશાળ દ્રવ્ય પ્રાપ્તિ હોવાથી તેમના કરતાં પુત્રનો ઉદ્યોગ ઘણો ફિક્કો જણાતો હતો. નવીન વકિલને જૂના વકીલની પેઠે અનેક પ્રકારના વૈભવ શી રીતે પ્રાપ્ત થાય? જૂના વકિલોની પ્રસિધ્ધિને લીધે તેમને અનેક પ્રકારની દ્રવ્ય પ્રાપ્તિ થાય છે તેવી તેમને થાય શી રીતે? પિતાના જેવી પ્રશંસા પુત્રને મળેજ

કેમ ? મોતીલાલજીનો તો રૌફજ ન્યારો છે ! એવી ટીકા લોકોમાં શરૂ થાય તે પહેલાંજ છોટા પંડિતજીનું લક્ષ્ય પોતાના વકિલાતના ધંધા ઉપરથી ઉઠી ગયું. તેમને વકિલાતનો ધંધો પસંદ હતો પરંતુ વકિલોના ધાંધલીયા અને પ્રપંચી જીવન પર તિરસ્કાર ઉત્પન્ન થવા લાગ્યો. ઘણા વકિલો ડબલ ગ્રેજ્યુએટ હતા. તેમને વકિલાતના ધંધામાં સારી પ્રાપ્તિ હતી. પરંતુ સંસારનું ગાડું વ્યવસ્થિત ચાલતાંજ તેઓ પોતાનો અવકાશનો સમય ક્લબમાં બેસી પાનાં રમવામાં અથવા બિલિયર્ડ ખેલવામાં ગાળતા હતા. અધિકારીઓના આયુષ્યની ખાનગી નાજુક બાબતો અને અધિકારીઓની નિમણુક ગેઝેટમાં પ્રકટ થતાંજ તે લક્ષ્યમાં રાખવું એજ તેમનો ચર્ચાનો વિષય અને એજ તેમની બૌધ્ધિક કરામત, ઉપરાંત શૃંગારિક કે ડિટેકટિવ નવલકથાઓનું વાંચન એજ તેમનો મ્હોટો વ્યાપાર હતો ! પંડિતજી તે વખત તરૂણ હતા. નવીન પરિસ્થિતિને લીધે હિંદુસ્થાનમાં નિત્ય બનતા જુલ્મી બનાવોનું વર્ણન સાંભળી તેઓ અસ્વસ્થ થઈ જતા. આપણે પરતંત્ર હોવાથીજ આપણને એવું અપમાન પગલે પગલે સહન કરવું પડે છે. અર્થાત્ એ પારતંત્ર્ય કોઇ પણ રીતે દૂર ફેંકી દેવુંજ જોઇએ એવો નિશ્ચય તેઓ મનમાંજ કરતા. પારતંત્ર્ય ફેંકી દેવા માટે શરૂવાત કેવી રીતે કરવી એ વિચાર પણ તુર્તજ તેમના મનમાં ઉપસ્થિત થતો. પં. મોતીલાલનું આવવું, જવું, ઉઠવું, બેસવું, સર્વ વિનિત મિત્રોની મંડળીમાં થતું હોવાથી વિનિત રાજદ્વારી પદ્ધતિ તરફ પ્રથમ તેમનું ચિત્ત આકર્ષાયું. તેજસ્વી તરૂણને તે નિસ્તેજ રાજદ્વારી પદ્ધતિ, સરકારી અધિકારીઓનું વલણ જોઇને બોલવું અને વર્તવું એ કેમ પસંદ પડે ? "પ્રથમ ઉદર પોષણ કરવું, પુષ્કળ દ્રવ્ય પ્રાપ્તિ કરવી; કવચિત્ રાજદ્વારી વાતો કરવી, પરંતુ તેવાં આચરણ ન કરવાં." તે વખતના ઘણાખરા વિનિત રાજદ્વારીઓનો એ જીવન મહામંત્ર હતો અને તેનું જ અનુષ્ઠાન તેઓ વર્ષોવર્ષ કરતા હતા. વિનિતોને પણ સરકારી જુલ્મ પ્રત્યે ક્રોધ થોડો ઉપજતો નહિ.

સરકારી જુલ્મ, ત્રાસ અને અન્યાય જોઇ તેમને ક્રોધ ઉત્પન્ન થતો, મનમાં ને મનમાં ખૂબ તડફડાટ કરવો, પોતાના મિત્રમંડળમાં બેસી અંગ્રેજી ભાષામાં તે સર્વ પ્રત્યે દ્વેષ વ્યક્ત કરવો, ઘણું તો એકાદ સભા ભરી તેમાં "સરકારની અમુક અમુક બાબતો અમને પસંદ નથી" એવું ભાષણ કરી દેવું કે બસ! વિનિત રાજદ્વારીઓના ઘોડાએ ગંગામાં સ્નાન કર્યું! તે સમયના વિનિત આગેવાનો અત્યારના કર્તવ્યનિષ્ઠ અને પરાક્રમી કોંગ્રેસ આગેવાનો જેવા મ્હોટા ભભકાદાર જણાતા. તેમના ભાષણો પણ અસાધારણ હતાં. તેઓ જે વખતે સભામાં ઉભા રહી સરકારી રાજપદ્ધતિ પર ટીકા કરતા ત્યારે તેમનામાં એવો જુસ્સો જણાતો કે સરકાર જો તેમના કહેવા પ્રમાણે વર્તશે નહિ તો કાલેજ તેઓ હાથમાં તરવાર લઈ ને ઉભા થઇ જશે. પરંતુ એ બાહ્ય ભપકામાં અને જુસ્સાબંધ ભાષણમાં ત્યાગવૃત્તિનો લવલેશ ન હોવાથી તેમનું એ બોલવું અને ડોલવું તુરતજ નિરર્થક થયેલું જણાતું. અન્યાયનો પ્રત્યક્ષ પ્રતિકાર કરવાની તેમનામાં શકિત નહોતી. તેમના મનમાં બંડ કરવાના વિચાર આવતા નહોતા એમ નહિં પરંતુ તેઓ દીર્ઘદર્શી હોવાથી ભવિષ્યની અનર્થ પરંપરા તેમના જોવામાં આવતી. સરકાર સ્હામે બે હાથ ખેલવા એટલે સર્વ પ્રકારનો ત્રાસ સહન કરવાનો પ્રસંગ આવે. ધંધો ડુબી જાય તો ડુબી જાય પણ દેહદંડ પણ સહન કરવો પડે એમ હતું. પરંતુ એ પ્રમાણે વર્તવામાં મનની જે તીવ્ર ભૂમિકાની આવશ્યકતા હોય છે તે કોઇપણ ભાષણકર્તામાં જોઈ શકાતી નહોતી. પંડિતજી સ્વયં કહેતા કે: "જો આપણને સ્વતંત્રતા જોઇતી હોય તો તેને યોગ્ય મૂલ્ય આપણે આપવું જોઇએ નહિં?" એ વિચાર ઉત્પન્ન થતાં જ તેમની દૃષ્ટિસમિપ લોકમાન્ય તિલક જણાતા. તિલક મહારાજે અન્યાયનો પ્રતિકાર કરતાં અનેક વખત દેહદંડ ભોગવ્યો હતો. તેજ પ્રમાણે આપણે પણ કરવું જોઇએ. જો કે તેઓ મનમાં ને મનમાંજ બોલતા. કોઈ કોઇ વખત બંગાલી બંધુઓની પેઠે સશસ્ત્ર ક્રાંતિના વિચાર પણ તેમના મનમાં

આવી જતા. આ સમયે તેમનામાં દેશાભિમાનની માત્રા અતિ ઉચ્ચ ચઢી ગઈ હોવાથી દેશના સ્વાતંત્ર્ય માટે પોતાનું કુટુંબ, સુખસમૃદ્ધિ, વિલાસીજીવન, વિશેષ શું? સર્વસ્વની આહુતિ આપી દેવા તેમનું મન તત્પર થતું. દેહદંડની તેમને ભીતિ લાગતી નહોતી, પરંતુ પ્રશ્ન એજ હતો કે: પોતે જે ત્યાગ કરવાના હતા તે વિચારપૂર્વક અને સ્વદેશના કલ્યાણ માટેજ થવો જોઈએ. એક સ્થળે પંડિતનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કે: "A young man in hurry" અર્થાત્ "કોઈપણ કાર્ય સત્વર કરી નાંખવાની જેને ઉતાવળ હોય છે એવો તરુણ પુરુષ." એ વર્ણન તદ્દન યથાર્થ છે. પં. જવાહરલાલ પોતાને હમેશાં અશાંત જ જણાતા. તેમના જીવને સ્વસ્થતા, શાંતિ કંઈ જણાતી જ નહોતી. ભાવનાપ્રધાન નિડર હૃદયનો ત્યાગી પુરુષ જો અશાંત હોય તો તેને હાથે અવિચારી કાર્ય થયા સિવાય રહેતું નથી. પરંતુ પં. જવાહરલાલે કોઈ પણ એવું કાર્ય કર્યું નથી. કારણ કે તેઓ જે કાર્યમાં પ્રવેશ કરતા તે પૂર્ણ કરવાની જેમ ઉતાવળ થતી તેમ તે કાર્ય પધ્ધતિ પ્રત્યે સંપૂર્ણ વિચાર કરવાની તેમને ઉતાવળ કદી થતી નહિ. પોતાની કાર્ય પધ્ધતિ તૈયાર કરતી વખત તે કાર્યનાં અનેક અંગ પ્રત્યંગ તેઓ બરાબર વિચાર કરતા ત્યાર પછીજ આગળ પગલું ભરતા હતા, તેથીજ એક વખત આગળ ભરેલું પગલું પાછું ફેરવવાનો તેમને પ્રસંગ આવતો નહિ! ઉપર કહ્યા પ્રમાણે હિંદુસ્થાનને કેવી રીતે સ્વતંત્ર કરવું, એ વિચારનાં ચક્રો તેમના મનમાં ગતિમાન થતાંજ તેમના ઉદ્દામ વિચારના મિત્રમંડળમાં વાચા ફુટતી. આગળ જતાં જેમ જેમ તેમના ઉદ્દામ વિચારોને પરિણત સ્વરૂપ પ્રાપ્ત થતું ગયું તેમ તેમ તેઓ પોતાના વિચાર પોતાના વિનિત પણ દૃઢ નિશ્ચયી પિતા સમક્ષ કહી સંભળાવવામાં પાછા હઠતા નહિ. વિનિત રાજ્યદ્વારી વિષયો પર એટલે અંતે પોતાના પિતાનીજ રાજદ્વારી વિનિત પદ્ધતિ પર પુત્ર ટીકા કરવા લાગ્યો. ક્રોધી પિતા મોતીલાલજી પુત્રના ઉદ્દામ વિચારોનો નિષેધ કરતા.

આગળ જતાં પિતાપુત્ર સામાન્ય ચર્ચાની મર્યાદા ઓળંગી એક બીજાના વિચાર પર પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. પિતાને એમ લાગતું કે આજ કાલનો છોકરો મ્હારૂં અપમાન કરે છે! વાદવિવાદની ભરતી ઓસર્યા પછી પિતૃભકત પુત્રને વિચાર થતો કે: "મ્હેં વાદવિવાદની હદ ઓળંગી છે." તેથી પશ્ચાતાપ કરવો જોઇએ. તેમ છતાં કોઇ પણ પ્રસંગે પુનઃ પુનઃ રાજદ્વારી ચર્ચા નિકળતાં જ પિતા પુત્ર વચ્ચે વાદવિવાદ શરૂ થતો. ભોજન સમયે રાજદ્વારી ચર્ચા થતાં જ તેને તીવ્ર સ્વરૂપ આવ્યું કે તુરત જ સ્વરૂપરાણી જરા ક્રોધ કરીને બન્નેને કહેતાં કે: "તમારી રાજદ્વારી ચર્ચા બહારના દિવાનખાનામાં રહેવા દો. અહીં સુખપૂર્વક ભોજન કરો." માતાનું વચન સાંભળી ક્રોધાવેશમાં લાલચોળ થયેલા છોટા પંડિતજી મનનો સંયમ જાળવી પોતેજ ચર્ચા બંધ કરતા, તેમ છતાં મોતીલાલજીના મુખનો અવાજ તો એક સરખો ચાલુ રહેતો. પ્રતિઉત્તર નહિ મળવાથી વાદવિવાદ બંધ થઈ જતો. કોઈ કોઈ પ્રસંગો પિતા પુત્ર ખુબ મ્હોટા ઘાંટા કાઢીને ચર્ચા કરતા તે વખતે ન્હાની બ્હેન વચમાં આવી પહોંચતી અને પોતાના બોબડા તોતડા શબ્દોમાં કહેતી કે: "તકરાર કરો નહિ." તેની એ મિઠાશ ભરેલી કૃતિ જોઇ સર્વને હસવું આવતું અને વિવાદની ચિણગારીઓ તે મધુર આનંદને લીધે ઓલવાઈ જતી.

પોતાના પુત્રને ઉદ્ધત થતો જોઈ પં. મોતીલાલને ઘણો ક્રોધ ચઢતો. લાડકવાયા જવાહરને માટે જે કાંઈ કરવું હોય તે કરવા તેઓ તૈયાર હતા. પૈસાની તેમને તંગી ન હતી. પુત્ર પર તેમને ગાઢ પ્રેમ હતો. પરંતુ તેમનો સ્વાભિમાની સ્વભાવ હોવાથી પોતાના પુત્ર તરફથી વિનિત રાજદ્વારી પદ્ધતિનો તિરસ્કાર થતો તે સહન કરી શકે તેમ ન હતું. ઘણી વખત તેમને એવો પણ ભય લાગતો કે: "પોતાનો ભાવના પ્રધાન પુત્ર, બળવાખોરોના મંડળમાં ભળી જઈ પોતાનું જીવન સુખદુઃખમાં તો નહિં નાંખે? પુત્રને કેવી રીતે સમ-

જાવવો ? એ વિચારવમળમાં પડતાં જ તેઓ પોતાની પત્નીને કહેતા કે: “ જૂવો, તમારો ચિરંજીવી ! ધીમે ધીમે ઉદ્ધત બનતો જાય છે. તમારે એને બે શબ્દ કહી ઠેકાણે લાવવો જોઇએ. મ્હારા કરતાં તમારી પાસે ખુલ્લા દિલથી વાત કરે છે. માતાની શિખામણ પુત્ર જરૂર સાંભળશે.” સર્વ વિષયોમાં અતિ વર્ચસ્વ ગજવવાની ટેવવાળા પોતાના પતિદેવને નિરાશ થઈ પોતાની પાસે આવેલા જોઇ સ્વરૂપ-રાણીને ક્ષણ પર્યંત સાત્વિક અહંકાર ઉત્પન્ન થતો અને તે મનમાંજ કહેતાં કે: “ પતિના હાથ જ્યાં હેઠા પડે છે ત્યાં માતાનો અધિકાર ચાલે છે.” પતિને ઉપદેશ કરવાની કદી ન મળે તેવી તક સાધી સ્વરૂપરાણી કહેતાં કે: “ તમે પુત્ર સાથે થોડા પ્રેમથી કામ લેતા નથી. જ્યાં ત્યાં પોતાનો જ દુરાગ્રહ ચલાવો છો. ઉછરતી વયમાં છોકરાઓ કંઇક એવી રીતે જ વર્તે છે. તમે તમારા વડિલ બંધુ સાથે કંઈ ઓછી તકરાર કરી છે ? મ્હારો જવાહર સ્વાભિમાની છે પરંતુ અતિશય પ્રેમાળ અને ઉદાર મનનો છે. તરૂણ પુત્રને ગમે તેવી ગાળો દેવાથી કામ થશે નહિ. તેને પણ કાંઇક પોતાનું અભિ-માન હોય છે.” પંડિત મોતીલાલજી જાણતા હતા કે: જે કામ પોતાનાથી નહિં બને તે તેની માતાથી થઈ શકશે. તેથી જ પત્નિનું રાજ્ય નહિં ચાલવા દેનાર મોતીલાલજી આવે સમયે તેના શબ્દો ચુપચુપ સાંભળી રહેતા. મસ્તકમાં નવિન વિચારોનો ઉભરો આવ-વાથી ગાંડાઘેલા બનેલા પોતાના પુત્ર પાસે માતા આવી કહેતાં કે: “ સાંભળ જવાહર ! મ્હને તમારા રાજદ્વારી વિષયનું જ્ઞાન નથી. પરંતુ તું ત્હારા પિતાનું અપમાન કરે છે તે મ્હને પસંદ નથી. અરે ! તેઓ ત્હારા કરતાં કેટલા વિશેષ બુધ્ધિમાન છે તે ત્હારે સમજવું જોઈએ.” માતુશ્રીનાં બોધ વચનો સાંભળતાં જ જવાહર-લાલ ગદ્‌ગદિત્ કંઠે બોલતા કે: “ માતુશ્રી ! પિતાજીની યોગ્યતા શું હું સંપૂર્ણ રીતે જાણતો નથી ? મ્હારા પિતાની શક્તિ, બુધ્ધિ, અને કર્તવ્યનિષ્ઠા એ મ્હને મ્હારો આદર્શ જણાય છે. પરંતુ હું શું કરૂં ?

દેશની દુર્દશા મ્હારાથી સહન થતી નથી. એ વિનિતો હિંદુસ્થાનને શું સ્વતંત્ર બનાવવાના છે? હિંદુસ્થાન સ્વતંત્ર નહિં થાય ત્યાં સુધી આ "**આનંદભવન**" મ્હને "દુ:ખભવન" જણાય છે. પિતાજી મન પર લેશે તો તેઓ બળપૂર્વક અંગ્રેજોનો સામનો કરી પોતાના દેશને આઝાદ બનાવશે. હું તેમનું અપમાન શા માટે કરૂં? તેમણે વિનિત મંડળનો ત્યાગ કરી ઉદ્દામ રાજદ્વારી વિષયોમાં ભાગ લેવો જોઈએ. દેશના કારણને લીધે હું આટલી તીવ્રતાથી બોલું છું. તેમ કરતાં જો મ્હારાથી કાંઈ વત્તુંઓછું બોલાઈ જાય તો તમે મ્હને ક્ષમા કરજો. મ્હારૂં અંતઃકરણ તમે જાણો છો." એટલું બોલી પંડિતજી સજળ નેત્રે માતાની સ્હામે જોતા. એ જોઈ પ્રેમાળ માતા પોતાના વસ્ત્ર વડે તેમના અશ્રુ લુછતાં અને કહેતાં કે: "સર્વ સારૂં થશે. પરમેશ્વર ઉપર શ્રધ્ધા રાખ. તેજ ત્હારૂં મસ્તક ઠેકાણે લાવશે."

પોતાની સુસંગત વિચારશ્રેણીને કાંઈ પણ ઉત્તર મળેલો જોઇ અને "પરમેશ્વર પર શ્રધ્ધા રાખ." એ માતાનાં મુખ વચનો સાંભળી જવાહરલાલ જરા વિચિત્ર મૃદુ સ્મિત હાસ્ય કરતા. તે જોઈ શ્રધ્ધાવાન માતા કહેતાં કે: "તું આજે હસે છે પરંતુ મ્હારી પેઠે જ તું એક વખત પરમેશ્વર ઉપર શ્રધ્ધા રાખી તેની કરૂણા ભિક્ષા માંગશે."

આવા કટોકટીના સમયમાં જ પંડિતજીનાં લગ્ન દિલ્હીમાં થયાં. એકાદ રાજાને ત્યાં લગ્ન થતાં હોય તેવો અપૂર્વ ઠાઠમાઠ પં. મોતીલાલજીએ પોતાના એકના એક લાડકવાયા પુત્રને માટે કર્યો હતો. રૂપ, વિદ્યા, સદ્‌ગુણ સમ્પન્ન પતિ સાથે સર્વ પ્રકારે યોગ્ય એવી પત્નિનાં લગ્ન થયાં. પતિને યોગ્ય જ પત્નિ પ્રાપ્ત થઇ. લગ્ન થયા પછી પતિપત્નિએ હિંદુસ્થાનના નંદનવન સમાન કાશ્મીર પ્રદેશમાં કેટલોક સમય વિતાડયો. પંડિતજી પોતાના આત્મચરિત્રમાં લખે છે કે: "મ્હારો આ સમય અતિશય સુખમાં વ્યતિત થયો હતો. હજી પણ મ્હને કાશ્મિર જવાનો મોહ રહ્યો છે." પોતાને યોગ્ય એવી

તરૂણ સુંદર સ્ત્રીના પ્રથમ સહવાસના સમયે પુરૂષનું ધ્યેય દ્રષ્ટિ બહાર જઇ, પ્રથમ વયમાં કરેલા દ્રઢ વિચાર મન્મથશર દ્વારા ઘણા મનુષ્યોનાં હૃદય તૂટી જાય છે. પરંતુ એવા કઠિન પ્રસંગે સુધ્ધાં પોતાનું મસ્તક ઉન્નત રાખી પોતાનું ધ્યેય દ્રષ્ટિ બહાર નહિં જવા દેનાર જવાહરલાલ જેવા ઘણા થોડા પુરૂષો જ હોય છે. લગ્ન થયા પછી પતિને સંપૂર્ણ રીતે વશ કરી લેવા સામાન્ય સ્ત્રીઓ પણ અનેક પ્રયત્ન કરે છે, ત્યાં કમળા જેવી યુવાન અતિ સુંદર સ્વરૂપવતિ, બુધ્ધિચાતુર્યવતિ સ્ત્રીએ પોતાના પતિને સર્વ પ્રકારે વશ કરવાની મહત્વાકાંક્ષા રાખી હોય તો તેમાં આશ્ચર્ય શું? કમળાદેવી સત્વર સમજી ગઈ કેઃ પોતાનો પતિ પોતાની સાથે બોલે છે, હસે છે, રમે છે, પોતાની સેવા કરવા સદૈવ તત્પર રહે છે પરંતુ તેનું ચિત્ત કોઈ બીજા વિષયમાં જ ગુંથાયલું છે. પ્રથમ તેને નિત્ય સંશય ઉત્પન્ન થવાથી તેનું સ્વાભિમાની મન મત્સરગ્રસ્ત થવા ચ્હાતું પરંતુ ભવિષ્યમાં જેમ જેમ તેને વિશેષ પરિચય થતો ગયો, તેમ તેમ તેના ધ્યાનમાં આવ્યું કેઃ પોતાના પતિએ દેશસેવા નામક પત્નિ સાથે અગાઉથી જ લગ્ન કર્યાં છે, અને તેના ઉપર જ તેમનો ખરો પ્રેમ છે. શરૂવાતમાં પતિના વિચાર કમલાદેવીને પસંદ પડતા એમ નહોતું. પતિના વિચાર પસંદ પડે અને એમાં તે એકરસ થઈ જાય એ સમયને હજી વિલંબ હતો.

આ પ્રમાણે પં. જવાહરલાલજીના હૃદયમાં ઉથલપાથલ થતી હતી તેમ છતાં બહાર હિંદુસ્થાનમાં શું બને છે અને તેમાં તે માનનીય પિતાપુત્રે કેવો ભાગ લીધો છે તે આપણે હવે પછીના પ્રકરણમાં જોઇશું.

## પ્રકરણ ૬ ઠું.

# રાજકીય વિષયમાં પ્રવેશ.

પંડિત જવાહરલાલનું વર્ણન કરતાં એક રાજકીય પુરૂષે કહ્યું છે કે: "Phycical son and political father Motilal." એ કહેવાનો ભાવાર્થ એ છે કે: "જવાહરલાલ મોતીલાલજીનાં પુત્ર પરંતુ રાજકીય જન્મનો વિચાર કરતાં મોતીલાલજીના રાજકીય પરિવર્તનનું કારણુ તે તેમનો પિતાજ હતો." પં. જવાહરલાલ પિતા સાથે હંમેશાં વિનયપૂર્વક વર્તતા. એકાદ મીટીંગમાં રાજકીય ચર્ચા ચાલતાં તેઓ પિતાની પાસે હાથપગ લાંબા કરીને અથવા ખુરશી ઉપર આડા પડીને બેસી રહેતા નહોતા. તેઓ કલાકના કલાક પિતાની પાસે વિનયપૂર્વક ઉભા જ રહેતા. પરંતુ એ વિનય માત્ર આપણી આર્ય સંસ્કૃતિ પૂરતો જ જણાતો. રાજકીય વિષયની ચર્ચા શરૂ થઈ કે: તુરત જ જવાહરલાલ જેવા સ્પષ્ટવકતા પુત્ર જગત્માં થોડાજ જણાય છે. રાજકીય વિષયોમાં પ્રવેશ કર્યો ત્યારથી એ ગુણવાન પુત્રે પોતાના વિનિત વિચારના પિતાને ઉદ્દામ રાજકીય

વિષયોમાં ખેંચી જઈ તેમાં તેમને એક રસ કરવાનો અતિ ભગિરથ પ્રયત્ન કર્યો. પંડિતજીનું એ કર્તવ્ય કંઇ સામાન્ય નહોતું. મોતીલાલજીની મૂળવૃત્તિ અત્યંત વ્યવહારિક વળી તે કાયદાના આંગણામાં ઉછરેલી, અને હમેશાં વિલાસીપણા તરફ તેમનુ ઝૂકતું મન, એ ત્રણ વિષયો મોતીલાલજીના હૃદયમાં એકત્ર હોવાથી મોતીલાલજી ઉદ્દામ રાજકીય વિષયમાં પ્રવેશ કરે એવું તેમના નજીકના સ્નેહી વર્ગમાં સ્વપ્ન આપવું કદી શકય જ નહોતું. પરંતુ નવલકથાઓમાં જે અદ્ભુત બનાવ બનેલો જોવામાં આવતો નથી તે મનુષ્ય વ્યવહારમાં બનેલો જોવામાં આવે છે. મોતીલાલજીનું રાજકીય પરિવર્તન જાણવા જેવું છે.

પ્રથમ તો તેઓ કોઇ પણ રાજદ્વારી વિષયમાં ભાગ લેતા નહતા. આગળ જતાં ધંધો સ્થિરસ્થાયી થયો. મનવાંચ્છિત વિલાસ ભોગવવા લાગ્યા. વિકારગ્રસ્ત તારૂણ્યના દિવસો અસ્ત થતાં જ વિચાર શકિતમાં વૃધ્ધિ થઈ. તેજ સમયે કેટલાક મિત્રના આગ્રહથી તેમજ તેમને જે કાંઈ પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ હતી તેની ધૂનમાં તેમને પ્રથમ વિનિત રાજદ્વારી વિષયમાં ખેંચી જવામાં આવ્યા.

મહાયુધ્ધને સમયે સ્વયં નિર્ણયનું તત્ત્વ દૃષ્ટિ સમક્ષ આવ્યું. તેથી હિંદી જનસમાજની રાજકીય આકાંક્ષા વિશેષ વૃધ્ધિ પામવા લાગી. એ આકાંક્ષાને મૂર્તસ્વરૂપ આપવા માટે હિંદુસ્થાનમાં તે સમયે બે વ્યકિતએ એકજ મહાન્ ઉદ્દેશ દૃષ્ટિ સમીપ રાખી પ્રચંડ ઉદ્યોગ આરંભ્યો હતો. આ સમય પર્યંત સુપ્રસિધ્ધ એની બિસેંટ ધાર્મિક અને કેળવણી સંબંધી કાર્ય કરતાં હતાં. બ્રિટિશ સામ્રાજ્યનું વર્ચસ્વ રહેવું જોઇએ અને હિંદુસ્થાનને અંતર્ગત રાજ્ય કાર્યભારમાં પૂર્ણ સ્વાતંત્ર્ય મળવું જોઇએ એવો તેમનો મનોગત અભિપ્રાય હતો. તેથી તેમણે "ઇન્ડિયન હોમરૂલ લીગ" નામક સંસ્થા સ્થાપન કરી અને તે દ્વારા દેશમાં સ્વરાજ્યની ચળવળ શરૂ કરી. બિસેંટબાઇ એજ

મૂર્તિમંત ચળવળનું સ્વરૂપ હતું. તેઓ કોઈપણ ઉદ્યોગ એક વખત હાથમાં ગ્રહણ કરતાં ત્યાર પછી એક ક્ષણની પણ વિશ્રાંતિ લેતાં નહિં તેમજ પોતાના અનુયાયીઓને વિશ્રાંતિ લેવા દેતાં નહોતાં. અંગ્રેજી સુશિક્ષિત શ્રોતાઓ ઉપર તેમના ભાષણની વિલક્ષણ છાપ પડતી. તેથી વિનિત રાજદ્વારી પુરૂષો, યુરોપિયન સ્ત્રીનો આશ્રય હોવાથી થોડા સાહસિક થઈ હોમરૂલ લીગના સપાટાબંધ સભાસદ થવા લાગ્યા. પં. મોતીલાલજીએ પણ પોતાનું નામ હોમરૂલ લીગમાં દાખલ કરાવ્યું. બિસેંટબાઇના લેખ અતિ તેજસ્વી હતા તેમ છતાં રાજ-ભક્તિની પવિત્રતા પર જ તેમની સર્વ હીલચાલ હતી. તેથી વિનિતોને બિસેંટબાઇના પક્ષમાં રહેવું સુરક્ષિત જણાતું હતું. વિનિતો તેજસ્વી ભાષાનો ઉપયોગ કરવા અધિરા થઈ રહ્યા હતા, પરંતુ ભવિષ્યમાં આવનાર સંકટ વ્હોરી લેવા તેઓ તત્પર નહોતા. એ આત્મઘાતક વૃત્તિને લીધે જ વિનિતોએ બિસેંટની હોમરૂલ લીગ પસંદ કરી હતી એમાં સંશય નહિ.

એ જ સમયે લો. તિલક મહારાજે બીજી એક હોમરૂલ લીગ શરૂ કરી સ્વરાજ્યની ઝુંબેશ ઉપાડી. લો. તિલક એટલે સરકારના કટ્ટા શત્રુ તરીકે પ્રસિદ્ધ હતા. તેમના લેખ બિસેંટબાઈ કરતાં વિશેષ તીવ્ર નહોતા. પરંતુ તેમનું કાર્ય અને વિચાર બહુજન સમાજ પર્યંત જઈ પહોંચતા, તેથી તે જોતાં જ તેજ ઉત્પન્ન થતું અને પછી તો સરકાર ગભરાઇ જતી. લો. તિલક પણ વિનિત લોકોના જેવા જ ધારાશાસ્ત્રી હતા, તેથી તેઓ પોતાના લેખ કાયદાના પંજા બહાર જવા દેતા નહોતા, પરંતુ તેઓ હતા એક વખત સ્વરાજ્ય ભોગવનાર મહારાષ્ટ્રીયોના વંશ જ. તેમના દાદાએ સ્વરાજ્ય જોયું હતું, તેથી તેઓ જ્યારે સંસ્થાનોના જેવા સ્વરાજ્યનું ભાષણ કરતા તે વખતે શ્રોતાજનો પૂર્ણ સ્વતંત્રતાનો જ બોધ મેળવતા. એ જ વિષય વિનિત અને સરકારને ખૂંચવા લાગ્યો. તેથી જ વિનિતો તિલકથી દૂર રહેતા.

લો. તિલકની અને બિસેંટબાઇની હોમરૂલ લિગનો ઉદ્દેશ્ય એક જ હતો. પરંતુ તિલકના નામથી ચાલતી સંસ્થામાં વિનિતોને જે ભય ઉત્પન્ન થતો તે બિસેંટબાઈની સંસ્થામાં રહેવાથી થતો નહિ. એ સ્થીતિમાં તરૂણ પંડિત જવાહરલાલજીએ બન્ને સંસ્થામાં પોતાનું નામ દાખલ કરાવ્યું. એનો સ્પષ્ટ અર્થ એ છે કેઃ સ્વરાજ્ય સંપાદન કરવા માટે છોટાપંડિતજી ભયને લાત મારી દૂર ફેંકી દેવા તત્પર હતા.

બિસેંટબાઈનો ઉદ્દેશ્ય પવિત્ર રાજભક્તિનો હોવા છતાં તેમના અવિરત ઉદ્યોગને લીધે તેમનું કાર્ય તેજીથી વૃદ્ધિ પામવા લાગ્યું. તેમ થવાથી વિનિતો પણ નિરર્થક ફડફડાટ કરવા લાગ્યા. એ વિનિતોને ભય પમાડવા માટે સરકારે એકદમ બિસેંટબાઈને કેદમાં પૂરી દીધાં. પછી પૂછવું જ શું? પછી તો એજ કેઃ સંકટ સમયે કોઇ મિત્ર અથવા સ્વજન નજીક આવતો નથી અથવા તેને સહાય પણ કરતો નથી. જે સંકટગ્રસ્ત મનુષ્યે અનેક કાર્યો કર્યા હોય છે તે સ્વજન મિત્રો ભૂલી જઈ તેનાથી દૂરજ ન્હાસે છે. તે એમજ સમજે છે કેઃ વખતે અમારી પણ એજ દશા થશે!

લો. તિલકના રાજદ્વારી વિચાર મુત્સદ્દીપણાથી રહિત અને બિસંટબાઇના રાજદ્વારી કાર્ય પાકા મુત્સદ્દીપણાનું મન પસંદ સમજી જનાર વિનિતોએ બિસેંટબાઇના હોમરૂલ લીગમાંથી પોતાનાં નામ એકપછી એક તાબડતોબ કઢાવી નાંખ્યાં. એજ સમયે પં. મોતીલાલજી અંતઃકરણથી વિનિત હતા કે ઉદાત્ત હતા તેનો નિર્ણય થયો. પ્રથમજ મનની ખાત્રી કર્યા સિવાય તેમનું આગ્રહી મન કોઇપણ કાર્યમાં પડતું નહિ. પરંતુ અંતરાત્માની ખાત્રી થયા પછી તેઓ જે કાર્યમાં એક વખત પગલું ભરતા કે બસ. તેમાંથી પાછા ફરવાની વાત જ નહિ. બિસેંટ પ્રકરણમાંથી તેમના વિનિત મિત્રો એક પછી એક પાછું

પગલું ભરવા લાગ્યા, ત્યારે મોતીલાલજી ઉદ્દામ રાજદ્વારી વિષયોમાં અધિકાધિક ઝુકાવવા લાગ્યા. એટલામાંજ પંજાબના હત્યાકાંડની ૧૯૧૯ની સાલ પ્રકટ થઈ. પોતાના ધંધામાં જકડી રાખનાર વકિલાતનો સંબંધ સત્વર તૂટી ગયો અને ગાંધીજીએ શરૂ કરેલી નવિન ચળવળમાં પુત્ર જવાહરલાલ સાથે મોતીલાલજીએ ઝંપલાવ્યું.

મહાયુદ્ધ પછી દેશમાં સ્વતંત્રતાની જે ચળવળ શરૂ થઈ હતી. તેનો જડમૂળથી નાશ કરવા, જનસમાજના અભિપ્રાયને નહિ ગણુકારતાં, નાગરિકોના હક્ક પર ગદા પ્રહાર કરનાર રોલેટ એક્ટ સરકારે પસાર કર્યો. એ કાયદાથી કોઇના પર સ્હેજ પણ સંશય આવતાંજ તેને ઉઠાવી જવાનો અધિકાર સરકારને મળ્યો હતો તેજ પ્રમાણે સરકારનાં કૃત્યો પર સ્હેજ પણ ટીકા થતાંજ એ કાયદા પ્રમાણે સરકાર મુદ્રણ સ્વાતંત્ર્યનું ગળું દબાવી શકે એમ હતું. તે ઉપરાંત એ કાયદાએ લોકોને માટે સંઘસ્વાતંત્ર્ય અને ભાષણ સ્વાતંત્ર્ય રહેવા દીધુંજ નહોતું. એ કાયદો એટલો કડક હતો કે; અતિશય વિનિત આગેવાનો પર પણ સરકારનું તોહોમ્મત આવવામાં વિલંબ લાગતો નહિ.

જનસમાજના અભિપ્રાયને પગ તળે કચડી નાંખી એ કાયદો કૌન્સિલમાં પસાર કરાવી લેવાથી સમસ્ત દેશમાં પ્રચંડ ચળવળ શરૂ થઈ, તેથી ઠેકઠેકાણે તોફાન થયાં. એ દંગો અટકાવવાનું બ્હાનું કરી જનતામાં ભય ઉત્પન્ન કરવા અમૃતસરના જલિયાનવાળા બાગમાં લોકોને ફસાવી દઇ તેમની વિના કારણ કત્લ કરવામાં આવી. તેમ થવાથી જનસમાજનો ક્રોધ વિશેષ ભભકી ઉઠયો. સરકારની સાથેજ કૅાંગ્રેસે એક સ્વાતંત્ર તપાસ કમીટી નીમી. તેમાં ન્યાયમૂર્તિ જયકર, પં. મોતીલાલજી, દેશબંધુ દાસ, પં. જવાહરલાલ અને મ. ગાંધી હતા. એ તપાસમાં તુરતજ સરકારના દુષ્ટપણાનું અને જુલ્મનું નગ્ન સ્વરૂપ પં. મોતીલાલજી વગેરેના જોવામાં આવ્યું. પછી શું ? પં. મોતીલાલજી

ચિડાઈ ગયા. જવાહરલાલ અસ્વસ્થ બની ગયા અને મહાત્માજી સળગી ગયા. સરકાર દ્વારા ઘોર અન્યાય થયો છે તેથી કડક રિપોર્ટ કરી સરકાર પાસે અધિક માંગણી કરવાનો પં. મોતીલાલજીએ અભિપ્રાય દર્શાવ્યો. મહાત્માજીએ કહ્યું કે: "આપણી માંગણી યુક્તિ-પુરઃસર હોવી જોઇએ. સર્વ જગત્‌ને આપણી માંગણી યોગ્ય જણાય એવી થોડી હોવી જોઇએ. એટલી માંગણી સરકાર સ્વીકારે નહિં તો આપણી ભાવિ ચળવળ માગણી કરતાં દશગણી તીવ્ર હોવી જોઇએ. એ માંગણી કરતાં તીવ્રપણું કર્તવ્ય કર્મમાં ઉતારવું." મ. ગાંધીજીના વિચાર મોતીલાલજી વગેરેને પસંદ પડયા નહિ. અંતે ઘણી ચર્ચા થયા પછી મહાત્માજીનો અભિપ્રાય પં. મોતીલાલજીએ માન્ય રાખ્યો અને રિપૉર્ટ લખવામાં આવ્યો. એ દિવસથીજ પિતા પુત્રના મન ઉપર મ. ગાંધીજીની છાપ દિવસે દિવસે વિશેષ પડવા લાગી.



## પ્રકરણ ૭ મું.

## ખેડુતોમાં પરિભ્રમણ.

૧૯૨૦ ના મે મહિનામાં પંડિતજીનાં માતુશ્રી અને પત્ની કમળાબાઈ બન્ને બિમાર પડયાં. અલ્લાહાબાદમાં મે મહિનામાં સખ્ત તાપ પડે છે. એ સ્થીતિમાં થંડી હવામાં જઈ રહેવાનો શ્રીમંતોનો રિવાજ છે. આપણા તરફ જેમ મહાબળેશ્વર છે તેમ તે તરફ મસુરી થંડી હવાનું મથક છે. એ સ્થળ હિમાલયના મધ્ય ભાગમાં હોવાથી અતિશય થંડુ અને વનશ્રીના રમણીય દેખાવથી રમ્ય થયેલું છે. નેહરૂ કુટુંબ વિશ્રાંતિ લેવા માટે પ્રસંગોપાત મસુરી જતું હતું. એ રિવાજ પ્રમાણે પંડિતજી પોતાનાં માતુશ્રી અને પત્ની સહિત મસુરી ગયા. ત્યાં તેઓ સેવૉય નામક અતિ શ્રીમંત હૉટલમાં ઉતર્યા. આપણા તરફ જેમ મ્હોટા મ્હોટા અધિકારી, પરરાષ્ટ્ર મંત્રી, રાજા રજવાડા મુંબઈની તાજમહાલ હૉટલમાં ઉતરે છે તેજ પ્રમાણે જેનો સામાજિક દરજ્જો અતિશય ઉચ્ચ સમજવામાં આવતો હોય અને જેની આવક દરરોજ એક માણુસ દીઠ રૂા. ૨૦–૨૫ ખર્ચવા જેટલી હોય તેવાજ શ્રીમંતો સેવૉય હૉટલમાં ઉતરતા હતા. નેહરૂ કુટુંબ

હૉટલના એક વિભાગમાં રહેતા હતા અને બીજા વિભાગમાં અફ્ઘાનિસ્તાનના વકીલ આવી ઉતર્યા હતા. પોલીસની દ્રષ્ટિ નેહરૂ કુટુંબ અને અફ્ઘાનિસ્તાનના વકીલ એ બન્ને પર એક સરખી હતી. પોલીસ સમજતી હતી કેઃ કૉન્ગ્રેસનો આગેવાન અને અફ્ઘાન વકીલ મસલત કરી બ્રિટિશ વિરૂદ્ધ કંઇ પ્રપંચ રચશે પરંતુ વસ્તુસ્થિતિ એવી હતી કેઃ નેહરૂ કુટુંબ પોતાનીજ હૉટલમાં ઉતર્યાની અફ્ઘાન વકિલને બિલકુલ કલ્પના પણ નહોતી તેજ પ્રમાણે અફગાન વકીલ પોતાના નિવાસથી ચાર હાથ દૂર છે એવી પં. જવાહરલાલને ખબર નહોતી. બન્ને પોતપોતાના મિત્રમંડળમાં મસ્ત હતા. તેમાં રાજદ્વારી વિષય બાજુએ મુકીએ તો પણ જેને પરસ્પર સલામ વ્યવહાર જ થયો નહતો, તેઓ રાત્રે મધરાત્રે એકત્ર મળી બ્રિટિશ સામ્રાજ્યમાં સુરંગ મુકવાની વ્યૂહરચના કરશે એવા નિરર્થક ભયને લીધે બ્રિટિશ સરકાર તરફથી પં. જવાહરલાલ પર એવો હુકમ થયો કેઃ "તમે અફ્ઘાન વકીલ સાથે કંઈ પણ સંબંધ રાખશો નહિ, એવી તમારે પં. જવાહરલાલે લેખિત ખાત્રી આપવી." પંડિતજીએ ઉત્તર દીધો કે "એવી લેખિત ખાત્રી આપવાનું મ્હને કંઇ કારણ જણાતું નથી." કાયદાનો ભંગ કરી મસુરીમાં રહેવાની હઠ પંડિતજીએ નહિં કરતાં હુકમમાં લખ્યા પ્રમાણે તેઓ મસુરીનો ત્યાગ કરી અલાહાબાદ ચાલ્યા ગયા, બિમાર માતાને છોડી પોતાને એકલા અલાહાબાદ જવા માટે પંડિતજીને કેટલુંયે મનઃ કષ્ટ થયું હશે પરંતુ લેખિત ખાત્રી આપી અપમાન સહન કરવા કરતાં માતા અને પત્નીનો ત્યાગ કરી જવું તેમને અધિક ઇષ્ટ જણાયું. પિતાને એ હકિગત જણાવતાંજ તેમણે સંયુકત પ્રાંતના ગવર્નરને તુરતજ લખ્યું કેઃ "આવો મુર્ખાઈ ભરેલો હુકમ તમે છોડશો એવું હું ધારતો નહોતો. સિમલાના કોઇ એક અજ્ઞાન અને હોંશિયાર અધિકારીનુંજ એ કૃત્ય હોવું જોઇએ." ગવર્નરનો તુરતજ ઉત્તર આવ્યો કેઃ "હુકમ કોઈ પણ પ્રકારે ત્રાસદાયક નહતો અને લેખિત ખાત્રી આપવામાં પંડિત

જવાહરલાલનું અપમાન થયું હોત એમ પણ નહિ." પિતાએ પ્રતિ· ઉતરમાં પોતાનો મતભેદ દર્શાવ્યો અને કડક જવાબ આપ્યો કે: "ઇરાદાપૂર્વક હુકમનો ભંગ કરવાની ઇચ્છા નથી પરંતુ માતાની કિંવા પત્નીની તબિયત બગડી હશે તો હુકમની પરવાહ નહિ કરતાં હું મસુરી ગયા વગર રહીશ નહિ." મોતીલાલજી એ આ પ્રમાણે ઉત્તર લખ્યા પછી થોડા દિવસમાંજ તેમની પત્નીની તબિયત વિશેષ બગડી, તેથી હુકમની પરવાહ નહિ કરતાં તેઓ જવાહરલાલને લઇને મસુરી જવા નિકળ્યા. પંડિતજી ઘરમાંથી બહાર નિકળ્યા તેજ વખતે સરકારી હુકમ પાછો લેવાના સમાચાર સરકારે તેમને સંભળાવ્યા.

પંડિત જવાહરલાલજીને પોતાના પિતા પ્રત્યે ઘણું માન હતું. તેમના વિનિત રાજદ્વારી વિચાર ભયના ઉદરમાંથી જન્મ્યા નહોતા. સરકારનો અન્યાયી હુકમ સાહસપૂર્વક તોડવાનું સામર્થ્ય અને તેજ મોતીલાલજીમાં કેવું હતું તે આ પ્રસંગે બરાબર જોવામાં આવ્યું.

સરકારી હુકમને લીધે પંડિતજી મસુરીથી અલાહાબાદ આવી રહ્યા પછી પુનઃ મસુરી જવા નિકળ્યા, તે દરમ્યાનનો સમય બે મહિનાનો હતો. એ સમયમાં અચાનક સંયુક્ત પ્રાંતના ખેડુત સમાજ સાથે પંડિતજીનો સંબંધ જોડાયો. એ સમયમાં તેઓ ખેડુત મંડળમાં ખૂબ ફર્યા, અને તેમના ગાઢ સમાગમમાં આવ્યા, તેથી ખેડુત જીવ· નની અને તેમની નિકૃષ્ટ સ્થીતિની તેમને કલ્પના આવી. તેમ થવાથી ખેડુત ચળવળ તરફ તેમનું ચિત્ત એટલું બધું આકર્ષાયું કે: સર્વ કાર્ય કરતાં ખેડુતોના ઉદ્ધારનો પ્રશ્ન તેમને અધિક મહત્વનો જણાવા લાગ્યો. ૧૯૨૦ના જૂન મહિનામાં સંયુક્ત પ્રાંતના પ્રતાપગઢના ઘણા ઊંડાણ ભાગના ૨૦૦ ખેડુતો ૫૦ માઈલનો રસ્તો વટાવી અલાહા- બાદ આવ્યા. ત્યાંના મૂખ્ય રાજ્યદ્વારી આગેવાનોને મળી પોતાની દુઃખદ વાતો તેમને કહેવાનો તેમનો ઉદ્દેશ હતો. પંડિતજીને એ સમાચાર મળતાં જ તેઓ ચાર મિત્રોને સાથે લઈ તેમને મળવા

યમુનાને કિનારે ગયા. તાલુકદાર દ્વારા થતી નિરર્થક સતામણી અને અમાનુષિક છળપ્રપંચ વગેરે સંબંધી પોતાની ફરિઆદો ખેડુત મંડળીના આગેવાને પંડિતજીને કહી સંભળાવી. તેણે પંડિતજીને કહ્યું: "તમે અમારી સાથે ચાલો. જાતે પૂછપરછ કરો. અમે અહીં દુઃખદ વાતો કહેવા આવ્યા છીએ તેથી તાલુકદાર અમારા ઉપર વેર લેશે. તેમાંથી અમારૂં રક્ષણ કરો. "અમે આવીશું નહિ." એવું પંડિતજીને મુખેથી કહેવાનો તેણે અવકાશ જ રાખ્યો ન હતો. સર્વ ખેડુતોએ આગ્રહ-પૂર્વક પંડિતને સજ્જડ પકડી રાખ્યા હતા.

પંડિત જવાહરલાલ કહે છે કે: "હું ત્રણ દિવસ ખેતરોમાં રહ્યા પછી અલાહાબાદ પાછો આવ્યો. એ દિવસોમાં હું ખૂબ ચાલ્યો. ખેડુતો સાથે ખાધું, પીધું, માટીની મઢુલીઓમાં તેમની સાથે હું બેઠો, ઉઠયો, પહોરના પહોર સુધી તેમની સાથે મ્હેં ચર્ચા કરી. ન્હાની-મ્હોટી સભાઓમાં મ્હેં ઘણાં ભાષણો આપ્યાં. ગરમીને લીધે શરીર શેકાઈ જતું; આંખે અંધારાં આવતાં. આંખો પર ન્હાનો ટુવાલ બાંધી સખ્ત તાપમાં આખો દિવસ મ્હારે ભટકવું પડતું. કોઈપણ પ્રકારનો વિશેષ ત્રાસ નહિં થતાં સખ્ત ઉન્હાળો હું સહન કરી શકું છું અને તેથી કામ સુંદર થતું જોઈ આનંદ થાય છે. અલાહાબાદ આવ્યા પછી મ્હારો શ્યામ થયેલો ચ્હેરો આરસામાં જોતાં મ્હને આનંદ જ થયો."

પંડિતજી અને તેમના મિત્રો ખેડુતોમાં ગયા તે વખતે કાંઈ વરદાન લઇને આવેલા ખેડુતોને લાગ્યું. તેમના દારિદ્ર અને દુઃખ તરફ જોતાંજ પંડિતજીનું અંતઃકરણ દુઃખ અને શરમથી ભરાઈ આવતું. નગ્ન, ઉપવાસી, પિસાઇ રહેલા અને દબાઈ ગયેલા હિંદુસ્થાનનું ચિત્ર નવીન પ્રકારે પંડિતજીનાં નેત્ર સમક્ષ ઉભું રહેતું અને પોતાના ઉપર ખેડુત જનસમાજની શ્રદ્ધા જોઇ તેમના મનમાં એક નવીન જવાબ-દારીનું ભાન થયું. આખો દિવસ સતત્ મહેનત કરીને ખેડુતો અન્ન પકવે છે તે તેમની પાસે રહેતું નથી, તેમના પરિશ્રમનું જે ફળ મળવું

જોઈએ તે લાત મુક્કી, ગાળગલોચ અને વેંત જેટલું ઉંડુ ગયેલું પેટ એજ હતું.

પંડિતજીના આગમનથી પ્રતાપગડના ટાપુમાં ચૈતન્યનો વાયુ એકદમ વહેવા માંડયો. વિજળીનો પ્રવાહ તારનાં દોરડામાં વહેતાં જ જેમ અનેક સ્થળના દીપક સળગે છે અને તેના પ્રકાશથી પૃથ્વી પરનો પ્રદેશ એકદમ પ્રકાશિત થાય છે તેજ પ્રમાણે પંડિતજીનું આગમન હજારો અંતઃકરણને ઉજ્જવળ કરવાનું કારણ થઈ પડયું. ન્હાનામ્હોટા ગામડાંઓનાં લોકોની વિલક્ષણ વાતચિત શરૂ થઈ. થોડી સૂચના મળી કે બસ, ભાષણમાં લોકોનાં ટોળેટોળાં એકઠાં થતાં. એક ગામ બીજાને અને બીજું ગામ ત્રીજાને ભાષણની ખબર પહોંચાડતું. સર્વ ખેડુતો ખેતર બહાર નિકળી જતા અને સભાસ્થાન તરફ સ્ત્રી-પુરૂષોની લંગાર લાગતી. તેમાં ખાસ અગત્યની સભા હોય તે વખતે "સીતા-રામ" એવી બૂમ પડી કેઃ સર્વ દિશામાં તેની ગર્જના થઈ ઉઠતી અને ખેતરોમાંથી તેમને એવો જ સ્હામો ઉત્તર મળતાં ખેડુત લોકો દોડતા સભામાં આવી પહોંચતા. સ્ત્રી-પુરૂષના શરીર પર ફાટલાં કપડાં હોવા છતાં તેમના ચ્હેરા પર ઉત્સાહની લહરો પ્રસરેલી જણાતી અને હવે કાંઇક ચમત્કાર થવાનો છે તેમજ પોતાનાં દુઃખ નષ્ટ થવાનાં છે એવી આશા તેમનાં નેત્રમાં ચળકી રહેતી.

હિંદુસ્થાનના ખેડુતોની દુર્દશાનું નગ્ન સ્વરૂપ આજ પર્યંત ઘણાએ જોયું છે, પરંતુ તેની અસર થવાથી પેટમાં અગ્નિ અને મસ્તકમાં ચક્કર આવ્યાં હોય તો તે માત્ર ગાંધીજી, જવાહરલાલ અને તિલક જેવા ગણ્યાગાંઠયા મનુષ્યોને જ! સમાજમાં સત્તા, શ્રીમંતાઈ અને વિદ્યા એકત્ર થઇ હોય છે તેનામાં લોક કલ્યાણકારક બુદ્ધિ પણ હોવાનું અજ્ઞાન અને ગરીબ જનતા સમજે છે. તેથીજ તેઓ શ્રીમંત સત્તાધારીઓને પોતાના આગેવાન, માર્ગદર્શક, ઉદ્ધારક અને દેવદૂત સમજે છે. પરંતુ જે કાંઇ ચળકે છે તે સોનું હોતું નથી.

એ કહેવત સાચી ઠરતી જોઇ તે ગરીબ બિચારા નિરાશ જ થતા. પંડિત જવાહરલાલ જ્યારે ખેડુતોમાં ગયા ત્યારે તેમની વચ્ચે જાણે દેવદૂત આવ્યાનું તેમને જણાયું. તેમની વિદ્યા, તેમનું ઐશ્વર્ય અને રાજાને શોભે એવું તેમનું શરીર જાણે પુનઃ શ્રીકૃષ્ણજી આપણામાં અવતર્યો હોય તેમ તે હર્ષભરિત જણાતા. કૃષ્ણની પેઠે પંડિતજી ખેડુતની ઝુંપડીઓમાં રહેતા. તેમની વચ્ચે બેસી, જે બાજરીના ટુકડા મળતા તે આનંદપૂર્વક ભક્ષણ કરતા. મોટરનો ત્યાગ કરી ખડબચડે પગરસ્તે માથે ફેંટો બાંધી તાપતડકામાં તેમની સાથે ફરતા અને રાત્રે એકાદ ગરીબ ખેડુતની ઝુંપડીમાં તેનીજ ફાટલી તુટલી ગોદડી પાથરી નિદ્રા લેતા. એ સર્વ ખેડુતોએ જોયું ત્યારે તેમના નેત્રમાં આશાનાં કિરણ ચમકે એમાં નવાઈ શી ?

સમાજમાં જેને વિદ્યા અને વૈભવ પ્રાપ્ત થયાં છે તેનામાં આગેવાનપણાની જવાબદારી અજાણતાં અને ઘણી વખત ઇચ્છા નહિં હોવા છતાં આવી જાય છે. પરંતુ પોતાના આગેવાનપણાની જવાબદારી સમજનાર પં. જવાહરલાલ જેવા ઘણાં થોડાં મનુષ્યોજ હોય છે. જનતાને જે કાર્ય સ્ફૂર્તિ મળે છે તે ત્યાગી પણ ગરીબ પુરૂષો દ્વારા ક્વચિતજ મળે છે. સમાજના વૈભવશાળી શ્રીમંત કુટુંબો ત્યાગ સ્વીકારે છે ત્યારેજ સામાન્ય જનસમાજ તે દ્વારા સ્ફૂર્તિ અને શિક્ષણ ગ્રહણ કરે છે. નેહરૂ કુટુંબની પ્રસિદ્ધિ, વિદ્યા, વૈભવ અને સમાજમાં તેમનો દરજ્જો હિંદુસ્થાનમાં સર્વત્ર પ્રસરેલો છે. તેથી રાષ્ટ્રોન્નતિની દષ્ટિએ તેમના પ્રત્યેક ત્યાગની વાર્તાનું વિશેષ મહત્વ છે. પંડિત જવાહરલાલે બરાબર સમજીને તે પ્રમાણેજ પોતાનું વર્તન રાખીને હિંદુસ્થાનમાં જાગૃતિ ઉત્પન્ન કરી છે. પોતાની યોગ્યતા અને પોતાનું સ્થાન બરાબર ઓળખીનેજ જવાહરલાલ વર્તતા હોવાથી તેમના નામ પ્રમાણે ખરેખર તેઓ “ પંડિત ” ની પદવીને યોગ્ય છે.

## પ્રકરણ ૮ મું.

## અસહકારિતા.

અમૃતસરના જલિયાનવાળા બાગમાં સં. ૧૯૧૯ની સાલમાં બ્રિટિશ સરકારના સૈન્યે હિંદી પ્રજાની જે અમાનુષિક કત્લ કરી હતી તેથી બ્રિટિશ રાજનીતી પરનો હિંદી આગેવાનોનો વિશ્વાસ ઉડી ગયો હતો, પરંતુ એ અન્યાયનું પરિમાર્જન થાય નહિં ત્યાં સુધી પોતે શાંત બેસી રહેવું ઉપયોગી નહિ એવો આંચકો લાગ્યો ફક્ત ગાંધીજીને ! ઇતર આગેવાનોને પણ પુષ્કળ ક્રોધ ચઢયો; તેઓ મનમાંજ બાડબડવા લાગ્યા પરંતુ પોતાની નિર્બળતાનો વિચાર આવતાં તેઓ ચુપ બેસી રહેવાની તૈયારીમાં હતા. પંજાબ હત્યાકાંડના રિપૉર્ટમાં બીજા કરતાં સૌમ્ય ભાષા વાપરવાનો અને ઓછામાં ઓછી માંગણીનો અર્થ કરનાર મહાત્મા ગાંધી હતા. પરંતુ આચરણ કરતી વખત તેઓ એટલા ગરમ થઈ ગયા કેઃ અગ્નિ જેવું ઉદ્દામ ભાષણ કરનાર વક્તાઓ પણ તેમનું ભાષણ અને કાર્યક્રમ જોઈ ગભરાઈ ગયા. આ સમયે જવાહરલાલજી રાજદ્વારી વિષયોમાં આગેવાની ભર્યો ભાગ

લેતા નહોતા. પંજાબ પ્રકરણની તપાસ માટે કૉન્ગ્રેસે જે એક કમીટી નીમી હતી તે કમીટીમાં દેશબંધુ દાસના સેક્રેટરી તરીકે તેઓ કામ કરતા હતા.

સરકારે પંજાબમાં હિંદી પ્રજાની વિના કારણ કત્લ ચલાવી તે માટે યત્કિંચિત પણ પશ્ચાતાપ નહિ કરવાનું જણાવ્યું તે વખતે બ્રિટિશ સરકારને ગાંધીજીએ "સેતાની સરકાર" નામથી સંબોધન કર્યું હતું. સેતાન જોડે સહકારનું વર્તન ચલાવવું એ પાપ છે, તેથીજ હવે પછી હિંદી રાષ્ટ્રે સરકાર સાથે અસહકાર કરવો એવો ગાંધીજીએ કૉન્ગ્રેસને આગ્રહ કર્યો. એ અસહકાર કૌન્સિલો, કૉર્ટો અને શાળાઓ, એ ત્રણ સરકારની આબરૂના સ્થળો કરવાનો હતો. એ કાર્યક્રમ માટે હિંદી આગેવાનોની સમ્મતિ જોઇએ તેવી મળતી નહોતી. દેશબંધુ દાસ કહેતા કે: "કૌન્સિલ એ તો લડવાનું સ્થાન છે, તેથી તે મારવાનાં સ્થાન આપણે કબજે કરી કૌન્સિલો હસળાવી દેવી." એ પર મહાત્માજી કહેતા કે: "બહિષ્કારની ચળવળ ગામડાના લોકો જેવી સમજશે તેવીજ ફત્તેહ મળશે, પણ કૌન્સિલો હસળાવી પાડવાની ચળવળ તેમના સમજવામાં આવશે નહિ." હિંદી આગેવાનોને મહાત્માજીનો કાર્યક્રમ પસંદ ન હતો અને રૂચતો નહતો તેમ છતાં બહુ જનસમાજને તે પસંદ હોવાથી નાગપુરની કૉન્ગ્રેસમાં જનતાની સાથે આગેવાનોની સાહ્યતા પણ મહાત્મા ગાંધીજીને મળી ગઈ.

કૉર્ટનો "બહિષ્કાર કરવાનું કામ દાસ અને નેહરૂ જેવા મ્હોટા વૈભવશાળી વકીલોને માટે વિચાર કરવાનોજ પ્રશ્ન હતો. એ બહિષ્કારથી તેમના જીવનમાં ક્રાંતિ થનાર હતી. નેહરૂની આવક આ વખત મહિને ત્રીશ ચાળીશ હજાર રૂપિયા હતા. એવી મ્હોટી આવક પર પાણી મુકવું એટલે તેમની સરદારી રહેણીકરણીમાં વિઘ્ન આવેજ. આજપર્યંત વૈભવની ટેવ પડેલી તે સાઠ વર્ષે છોડી દેવી કેટલી કઠણ

વાત કહેવાય વાઈ ! પરંતુ રાષ્ટ્રના હિતને માટે તેમણે તેમ કરવાનું પણ સ્વીકાર્યું. સુપ્રસિદ્ધ શ્રીમંત કુટુંબની ઉપજ ઓછી થાય ત્યારે ખર્ચ ઓછું કરવું કઠિન થઇ પડે છે. જે ટેવો પડી હોય છે તે એકદમ છુટતી નથી. તેમજ સ્વીકારેલી જવાબદારી સ્વાભિમાની સ્વભાવને લીધે એકદમ ફેંકી દઈ શકાતી નથી. રાજદ્વારી વિષયોમાં પડેલા હોવાથી અને અખિલ હિંદમાં પ્રસિદ્ધિ થવાથી મેમાનોની ભીડ ઓછી નહિ થતાં વૃદ્ધિજ પામતી જાય છે. પ્રવાસ અને ટપાલના ખર્ચનો સુમાર રહેતો નથી. નામ સાંભળીને અનેક સંસ્થા અને મનુષ્યો તેમની પાસે ફંડમાં પૈસા લેવા આવે છે તે ઉપરાંત તપસ્વી સન્યાસીઓ તેમને આળો ભાંડે છે તે જૂદું ! ત્યાગવૃત્તિના બળ ઉપર પિતા પુત્રે આવી સ્થીતિનો સામનો કરવાનો નિશ્ચય કર્યો.

મ. ગાંધીજીના સહવાસથી વૈભવશાળી નેહરૂ કુટુંબને ચારૂદત્તની પેઠે ગરીબ થયેલાં જોઈ એક મનુષ્યે કહ્યું કેઃ “વૈરાગ્યને બાથ ભીડવી હોય તો પ્રથમ શરીરે ભસ્મ ચોળવી જોઇએ.” થયું પણ એમજ. પંડિતજીએ પોતાની મોટર તુરતજ કાઢી નાંખી. બંગલાની આસપાસના બગીચાનો વૈભવ જવાથી પુષ્પોદ્યાનને બદલે જીર્ણોદ્યાન થવા લાગ્યું. બીજા ખર્ચ પણ ધીમે ધીમે ઓછા કરવા લાગ્યા. તેમ છતાં પિતાપુત્રે એ નવિન પરિસ્થિતીમાં આનંદજ માન્યો. પં. મોતીલાલજીને એ નવિન જીવન અને નવી રહેણી–કરણી પસંદ પડી નહિ એમ ન હતું. તેઓ આ વખત કહેતા કે; “દેહને દુઃખ થતાં દેહ અશ્રુપાત કરતો હોય તો ભલે કરે પરંતુ રાષ્ટ્રભક્તિ તો કરવીજ જોઇએ. મનને દુઃખ થતાં મન રડતું હોય તો ભલે રડે, પરંતુ નિશ્ચય દેશ સેવા તો કરવી જ જોઇએ.” વૃદ્ધ પંડિતજીની આવી સ્થિતિ હતી પરંતુ નવિન જુસ્સાવાળા, સાદી રહેણીની હોંસવાળા જવાહરલાલ નવિન પરિસ્થીતિમાં આનંદજ માનતાં હતા.

અસહકારિતા એટલે કૉર્ટમાં ન જવું એટલુંજ નિષ્ક્રિય કાર્ય કૉન્ગ્રેસના આગેવાનો માટે ન હતું. કૉન્ગ્રેસનો કાર્યક્રમ જનસમાજને સમજાવવા માટે અને જનસમાજના તલપ્રદેશ પર્યંત પહોંચાડવા માટે તે સમયે ન્હાના મ્હોટા આગેવાનોને પ્રચંડ ચળવળ કરવી પડી હતી. તે કામ કરતી વખતે સરકાર સાથે ખુબ અથડામણ થઈ. એ અથડામણની રમતમાં પંડિત જવાહરલાલજીને તુરંગવાસની પરંપરા અનુભવવી પડી. ૧૯૧૯ ની સાલમાં લોકમત પગ તળે કચડી નાંખી સરકારે રોલેટ એકટ પસાર કર્યો તેથી મ. ગાંધીજીએ તેનો સામનો કરવા માટે સત્યાગ્રહ સભા સ્થાપન કરી અમુક નિશ્ચિત કરેલા કાયદાનો ભંગ કરવાનું રાખ્યું, જુલ્મી સરકારના અમાનુષિક કૃત્યનો સામનો કરી પરિણામકારક માર્ગ, પં. જવાહરલાલજીને અદ્યાપિ પર્યંત મળ્યો નહોતો, તે સત્યાગ્રહ સભાની ઘોષણાથી મળી જતાં તેમને કલ્પનાતીત આનંદ થયો. યુદ્ધપ્રિય જવાહરલાલજીએ સત્યાગ્રહ સભામાં નામ નોંધાવવાનો નિશ્ચય કર્યો. સત્યાગ્રહ સભામાં નામ નોંધાવવું એટલે એકાદ કોઈ જૉલીટેનિસ કલબમાં નામ નોંધાવવા જેવું નહોતું. તે તો એક સતીના જેવી અટલ પ્રતિજ્ઞા લેવા જેવું હતું. સત્યાગ્રહ સભામાં નામ નોંધાવવાનો અર્થ ખુલ્લોજ હતો કે: છોટાપંડિતજી કોઈપણ કાયદાનો ભંગ કરી તુરંગવાસ સ્વીકારશે. પોતાના ઉત્સાહની વૃત્તિમાં મસ્ત હોવાથી પં. જવાહરલાલને એ બાબત સ્હેલી જણાઈ. જાણે પોતાને માટે કેવળ સ્વર્ગદ્વારજ ખુલ્લાં થયાં હોય એમ તેમને લાગ્યું પરંતુ જ્યારે તેઓ નામ નોંધાવવાના માર્ગે આગળ સરકવા લાગ્યા તે સમયે "ગુલિવર"ની પેઠે માયાના જબરદસ્ત પાશમાં જકડાયલા હોય અને હીલચાલ કરવા પોતે અસમર્થ હોય એવું જણાવા લાગ્યું. વાચક ! આજના સમયનો વિચાર કરશો નહિ. આજે તુરંગવાસનો ભય કોઇને વિશેષ જણાતો નથી. આપણે તો ૧૯૨૧ ની સાલનો વિચાર કરીએ છીએ. તે સમયે તુરંગવાસનો અનુભવ ઘણા થોડા મનુષ્યોને હતો. શ્રીમંત કુટુંબોને તો તુરંગવાસ એટલે સાક્ષાત્

મૃત્યુની ખાઈજ જણાતી ! એ સમયે અતિશય લાડમાં ઉછરેલો એકનો એક પુત્ર માતાનો જીવ અને પ્રાણજ હતો. કુટુંબનો તેજસ્વી દીપક તુરંગમાં જવા તૈયાર થાય ત્યારે નેહરૂ કુટુંબમાં કેવો કલેશ કંકાશ થાય એમ હતું ? મોતીલાલજીની વૃદ્ધાવસ્થામાં વિજળીના એક જબરદસ્ત આંચકા સમાન હતું. સ્વરૂપરાણીનું કાળજું ચિરાઈ જાય તેમ હતું. કોમલાંગી કમળાના હૃદયના બે કટકા થઈ જાય તેમ હતું. રામચંદ્રજીના વનવાસનો નિશ્ચય સાંભળી જે દુઃખની છાયા સૂર્યવંશમાં પ્રસરી રહી હતી તેજ સ્થિતિ આજે રાજા દશરથના રાજમહેલ સાથે સ્પર્ધા કરનાર આનંદભવનની થઈ હતી. આ સમયે જવાહરલાલ કોઈની શિખામણ માની પાછા નહિ હઠે એ સ્પષ્ટજ હતું. તેમને ભય માત્ર પિતાનોજ હતો. જવાહરલાલજી હમેશાં પિતાથી દૂર ને દૂરજ રહેતા. પિતાની સાથે જમવા બેસતા નહિ. પોતાની પ્રેમળ માતા અને સ્નેહાળ પત્ની અશ્રુરૂપી મોહમાયાના શબ્દો દ્વારા પંડિતજીનું હૃદય પિગળાવવાનો પ્રયત્ન કરતાં તેથી તેમણે ઘરમાં કંઈક તોછડું વર્તન ચલાવવા માંડયું. નિદ્રા લેવા ઘેર મોડા આવતા તેમજ કંઈને કાર્ય હાથમાં લઈ તેમાં એટલા બધા મગ્ન થઈ જતા કે કમલાદેવી તેમની સાથે બોલવાનું સાહસ કરતાં નહિ. સાસુ નિરાશ થઈ વહુને કહેતાં કેઃ "તું એને કાંઈજ કહેતી નથી. એનું કારણ શું ? તું આટલી બધી વિદ્વાન અને ત્હારો પતિ ત્હારા હાથમાં નહિ ?" એ સાંભળી કમલા કરૂણ સ્વરે કહેતાં કેઃ "મ્હને વાતચિત કરવાની તકજ તે કયાં આપે છે ? તમે માતુશ્રીના સંબંધથી કાંઈ કહી જુવો." સ્વરૂપરાણી કહેતાંઃ "હા, તે મ્હારૂં સાંભળવા બેઠો છે ? તે આખા જગતનો હઠીલો છે. મ્હારો ભય તેને કંઈ લાગતોજ નથી. તેના પિતાથી થોડો ભય પામે છે એટલુંજ. બાકી તેમણે પણ તેને ખૂબ લાડ લડાવ્યાં છે."

પુત્રની ચિંતામાં સમય ગાળતા વૃદ્ધ મોતીલાલજીને કાને એ

સમાચાર પહોંચ્યા ત્યારે તે કહેતા કેઃ "જ્યાં પિતાનું કાંઈ ચાલતું નથી ત્યાં તેની માતુશ્રીનું અને તેના કરતાં પત્નિનું ચાલે છે. કેમ ખરૂં કે કમળ?"

એ સાંભળી કમલાદેવી લજ્જાશીલ થઇ કંઈ પણ ઉત્તર દેતાં નહોતાં પરંતુ "દાદાજી! તમેજ તેનો કાંઇ માર્ગ શોધી કાઢો." એવા અર્થની દૃષ્ટિએ તે તેમના સ્હામે જોતાં ત્યારે મોતીલાલજી કહેતા કેઃ "પેલા ગુજરાતના મંત્રસિદ્ધનેજ હવે હું બોલાવું છું. એ હઠીલો છોકરો તેનું સાંભળે તો સાંભળે."

તુરતજ મહાત્માજીને તાર કર્યો. પાંડવોની બૂમ પડતાંજ શ્રી કૃષ્ણને જેવી તાલાવેલી થઈ હતી તેવીજ સ્થીતિ આ સમયે ગાંધીજીની થઈ. શરીર ઉપર જેમ તેમ એક ખમીસ પહેરી, ઉતાવળે માથા ઉપર ગાંધી ટોપી મુકી અને હાથમાં ખાદીનું પંચીઉ લઈ ગાંધીજી અમદાવાદથી નિકળી ઠેઠ અલાહાબાદ પહોંચ્યા. મહાત્માજી રાત્રિએ આવવાના હતા તે રાત્રિએ પિતાપુત્ર પોતપોતાના શયન મંદિરમાં જાગ્રત રહ્યા હતા. "સત્યાગ્રહ સભામાં નામ દાખલ કરાવી તુરંગવાસ ભોગવવાની સલાહ જો મહાત્માજી આપશે તો મ્હારા જવાહરની શી સ્થીતિ થશે?" એવો વિચાર કરનાર શુદ્ધ પ્રેમળ પિતા રાત્રિ પસાર કરતા હતા. તેમણે પલંગ ઉપરથી ઉતરી નીચે ભૂમિ ઉપર શયન કર્યું હતું. એ સ્થીતિ જોઇ સ્વરૂપરાણીને કેવો આઘાત લાગ્યો હશે? રાજા દશરથની પેઠે સાત તળાઇઓ પર શયન કરનાર રાજા સમાન પતિદેવને આજે પૃથ્વી ઉપર પડેલા જોઈ તેમને બેઠા કરી પૂછ્યું: "તમે નિદ્રામાંજ પલંગ ઉપરથી નીચે પડી ગયા છો કે શું થયું?"

મોતીલાલજીએ ઉત્તર દીધોઃ "ના, ના, હું સાવચેત છું. મ્હારો

જવાહર જ્યારે તુરંગમાં જશે ત્યારે તેની સ્થીતિ કેવી થશે તેનો હું અનુભવ લઈ રહ્યો છું.”

એ સાંભળી સ્વરૂપરાણીના હૃદયનો બંધ ટૂટી ગયો, તેમાં મોતીલાલજીનાં અશ્રુ મળી જતાં ગંગાયમુનાનો સંગમ થતાંજ ગાંધીજી આવી પહોંચ્યા. મોતીલાલજીએ તેમની સાથે ઘણો વાદવિવાદ કર્યો. જવાહરલાલે પણ પોતાના વિચારો મુક્ત કંઠે જણાવ્યા. એક તરફ મોતીલાલજી અને બીજી તરફ જવાહરલાલજી. એમ બન્ને પોત પોતાની સ્વેચ્છાપૂર્વક ગાંધીજીને વિનતિ કરતા હતા. તે બેની વચમાં ગાંધીજી સ્થિતપ્રજ્ઞના નિશ્ચય પ્રમાણે પરંતુ શ્રીકૃષ્ણના સ્વભાવ પ્રમાણે બન્નેનું કહેવું શાંત ચિત્તે સાંભળી રહ્યા હતા. ઘરની સ્ત્રીઓ વેગળે બારણાના ખૂણામાં ઉભી રહી ગાંધીજી શો ન્યાય આપે છે તે પ્રત્યે કંઇક ચિંતાતુર ચ્હેરે ઉત્સુકતાપૂર્વક જોઈ રહ્યાં હતાં. આ સમયનું ચિત્ર કોઇ કુશળ ચિત્રકારે દોર્યું હોત તો કેવું સારૂ થાત ?

પિતાશ્રીનું કહેવું સાંભળી ગાંધીજીએ ન્યાય આપ્યો કે: “જવાહરલાલે હમણાં સત્યાગ્રહ સભામાં દાખલ થવું નહિ.” શહેરમાં એકાએક વિજળીના દિવા પ્રકટ થતાં ગાઢ અંધકાર ક્ષણમાં જ નાશ થઇ સર્વત્ર પ્રસન્નતા પ્રસરે છે તે પ્રમાણે આજ ગાંધીજીનો નિર્ણય સાંભળી આનંદભવનમાં સર્વત્ર ચૈતન્ય રમવા લાગ્યું. વૃદ્ધ સ્વરૂપરાણીએ ગાંધીજીને આશિર્વાદ આપ્યો. કમળાએ પ્રસન્ન વદને સ્મિત હાસ્ય કરતાં તેમના સ્હામે જોયું અને મોતીલાલજી હસતા હસતા ગાંધીજી સાથે વાતે વળગ્યા, પરંતુ બીજી તરફ જવાહરલાલજીનો મિજાજ ગયો.

પ્રથમ મહારાષ્ટ્રમાં પટવર્ધન કુટુંબમાં ન્હાના યુવકોને યુદ્ધમાં લઇ શકાય નહિ. એવો તેમના વડિલ પિતા તરફથી અભિપ્રાય મળ-

વાથી યુવકો જેમ ધુંવાપુંવા થઈ જતા તેવી સ્થીતિ આજે જવાહરલાલજીની થઇ. તેમનો ચ્હેરો લાલ થઇ ગયો. કપાળ પર કરચલીઓ વળી. પુસ્તકો આમતેમ ગોઠવ્યાં. એ જોઇ તેમની બ્હેનો મશ્કરીમાંજ "કેમ! કેવી સ્થીતિ થઇ?" એમ મનમાંજ બોલતી હસતી હતી. ગાંધીજીએ જવાહરલાલનું નામ સત્યાગ્રહ સભામાં નહિ નોંધાવવાનો અભિપ્રાય દર્શાવ્યો હતો તે કેવળ મોતીલાલજીની આતુરતાથીજ પરંતુ તેમને એમ પણ જણાતું હતું કે: "ફળ પરિપક્વ થવા આવ્યું છે, ત્યારે હવે ઉતાવળ કરવાની શી જરૂર છે?" મોતીલાલજીની બુદ્ધિએ આજે ગાંધીજીનું થોડું આકર્ષણ કર્યું. તેનું પરિણામ તે માન્યવર દેશભક્ત પર ઘણું સારૂંજ થયું.

તે પછી તો નેહરૂ કુટુંબનાં પગલાં એક પછી એક દેહદંડને માર્ગે ઝપાટાબંધ આગળ વધવા લાગ્યાં. તેમાં પિતાપુત્ર, માતા પુત્રી, નણંદ ભાણેજ અને સાસુ વહુ, કોઇ પણ પાછાં હઠયાં નહિ. તેમ થવાથી જવાહરલાલજીને સત્યાગ્રહ સભામાં નહિ જવા દેવાની મોતીલાલજીની હઠમાં યત્કિંચિત્ પણ ઉણપ આવી નહિ. ઉલટું આ પ્રસંગ વિચિત્ર ભાવનાઓની છટાથી અધિક સ્પષ્ટ જણાઈ આવે છે.

એ સમયનું વર્ણન કરતાં પંડિત પોતાના આત્મચરિત્રમાં લખે છે કે: "૧૯૨૧ ની સાલ અમારી દ્રષ્ટિએ અપૂર્વજ હતી. રાષ્ટ્રાભિમાન, રાજદ્વારી વિષય, ધર્મભાવના, કટુપણું અને અધ્યાત્મભાવ, એ સર્વનું અપૂર્વ મિશ્રણ એ સાલમાં જોવામાં આવ્યું. એ સમયે અમારી ભાવના ઉત્કટ પરંતુ મિશ્ર સ્વરૂપની હતી. કાર્યના ઉન્માદની પકડ અમારા મનમાં દૃઢ રીતે પ્રવેશ કર્યો હતો. જનતામાં ઉત્પન્ન થયેલી વિલક્ષણ સ્વાભિમાનની વૃત્તિ જોઇ અમને આત્મવિશ્વાસ થવા લાગ્યો. હું ચળવળમાં એકરસ થયો હતો. મેં ઇતર સર્વ સંબંધ ત્યાગ કર્યાં હતા. પસંદગીનાં પુસ્તકો, મિત્ર અને પુષ્કળ નિત્ય વાંચવા જેવાં

વર્તમાનપત્રો તરફ હું જોતો સુદ્ધાં નહોતો. પુસ્તકની સહાયથી જગતની ઉથલપાથલ સાથે સંબંધ રાખવાનો પૂર્વે મ્હારો નિયમ હતો પરંતુ તે હવે બંધ થયો હતો. ઓફિસમાં, બેઠક ખાનામાં અને સભાઓમાં મ્હારો વખત પસાર થતો હતો. જનતાની ભાવના સાથે એકરસ થતાં, જનમત પર પ્રભાવ ગજાવતાં જે એક રોમાંચકારક અનુભવ થાય છે તેનો આ વખત મ્હને સ્વાદ લાગ્યો હતો. શહેરની જનતા અને ખેડુતો વચ્ચેનો ફરક ધ્યાનમાં આવ્યો. સભાની ધક્કા મુક્કીએ અંગવલણ કર્યું."

અસહકારિતાના પહેલા પ્રસંગમાં સર્વની ધરપકડ ચાલુજ હતી. પરંતુ પ્રિન્સ ઑફ વેલ્સના સ્વાગત પર બહિષ્કાર કરવાનું ઠરાવ્યું તે વખત તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. હિંદુસ્થાનનો બાદશાહ વિલાયતમાં રહે છે, તેથી હિંદી પ્રજાને આયુષ્યમાં એકાદ વખત તેનો પરિચય કરાવવાની ઇચ્છાથી રાણી વિકટોરીઆએ યુવરાજ એડવર્ડને હિંદુસ્થાન મોકલ્યા હતા. એડવર્ડ બાદશાહ થયા પછી તેમણે પોતાના જ્યોર્જ નામક પુત્રને ૧૯૦૫ની સાલમાં હિંદુસ્થાન મોકલી તેમણે માતાનો નિયમ ગ્રહણ કર્યો. એ પરંપરા અનુસાર જ્યોર્જ બાદશાહે યુવરાજ એડવર્ડને ૧૯૨૧ ની સાલમાં હિંદુસ્થાન મોકલવાનો નિશ્ચય કર્યો હતો. રોલટ એકટ અને પંજાબનો હત્યાકાંડ એ બન્ને બનાવોને લીધે હિંદની પ્રજામાં જે અસંતોષ વ્યાપ્યો હતો, તે રાજપુત્રની મીઠી મધુર વાણીથી અને સુખદ દર્શનથી શાંત થશે એવી ભોળી સમજણ જ્યોર્જ બાદશાહ અને તેના મંત્રીમંડળે માની લીધી હતી. કૉન્ગ્રેસે જાહેર કર્યું કે "બ્રિટિશ સરકાર અને આપણી વચ્ચે તકરાર ચાલુ હોવાથી રાજપુત્રને વચમાં લાવી બ્રિટિશ મુત્સદ્દીઓ આપણી તકરારને શાંત કરવા ચ્હાય છે. પરંતુ યુવરાજના સ્વાગત પર જ અમે બહિષ્કાર નાંખી અમારો અસંતોષ વ્યકત કર્યા સિવાય રહીશું નહિ." બ્રિટિશ મુત્સદ્દીઓને હિંદી પ્રક્ષોભની સાચી કલ્પના જ

નહોતી. જો કલ્પના હોત તો તેઓ યુવરાજને હિંદુસ્થાન મોકલવાનું સાહસ કદી પણ કરત નહિં. બ્રિટિશ જનતાની કલ્પનામાં નહિં હોય એવો બહિષ્કાર યશસ્વી થયો. યુવરાજે મ્હોટાં મ્હોટાં શહેરોની મુલાકાત લીધી હતી પરંતુ સિપાહીઓ સિવાય કોઈ તેમની પાસે જતું જ નહિ. જ્યાં જ્યાં યુવરાજ જતા ત્યાં સખ્ત હડતાલ પડવાથી મ્હોટાં સુંદર શહેરોને સ્મશાનનું સ્વરૂપ પ્રાપ્ત થતું. આ બ્રિટિશ સત્તાનું કેવું અપમાન ! એમ થવાથી સરકાર સહજે ગુસ્સે થઈ, અને સંયુકત પ્રાંતનું સ્વયંસેવકદળ સરકારે ગેરકાયદેશર ઠરાવી દડપશાહીની શરૂવાત કરી. એના ઉત્તર સ્વરૂપ કૉન્ગ્રેસે સ્વયંસેવકની નામાવલી પ્રસિદ્ધ કરવાનો સપારો ચલાવ્યો. તેમાં મ્હોટા મ્હોટા પુરૂષોના નામ દાખલ કરી સરકારને આવાહન કર્યું. એ યજ્ઞના અગ્ર ભાગમાં પંડિત મોતીલાલજીનું નામ ઝળકતું હતું. પ્યાલો કંઠોકંઠ ભરેલો હતો. પ્રત્યેક ક્ષણે આનંદભુવનમાં પકડ વૉરંટની વાટ જોવાતી હતી. એટલામાંજ એક દિવસ મધ્યાન્હે પિતાપુત્રના નામનાં વૉરંટ લઇ સિપાહી આવી પહોંચ્યો. સિપાહીઓએ આનંદ ભવનને ઘેરો ઘાલ્યો.

પંડિત જવાહરલાલ આ સમયે કૉન્ગ્રેસ ઓફિસમાં હતા. કલાર્કે તુરત ત્યાં જઈ વૉરંટના સમાચાર આપ્યાં પરંતુ તેને એક સાધારણ બાબત સમજી પ્રથમ પોતાનું કામ પુરૂ કર્યાં પછી ઘેર ગયા. જે સમયે કેદખાનાનો જેને બીલકુલ અનુભવજ નહોતો તે સમયે આવી સમતા રાખનાર લો. તિલક પછી પં. નેહરૂજ જણાય છે. પોલિસ આવી શું અને ગઇ શું ? અમને તેનું કંઇજ દુઃખ નથી. એવું પોતાની મુખમુદ્રા દ્વારા પંડિતજીએ જણાવી કલાર્કને પોતાના મકાનની કુંચીઓ સોંપી અને કહ્યું કેઃ "ઘેર જાઓ અને પોલિસને કાગળ પત્રની ઓરડીઓ બતાવો." પંડિતજી પત્ર લખતા હતા તે શાંતિથી પૂર્ણ કર્યાં પછી ઘેર ગયા. અપરિચિત પ્રસંગ ઓચિંતો આવે છે ત્યારે સાધારણ માણસના મનની સમતા ડગમગી જાય છે

પરંતુ આવે પ્રસંગે મ્હોટા પુરૂષો એને પુણ્યપર્વણી સમજી મન સ્થિર રાખવાનો પ્રયત્ન કરે છે. બુદ્ધિમાન સાયકલ સ્વાર મ્હોટી ભીડમાં અથવા ખડબચડા રસ્તાપરથી પસાર થતાં પોતાના શરીરનું સમતોલપણું જાળવી રાખે છે તે પ્રમાણે ધૈર્યવાન પુરૂષો પોતાના મનનું સમતોલપણું સંભાળે છે. લો. તિલક કહેતા કે: "મ્હારા પર સંકટ ક્યારે આવશે અને હું પરીક્ષામાં કેવી રીતે ઉત્તિર્ણ થઇશ તેનો મ્હને અભ્યાસ થવો જોઇએ." એ પરીક્ષા બીજી કોઇજ નહિ પણ સંકટને સમયે મનની સમાનતા રાખવી એજ છે.

પોલિસે ઘણો વખત સુધી તેમના ઘરની જડતી લીધી. તે પછી અલાહાબાદના એ માનવંતા આગેવાનોને કેદ કર્યા. બન્નેને જૂદા જૂદા અપરાધ માટે શિક્ષા થઇ. પ્રિન્સ ઑફ વેલ્સના સ્વાગત સમયે અલાહાબાદમાં બહિષ્કાર ન થાય તે માટે સરકારે પિતાપુત્ર પર કેસ કર્યો અને બન્નેને કેદખાનામાં પૂરી રાખ્યા પરંતુ એ કૃત્યથી અધિક ઉગ્ર બહિષ્કાર થયો અને તેનું કારણ સરકારના મસ્તકે પડયું! કેદ-ખાનામાં પિતાપુત્રને એક ઓરડી આપવામાં આવી હતી. બહાર ચળવળ જોરથી ચાલતાંજ કેદખાનાના નિયમો આપોઆપ ઢીલા થઈ જાય છે અને બહાર ચળવળ મંદ પડતાંજ ગમે તેવો મ્હોટો આગે-વાન હોવા છતાં જેલના સખ્ત કાયદાને લીધે તેને કેદખાનાનું જીવન અપમાનજનક થઈ પડે છે. કેદખાનાનો ખોરાક પિતાપુત્રને જીભે ભાવે તેવો ન હતો પરંતુ તેઓ ઊંચા દરજ્જાના કેદી હતા અને ઘરનો ખોરાક ખાવાની તેમને પરવાનગી હોવાથી નેહરૂ પિતાપુત્રને ખોરાક સંબંધી ત્રાસ થયો ન હતો. કેદખાનામાં સગાં સંબંધી અને ઇષ્ટ મિત્રોને મળવાની અને તેમની સાથે મોકળા મનથી વાતચિત કરવાની પ્રથમ તેમને પરવાનગી હતી. પરંતુ ચળવળ જરા મંદ પડયા પછી જૂદી જૂદી બરાકોમાં આવવા જવાની તેમની પરવાનગી રદ થઈ. મુલાકાતે આવનારને ગમે ત્યારે મળવા આવવાની છુટ હતી

તે બંધ થઈ અને તેમને મહિનામાં એક વખત આવવાનો હુકમ થયો. જવાહરલાલજી સવારમાં વહેલા ઉઠી પોતાની ઓરડી સાફ સ્વચ્છ કરતા પછી પિતાનાં અને પોતાનાં વસ્ત્રો ધોઈ નાંખતા. વ્યાયામ માટે ઓરડીની બહાર જતા. કોઈ વખત પાણી કાઢતા અને શાકભાજીને પાણી પાતા. સુતર પણ ખૂબ કાંતતા અને કોઇ કોઈ વખત નિરક્ષર કેદીઓને અક્ષરજ્ઞાન આપતા. જ્યાં સુધી બહારનું વાતાવરણ ગરમ હતું ત્યાં સુધી કેદીઓનો ઉત્સાહ વૃદ્ધિ પામતો. નિત્ય નવા કેદીઓ કેદખાનામાં આવતા ત્યારે પોતાનું બળ વૃદ્ધિ પામે છે એમ સત્યાગ્રહીઓને લાગતું. ચોરીચુરાના બનાવ પછી ગાંધીજીએ પોતાની ચળવળ પાછી સંકેલી લીધી. એ સમાચાર સાંભળતાંજ નૈનીના કેદખાનામાં ખિન્નતા પ્રસરી. રાજદ્વારી કેદીઓ ગભરાઇ ઉઠયા અને પિતાપુત્ર ક્રોધે ભરાયા. એ સમયે હાઇકૉર્ટની પુનઃ તપાસણીમાં જવાહરલાલનો ગુન્હો સાબિત નહિ થવાથી તેમને એકાએક છોડી મૂકવામાં આવ્યા.

એજ સમયે મ. ગાંધીને કેદ પકડ્યા. તેમનો કેસ અમદાવાદમાં ચાલવાનો હતો. બંધન મુક્ત થતાંજ જવાહરલાલજી ગાંધીજીને મળવા સાબરમતી ગયા. કેસ ચાલ્યો તે વખતે તેઓ ત્યાં હાજર હતા. એ પ્રસંગ સંબંધી પંડિતજી લખે છે કે: " એ પ્રસંગ ચીરસ્મરણીય હતો. ગાંધીજીએ કૉર્ટને ઉદ્દેશી જે ભાષણ કર્યું હતું તે હૃદયને હલાવી નાંખે તેવું હતું. એ સમયે તેમાંનાં અર્થપૂર્ણ વાક્યો અને ભરપૂર કલ્પના શક્તિનાં ચિત્રો અમારા મસ્તકમાં રમી રહ્યાં હતાં."

અલાહાબાદ આવ્યા પછી અનેક મિત્રો અને સહકારીઓને કેદખાનામાં પડેલા જોઈ પંડિતજીને એકલા પડ્યા હોય એવું લાગ્યું. તેમના મનને આનંદ થતો નહિ, પરંતુ કર્તવ્ય તો કરવુંજ જોઇએ એમ સમજી કૉન્ગ્રેસ કમીટીનું કામ જ્યાં સુંદર વ્યવસ્થિત ચાલતું

ન હતું ત્યાં તેમણે ચળવળ શરૂ કરી. તે પછી તેમણે પરદેશી કાપડ અને માલ પર બહિષ્કાર કરવાના કામમાં લક્ષ્ય પરોવ્યું. અલાહાબાદના કાપડના વ્યાપારીઓએ પરદેશી કાપડ આયાત નહિ કરવાનું અભિવચન આપ્યું પરંતુ અનેક વ્યાપારીઓએ નિયમનો ભંગ કર્યો. તેમનો નિષેધ કરી દાખલો બેસાડવા માટે બહિષ્કાર કરવાનો નિશ્ચય કર્યો. બહિષ્કારની ગંધ કાને આવતાંજ વેપારીઓએ દંડ ભરીને પુનઃ પ્રતિજ્ઞા પાલનનું કામ શરૂ કર્યું. દંડના પૈસા વ્યાપારી કમીટીમાં જમા થયા.

પરદેશી કાપડનો બહિષ્કાર હમેશાં સરકારને સાલે છે, કારણ કે તેનું પરિણામ માન્ચેસ્ટરની મીલો પર થવાથી વિલાયતી મજુરો ભૂખે મરે છે અને પાર્લામેંટમાં ભારતમંત્રીને તેનો ઉત્તર પૂછવામાં આવે છે. બહિષ્કારની ચળવળથી અધિકારીઓ ગુસ્સે થયા. તેમણે પંડિતજી પર કેસ કર્યો તેમાં કોર્ટે તેમને એક વર્ષ અને નવ મહિનાની શિક્ષા કરી. પ્રથમ છુટકો થયા પછી છ અઠવાડિયામાંજ આ પ્રસંગ બન્યો હતો.

## બીજી વખત કેદખાનું.

પ્રથમનું કેદખાનું થોડા સમય માટે હતું. બહાર ચળવળ ખૂબ જોરથી ચાલતી હતી. સત્યાગ્રહની નવી ચળવળથી સરકાર ગભરામણમાં પડી હતી, તેથી એ કેદખાનું સુખમાંના દુઃખ પ્રમાણે મનને પસંદ પડે એવું હતું પરંતુ બીજી વખતના કેદખાનાને સમયે ગાંધીજીએ ચળવળ પાછી ખેંચી લીધી હતી અને સરકાર જોરમાં હતી. જનતાનો ઉત્સાહ મંદ પડતો હતો. અને કેદખાનાના નિયમો કડક થતા હતા. ચાર છ મહિનાની સજા હોય તો મનુષ્યનો તે સમય સહજે નીકળી જાય છે તે કરતાં વર્ષની કેદ હોય તો તે પણ કેદી પસંદ કરે છે. બે વર્ષનું કેદખાનું રાજદ્વારી કેદીઓને નિરસ અને કંટાળા ભરેલું

લાગે છે. એ. કિંવા બી. કલાસના કેદીઓમાંના ઘણાને સારૂં અન્ન મળે છે એ સાંભળી સુખમાં ગાદી ઉપર આળોટનાર જનતા કોઈ કોઈ વખત કહે છે કેઃ "તો પછી કેદખાનું કાંઈ સખ્ત નથી." એક હાઇસ્કુલના પ્રિન્સિપાલ પોતાના વિદ્યાર્થીઓને રાજદ્વારી જીવનની રૂપરેખા સમજાવતાં કહેતા કેઃ "મ્હને જો એવું અન્ન અને પુષ્કળ વાંચવાનું મળે તો હું જીવનપર્યંત કેદખાનું ભોગવું." હાઈસ્કુલની વ્યાસપીઠ પર ખુરસીમાં બેસી ગપ્પાં મારવામાં શું જાય છે? જ્યાંસુધી મનુષ્યે કેદખાનાનો અનુભવ લીધો નથી ત્યાંસુધી તે આવું બેવકુફી ભરેલું બોલવું પસંદ કરે છે. આગેવાન કેદીઓને ઘણું-ખરૂં ઈતર કેદીઓથી સ્વતંત્ર ઓરડીઓમાં રાખતા હોવાથી તેમને સાદી શિક્ષા હોવા છતાં એકાંતવાસની કઠિન શિક્ષાનું સ્વરૂપ આવે છે. તેજ વોચમેન અને તેજ વોર્ડરો હમેશાં નજીક હોય છે, તેના તેજ અધિકારીઓ વિચાર પૂછવા આવી કેદીઓના સર્વ પ્રશ્નનો ઉત્તર નકારમાં આપી ચાલ્યા જાય છે. રાણીના બગિચામાં ગોંધી રાખેલા વાઘ સિંહને આપણે જે બુદ્ધિથી જોવા જઈએ છીએ તેજ બુદ્ધિથી ઘણાખરા બહારના વિઝિટર આગેવાન કેદીઓને જોવા આવતા હતા. પરદેશી કાપડ પહેરેલાં તેમનાં શરીર અને યુરોપિયન અધિકારીઓ આગળ લાળ ગાળનાર તેમનાં મન જોવાથી તે વિઝિટર રૂપી પ્રાણી-ઓનાં દર્શનની આવશ્યકતા નથી એમ જણાતું. સત્યાગ્રહી કેદીઓ તેમના તરફ તુચ્છ દૃષ્ટિથી જોતા એમ નહિ પણ બીજા ગુન્હે-ગાર કેદીઓ સુદ્ધાં વિઝિટરો પ્રત્યે તિરસ્કાર દૃષ્ટિએ જોતા હતા. "તમને કાંઈ અડચણ છે કે?" તેઓ એવો કોઈ પ્રશ્ન પૂછ-તાં જ "અમારી અડચણો દૂર કરવાનું તમારામાં સામર્થ્ય છે કે?" એવો ઉલટો પ્રશ્ન કરતા જોવામાં આવતા. દેશના સ્વાતંત્ર્ય માટે ગમે તેવી સ્થીતિ સહન કરવા મનુષ્ય તૈયાર હોય તો પણ ત્યાંનું ખરાબ અન્ન ખાઈ શકાતું ન હતું એ તો સત્ય છે. અન્ન બાજૂએ મૂકતાં ન્હાનીસુની બાબતોનું સાચું મૂલ્ય મનુષ્યને કેદખાનામાં જ સમજાય

છે. ન્હાનાં બાળકોનું હસવું, ક્રોધે ભરાવું, વિશેષ શું કહેવું, તેનો અશ્રુપાત સાંભળવાને પણ લાંબી મુદતનો કેદી આતુર હોય છે. સ્ત્રીઓનો અવાજ કાને નહિં પડવાથી જાણે તે ભૂલી ગયા હોય એવું તેને જણાય છે. કૂતરાં, ઘોડા, ગાય અને ભેંસો જોવાનું મન થાય છે. સૂર્યાસ્ત અને સૂર્યોદય અને તે વખતનો આકાશનો દેખાવ પુનઃ ક્યારે જોવા મળશે એવું લાંબી મુદતના કેદી જીવનને મન થઈ જાય છે. એકજ જાતનું નક્કી કરેલા સંચાનું અને પદ્ધતિનું અન્ન મનુષ્યની દૃષ્ટિ સમિપ આવતું ગમતું નથી. ઉદર ભરવાને કાંઈપણ જોઈએ એ વિચારથી મનુષ્ય અંતે એક અરધો રોટલો ખાય છે જ. દીર્ઘકાળનું કેદખાનું પુરૂં કરી બંદિગૃહની એકાંત ઓરડીમાં રહેલો કેદી બહાર આવે છે ત્યારે તેનાં નેત્રો અજવાળું જોઈ મિંચાઈ જાય છે. વિસ્તીર્ણ મેદાન જોઈ તેને અકળામણ થાય છે. નવજીવનનો સ્વાદ લેતાં, જૂનાનવા મિત્રોને મળતાં અને સગાં સંબંધીઓના પ્રેમળ સહવાસમાં સમય વ્યતીત કરતાં તેને થોડો ઉન્માદ ચઢે છે. એ પ્રકારના જીવનનો અનુભવ પંડિતજીએ ૧૯૨૨ ની સાલમાં લીધો. એ સમયે પણ મુદત પહેલાં જ તેમનો છુટકારો થયો હતો. આ સમયે કોન્ગ્રેસના આગેવાનોએ કૌન્સિલમાં પ્રવેશ કર્યો હતો. જનતામાં જૂદોજૂદો અભિપ્રાય પ્રવર્તતો હતો. તેમાં ઉમેરો કરવા માટે રહ્યાસહ્યા સત્યાગ્રહી કેદીઓને મુક્ત કરવાનું સરકારને હિતાવહ જણાયું.

## ફેર નાફેરવાદ.

અસહકારિતાનું અને વિશેષતા કૌન્સિલ બહિષ્કારનું તત્ત્વ, હિંદુસ્થાનના ઘણાખરા આગેવાનોએ ગાંધીજીની શરમથી સ્વીકાર્યું હતું. જ્યાં સુધી ચળવળ જોરમાં હતી ત્યાં સુધી તેના વિરૂદ્ધ બોલવાની કોઈની વિશેષ હિમ્મત નહોતી પરંતુ ચૌરીચુરાના હુલ્લડ પછી ગાંધીજીએ વૃદ્ધિ પામતી ચળવળ એકદમ થોભાવી દઈ પદ્ધતિસર કાર્યક્રમ ઉપર સર્વ ભાર મૂક્યો. કારણ કેઃ જે અહિંસા ઉપર તેમની ચળવળનો આધાર હતો તેને ચોરીચુરાના હુલ્લડથી મ્હોટો ધક્કો લાગ્યો

હતો. સરકાર સાથે લડતાં અહિંસાની પવિત્રતા ભૂલી જવાથી ન્હાના-મ્હોટા આગેવાન અથવા સામાન્ય જનતા શું કહેશે તે તરફ લક્ષ્ય નહિ આપતાં તેમણે એકદમ ઉન્નત દશાએ પહોંચતી ચળવળ બંધ કરી. તેમ થવાથી ઘણા આગેવાનો ક્રોધે ભરાયા. પંડિત જવાહરજી સુદ્ધાં ચિડાયા. વૃદ્ધિ પામતી ચળવળ બંધ પડતાંજ લડાઈનો ઇતિર માર્ગ આગેવાનોને જણાવા લાગ્યો. દેશબંધુ દાસ પ્રથમથી જ કૌન્સિલમાં જઈ સરકારને બે હાથ બતાવી આપવાના અભિપ્રાયના હતા. પંડિત મોતીલાલજી તેમને જઈ મળ્યા, અને બન્નેએ મળી એક બળવત્તર સ્વરાજ્યપક્ષ સ્થાપન કર્યો. મ. ગાંધીના કટ્ટા અનુયાયીઓ કહેતા કેઃ "કૌંસિલમાં જવું હરામ છે." એક વખત જે કહ્યું તે પ્રમાણે વર્તવું જોઈએ. કૌંસિલનો પ્રશ્ન ગાંધીજી કેદખાનામાં હોય તે વખતે ઉપસ્થિત કરવો ન જોઈએ." આ પ્રમાણે કૉંગ્રેસવાળાઓમાં ફેર નાફેર એવા બે પક્ષ થઈ વાદવિવાદને ખૂબ જ રંગ ચઢ્યો. સરકાર સાથે ઝઝુમવા તૈયાર કરેલાં વાક્શસ્ત્ર સ્વજનો ઉપર પડવા લાગ્યાં. એ ધમાચકડીના સમયમાં પંડિતજી કેદખાનેથી છુટયા. તેઓ પ્રથમથી જ કૌંસિલ પ્રવેશની તદ્દન વિરુદ્ધ હતા. તે ઉપરાંત ફેર નાફેર પક્ષનો દોષ તેમને જણાતો હતો. તેથી તેઓ પોતે એ વાદથી દૂરજ રહ્યા. દાસબાબુએ તેમને સ્વરાજ્ય પક્ષમાં ખેંચવાનો ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ આશ્ચર્ય અને મોતીલાલજીના સ્વભાવનું નિદર્શન કરાવવા જેવું તો એ હતું કેઃ તેમને સ્વરાજ્યપક્ષ માટે અતિશય પક્ષપાત હોવા છતાં તેમણે પુત્રને પોતાના પક્ષમાં ખેંચવાનો આગ્રહ કર્યો નહિ અને ઉદાર ચિત્તે પોતાના પુત્રને એ વિષયમાં સંપૂર્ણ સ્વતંત્રતા આપી.

બન્ને વિરોધી પક્ષમાં મિત્રતા બંધાવવા કેટલાક મનુષ્યો પ્રયત્નો કરતા હતા તેમાં જ છોટાપંડિતજી જઈ મળ્યા. કૉંગ્રેસનું કામ તેઓ નિત્ય કરતા હતા, પરંતુ તેમાં સહેતુકતા વિશેષ ન હતી. એ સ્થીતિમાં જવાહરલાલજીને એક નવીન કાર્યક્ષેત્ર હાથ લાગ્યું.

## પ્રકરણ ૯ મું.

## મ્યુનિસિપાલીટીના અધ્યક્ષ.

મહાત્મા ગાંધીજી કેદખાનામાં પડયા હતા. ફેર નાફેર પક્ષ એક બીજા પર ધૂળ ઉરાડી રહ્યા હતા. ફેર નાફેર વાદમાં પડવાની જેને ઇચ્છા ન હતી તે પંડિત જવાહરલાલ જેવા સજ્જન ઉદાસ થઈ ગયા હતા. કૉંગ્રેસની વૃદ્ધિ પામેલી શકિતને પાછી ખેંચવાની કોઈનામાં શકિત રહી ન હતી. એવા ઔદાસિન્યના સમયમાં અચાનક મ્યુનિસિપાલીટીના અધ્યક્ષપદની માળા પંડિતજીના ગળામાં આરોપણ થઈ.

એ પદ પ્રાપ્ત કરવા માટે તેમણે કોઈપણ જાતની ખટપટ કરી નહોતી પરંતુ એક વખત પોતાના ઉપર જવાબદારી આવી પડી એટલે તેમાં તેમણે સંપૂર્ણ મન પરોવ્યું. કૉંગ્રેસ સેક્રેટરીનું કામ સંભાળવા સાથે એ કામ કરવાનું હોવાથી પંડિતજીને પંદર પંદર કલાક કામ કરવું પડતું. એ કામ તેઓ પ્રથમ ઘણી હોંસથી કરતા હતા. સ્વચ્છતામાં અને આરોગ્યની દૃષ્ટિએ પોતાનું નગર આદર્શ કરી બતાવવાની મહત્વાંક્ષા એકાદ યુરોપિયન શહેર જોઈ આવેલા કયા મનુષ્યને ન થાય? પં. જવાહરલાલે તારૂણ્યના ઉત્સાહમાં એ કામ હાથમાં લીધું હતું. ભવ્ય યોજનાઓ તૈયાર કરી પરંતુ વર્ષને અંતે, વર્તમાન મ્યુનિસિપલ કાયદામાં ફેરફાર કર્યા સિવાય મ્યુનિસિપાલીટીમાં સુધારણા કરવી અશકય છે એવો તેમણે મનમાં જ વિચાર નક્કી કરી રાખ્યો.

મ્યુનિસિપલ કાયદાના સંકુચિત ક્ષેત્રમાં, વર્તમાન કાયદાના ચોકઠામાં ઉભા રહી કંઇક સુધારણા કરવી હોય તો મ્યુનિસિપલ કાર્યભારને રાષ્ટ્રીય વલણ આપવું જોઇએ અને તેમ કરવાથી સરકાર ડગલેપગલે વિઘ્નો ઉપસ્થિત કરે. રાષ્ટ્રીય ધ્વજ મ્યુનિસિપલ ઑફિસ પર ફરકાવવાથી સરકાર કમીટી બંધ કરવાનો ભય બતાવે. રાષ્ટ્રીય વૃત્તિને પોષક એવાં પુસ્તકો કમીટીની શાળાઓમાં ચલાવવાં હોય તો તેમાં પણ સરકાર આડી પડે. કમીટીમાં નિષ્પૃહી અને લાગણીવાળા ગુણવાન મેમ્બરોની ભરતી કરવી હોય તો સરકાર રાજદ્વારી અભિપ્રાય તપાસ્યા પછી જ તેમની નિમણુંક કરવાની પરવાનગી આપે. ગરીબ વસ્તીમાં સુંદર રસ્તા બનાવવા, પાણી પૂરતું આપવું, દીવા પુષ્કળ મુકાવવા, એ સર્વ કાર્ય કરવામાં યુરોપિયન અને શ્રીમંત લોકોની વસ્તીમાં થોડુંઘણું ઓછું કરવું પડે. પોતાના સુખમાં યત્કિંચિત પણ અંતર પડતાં જ શ્રીમંત ગૃહસ્થો સંગઠન કરીને ધાંધલ ઉડાવે અને ગરીબ લોકો દ્રારિદ્રને લીધે સંગઠનને અભાવે ઉદાસીન રહે. એવી સ્થીતિ હોવાથી સર્વને એકસરખી સુખ સગવડ કરવાની અધ્યક્ષની મહત્વાકાંક્ષા એક બાજૂએ રહી. નગર સુધારણાની દ્રષ્ટિએ યોગ્ય એકાદ નવિન યોજના રચવી હોય તો એમાં પૈસાની આવશ્યકતા હોય છે. એ પૈસા શ્રીમંત વસ્તી પર વિશેષ કરભાર નાંખીને ઉભા કરી શકાય એમ હતું. પરંતુ શ્રીમંતોનું જૂથ એ કાર્ય કરવા દે એમ ન હતું. સામાન્ય રીતે જ હિંદી નાગરિકો પોતાના હક્ક સંબંધી ઉદાસિન હોય છે, તેથી નિત્ય થતા અન્યાયનું પરિમાર્જન કમીટી દ્વારા થઇ શકતું નથી. નગરપિતા પણ ચુંટાઇ આવતી વખત જેવા દક્ષ હોય છે તે નગરનો કાર્યભાર કરતી વખત તેટલા દક્ષ રહેતા નથી, તેથી કામનો ઉકેલ કરવો કઠિન થઇ પડે છે. મનુષ્ય માત્ર માન મેળવવાને માટે અને અધિકાર ચલાવવા માટે જ કમીટીમાં જાય છે. સેવા કરવાની કલ્પના તો તેના હ્રદયમાં કવચિત હોય છે. તેથી જ નગર કાર્યભારના મહત્વના વિષયો તરફ તેમનું દુર્લક્ષ

હતું. કમીટીમાં ગયા પછી તેમને બે બાબત મહત્વની જણાતી. એક કમીટીના નોકર વર્ગની નિમણુક કરવી અને બીજું બક્ષિસો એટલે ગ્રેન્ટ આપવી. મનુષ્યની લાયકાત જોવા કરતાં તેની જાતિ અને સંબંધ જોઇ તેને કોઇ પણ મ્યુનિસિપાલીટીમાં નોકરી મળે છે. બક્ષિસ આપતી વખત કર્તવ્ય પરાયણ સંસ્થાને ગ્રેન્ટ આપવાને બદલે જે સંસ્થાની લાગવગ નગરપિતા પર વિશેષ હોય તે સંસ્થાને ગ્રેન્ટ વિશેષ મળે એ નિશ્ચિત જ હોય છે. તેમાં સુધારો થવાની પંડિતજીને આશા જણાતી ન હતી. તેથી તેમણે મ્યુનિસિપલ પ્રમુખપદનું રાજીનામું આપવાની તૈયારી કરી. પરંતુ સહકારીઓના આગ્રહથી તેમણે આગળના વર્ષનું કામ ખેંચ્યું અને અંતે બીજું વર્ષ પૂરૂં થયા પછી અધ્યક્ષપદની ધુંસરી ઇચ્છા નહિ હોવા છતાં નીચે મુકી દીધી.

મ્યુનિસિપાલીટીમાં પોતે કંઈ પણ સુધારણા કરી શકે એમ ન હોવાથી પંડિતજી જરા દિલગીર થયા હતા, પરંતુ તેમના સહકારી બંધુઓ તેમના પર ખુશ હતા. સરકારે પણ તેમના કામની ઘણી પ્રશંસા કરી. પં. જવાહરલાલ જેવો હિંદુસ્તાનનો પ્રથમ પંક્તિનો કાર્યકર્તા પોતાના બુદ્ધિસર્વસ્વનો ભોગ આપી પંદર સોળ કલાક કામ કરી, મ્યુનિસિપાલીટીના કામમાં રૂપિયે બે ત્રણ આની પણ ફળ ઉપજાવી શકે નહિં તો પછી તે નિરાશ થયા વગર કેમ રહે ? પંડિતજીએ જોયું કે: આવા કાર્યભારમાં પોતાની શક્તિનો ભોગ આપવો નિરર્થક છે. સ્વરાજ્ય સંપાદન કરવામાં જે કષ્ટ ઉઠાવવું તે આજે નહિ તો કાલે પણ સાર્થક્ય થશે. સ્વરાજ્ય મળ્યા પછી મ્યુનિસિપલ કાયદામાં સુધારો કરતાં વિલંબ લાગશે નહિ, અને ત્યાર પછી મ્યુનિસિપાલ અધ્યક્ષનું કામ સુલભ થતાં પોતાને હાથે નગરની ઉત્તમ સેવા થઇ શકશે. કોંગ્રેસે અધિકાર સ્વીકારી મ્યુનિસિપલ કાયદામાં સુધારણા કરવાની જે ખટપટ ચલાવી છે તે પરથી પંડિતજીનો એ વિચાર બરાબર જણાઇ આવે છે.

અમારી મ્યુનિસિપાલીટીનો અધ્યક્ષ કાર્યક્ષમ અને જવાબદાર નાગરિક હોવા માટે," નવીન ભાવિ કાર્યકરોને નાગરિકની જવાબદારીનું શિક્ષણ બાલ્યાવસ્થાથી જ આપવું જોઇએ. એમ થયા સિવાય મ્યુનિસિપલ નિમણુકમાં સુંદર કાર્યક્ષમ પ્રમુખ ચુંટાઇ આવશે નહિ. એવો બોધ પોતે ગ્રહણ કરી અને જનતાને સંભળાવી પંડિતજી કમીટીમાંથી નિકળી ગયા.

## પ્રકરણ ૧૦ મું.

### આમિષ – બહાનું.

બીજી વખત કેદખાનું ભોગવી પંડિતજી ઘેર આવ્યા તેજ વખતે ત્યાંની અલાહાબાદ હાઇકોર્ટના ચીફ જસ્ટીસ શ્રીમવુડ સાહેબ તરફથી તેમના નામનો એક પત્ર આવ્યો હતો. પરસ્પર સ્નેહ સંબંધમાં વૃદ્ધિ કરવી એજ તે પત્રનો ઉદ્દેસ્ય હતો. એ પત્ર મળ્યા પછી સાહેબ અને પંડિતજી વચ્ચે ઘણી વખત મુલાકાત થઈ હતી. સંભાષણના પ્રવાહમાં સાહેબ ઉદ્દગાર કાઢતા કે હિંદુસ્થાનમાં આવનાર યુરોપિયનો ઉચ્ચ સંસ્કૃતિમાં વૃદ્ધિ પામેલા હિંદી ગૃહસ્થો સાથે હળી મળીને રહેતા નથી. તેથી હિંદી જનતામાં યુરોપિયનો સંબંધી તિરસ્કાર ઉત્પન્ન થઇ ઇંગ્લેંડ અને હિંદુસ્થાન વચ્ચે વિના કારણ વેરભાવ વૃદ્ધિ પામ્યો છે. શ્રીમવુડ સાહેબ સ્વતઃની પ્રેરણાથી પંડિતજીને મળવા આવ્યા હતા કે હિંદુસ્થાન સરકારના કારસ્થાની ખાતાની પ્રેરણાથી પં. જવાહરલાલને પોતાની મોહજાળમાં સપડાવવા આવ્યા હતા તે જાણવાનો માર્ગ નથી. હિંદુસ્થાનને

ઇંગ્લેંડ સાથે જે તકરાર છે તેનું સ્વરૂપ એકંદર આર્થિક છે. પરંતુ હિંદી અને યુરોપીયન લોકો એક જ કલબમાં રમે છે, નાચે છે અથવા જમે છે તેથી તે તકરાર કેવી રીતે બંધ થઈ શકે? હિંદુસ્થાનને ખેડીને ઈંગ્લેંડ પુષ્ટ થાય છે એ હિંદુસ્થાન સહન કરી શકે નહિ. શ્રીમવુડ સાહેબને એ તકરાર બંધ પાડવાની જો સાચી લાગણી હતી તો તેમણે હિંદુસ્થાનને રાજકીય અને આર્થિક સ્વાતંત્ર્ય આપવા પોતાના દેશબાંધવોને સમજાવવાની આવશ્યક્તા હતી. શુષ્ક થયેલા વૃક્ષના પાંદડાં ઉપર ચાર બિંદુ જળવૃષ્ટિ કરવાથી તે પુનઃ કેવી રીતે લીલાં-તાજાં થઇ શકે? વૃક્ષના મૂળમાં જ ભરપૂર જળસિંચન કરવું જોઈએ, એ બાબત પંડિતજીને જેવી સમજાઈ હતી તેવી એ ચીફ જસ્ટીસને સમજાઈ ન હતી. કિંવા તે તરફ આડા કાન કરવા એ તેમના રાષ્ટ્રિય અભિમાનને યોગ્ય હતું.

મધુર સંભાષણના અને ઉદાર વિચારના લાંબા લચક ગપ્પાં માર્યાં પછી શ્રીમવુડ સાહેબે વિનિતોની નિંદા કરવાની શરૂઆત કરતાં કહ્યું: "પેલા વિનિત એટલે બ્હીકણ, દુર્બળ, સંધિ સાધુ, ચારિત્ર્યહીન અને તેજોહીન છે. શું અમને તેમને માટે આદર છે એમ તમે સમજો છો?" આવા ઉદ્ગાર કાઢ્યા પછી એક દિવસ તેમણે કહ્યું: "શિક્ષણનો પ્રશ્ન દેશમાં અત્યંત અગત્યનો છે. ક્રિયા સ્વાતંત્ર્ય હોય તો શિક્ષણ મંત્રીને લાખો જનતાના ભવિષ્યને વલણ આપવાની ઉત્તમ સંધિ મળે એમ છે. મનુષ્યના આયુષ્યમાં એવી સુવર્ણ સંધિ એકાદ વખત જ મળે છે. તમારા જેવા બુદ્ધિમાન, શીળવાન, ધ્યેયવાદી અને કામ પરિપૂર્ણ કરવાની ધગસવાળો પુરૂષ શિક્ષણમંત્રીના સ્થાન પર જઈ બેસે તો શું ચમત્કાર નહિ થઇ શકે? હમણાંજ ગવર્નર સાથે મ્હારી મુલાકાત થઇ હતી. તે પરથી તમને તમારી યોજના પરિપૂર્ણ કરવાના કાર્યમાં પૂર્ણ સ્વાતંત્ર્ય આપવામાં આવશે એમાં મ્હને કાંઈ પણ શંકા નથી."

એ સમયે દેશના મ્હોટા મ્હોટા આગેવાનોને સરકારી જાળમાં સપડાવવા કેવા નાજુક હાથ વડે પ્રયત્ન થતો હતો તે આ ઉપરથી જણાઈ આવે છે. ઉદ્દામ મતવાદી તરૂણો સાથે વાત કરતાં મોહમાં નાખે એવી શબ્દ યોજના કરીને શ્રીમવુડ જેવા મધ્યસ્થ પુરૂષો આપણા દેશભક્ત રત્નોને જોતજોતામાં હરણ કરી લઈ જતા. હિંદ માતાના સદ્ભાગ્યે જવાહરલાલ એવા કોઈ પણ મોહના ભોગ થયા નહિ. તેઓ પોતાના આત્મચરિત્રમાં લખે છે કે "મંત્રિપદ સ્વીકારી સરકાર સાથે સહકાર કરવો એ કલ્પનાજ મ્હને અસહ્ય નહિ પણ બેવકુફાઈ ભરેલી જણાય છે."

સ્વાતંત્ર્યના યુદ્ધ સમયે પુષ્કળ કર્તવ્યનિષ્ઠ મનુષ્યોને ભરપૂર અને વિધાયક કામ કરવાની સંધિ મળે એવી ઇચ્છા હોવા છતાં ઝઘડા અને વિધ્વંસક કાર્યથી ભરેલો વાવંટોળીયો તોડી નાંખ્યા સિવાય આપણો છુટકો નથી. સ્વતંત્રતા મેળવ્યા પછી પુનઃરચના કરવાનું કાર્ય અમારા બાળકો અને જાતિબંધુઓના હાથમાં આવશે એ આપણા બુદ્ધિમાન આગેવાનોએ યુદ્ધના સમયમાં સમજવું જોઇએ.

## પ્રકરણ ૧૧મું.

## મ્હોટાનાં કષ્ટ.

"સુંદર દારા, સ્વગૃહે સ્થિરલક્ષ્મી, સદ્ગુણી પુત્ર, પુત્રને ઘેર પુત્ર, તેને સ્વર્ગથી પણ અધિક સુખ હોય છે." **સુભાષિત.**

**સ્વ**રૂપરાણી જેવી લાવણ્ય સમ્પન્ન અને પતિ પરાયણ પત્ની, વકીલાતમાં બાદશાહી ઠાઠની આવક, અને જવાહરલાલ જેવો

અલૌકિક સદ્‌ગુણી અને પિતૃભક્ત પુત્ર. એ પુત્રને પુત્ર નહિ પણ પુત્રી હતી. એ સ્થિતિમાં મોતીલાલજી ગૃહ સૌખ્યમાં આનંદપૂર્વક વહન થઇ રહ્યા હતા. જવાહરલાલજી એ મોતીલાલજીના એકના એક પુત્ર હતા, તેથી તેમને શી ખોટ હતી? પુત્રને માટે ઇચ્છિત કાર્ય કરવા પુત્રવત્સલ પિતા હમેશાં તૈયાર જ હતા. ગાય જેમ વાછરડાની પુઠે દોડતી જાય છે, તે પ્રમાણે પુત્ર પ્રેમમાં દિવાના થઇ મોતીલાલજી જવાહરલાલની પાછળ જ ઉદ્દામ રાજકાર્યમાં પડયા હતા. એ સ્થીતિમાં જવાહરલાલજીની પરિસ્થીતિ કોઇને પણ દ્વેષ ઉપજાવે એવી હતી. તેમ છતાં પં. જવાહરલાલજીને એવો વિચાર થતો કે મ્હારા યોગક્ષેમ માટે મ્હારા પિતા ઉપર આધાર રાખવો પડે એ મ્હારામાં ઉણપ બતાવી આપે છે. તેઓ વકીલાત કરતા હતા તે વખત પોતાનો ખર્ચ કરતાં બચે એટલા પૈસા તેઓ સહજે મેળવી શકતા હતા, પરંતુ અસહકારિતામાં તેઓ સાર્વજનિક કાર્યમાં ચોવિશ કલાક ગુંથાઇ રહેતા તેથી સ્વતંત્ર રીતે કમાણી કરવાનો તેમને વખતજ નહતો, તેમ છતાં પોતાના પિતા પર આધાર રાખવો પડે છે એ વિચાર તેમના સ્વાભિમાની મનને સહન થતો નહતો. તેમની સ્વાભિમાની પત્નિને પણ એમજ થતું હતું. ગમે તેમ કરીને આપણે આપણા ખર્ચ પુરતું મેળવવું જોઇએ એવો પતિ પત્નીએ નિશ્ચય કર્યો. પ્રથમ તેમણે પોતાના ખર્ચમાં કરકસર કરવાનું શરૂ કર્યું ત્યારે માતાપિતાને લાગ્યું કે: “શ્રી ગાંધીજીની સંગતિથી તે સારી વર્તણુક રાખે છે એટલુંજ.” પંડિતજી જાણતા હતા કે: “પિતા મ્હારા મનના વિચાર જાણશે તો તેમના મનને કષ્ટ થશે અને કહેશે કે: “જવાહર! આ બધું કોને માટે છે?” યોગ્ય સંધિ આવ્યા સિવાય પોતાના વિચાર માતાપિતાને નહિ જણાવવાનો પતિ પત્નિએ નિશ્ચય કર્યો. તે પછી એક વખત કોંગ્રેસના મુખ્ય સેક્રેટરીએ પગાર લેવો કે નહિં. એ પ્રશ્ન પર ચર્ચા ચાલી. યોગ્ય સંધિ જોઇને જવાહરલાલે પોતાના વિચાર વર્કિંગ કમીટી

સમક્ષ સ્પષ્ટ રીતે રજૂ કર્યો. તેમણે કહ્યું: "જો તમારે ચોવિશ કલાક કામ કરે એવો સેક્રેટરી જોયતો હોય તો તેને પગાર આપવો જ જોઇએ. જો પગાર ન આપવો હોય તો સારી આવકવાળા કુટુંબમાંથી સેક્રેટરી શોધવા તરફ તમારૂં લક્ષ્ય રહેશે અને પૈસાને ખાતર તમે કોઇપણ ગુણવાન મનુષ્ય ગુમાવશો." જોઇંટ સેક્રેટરીએ એ વિચારનો વિરોધ કર્યો. પં. મોતીલાલજીએ કહ્યું: "સેક્રેટરીએ પગાર ન લેવો એવો મ્હારો અભિપ્રાય છે. જવાહરલાલ! ત્હારા સંબંધી કહેતો હોય તો ત્હારા સંસારના વર્ષના ખર્ચ જેટલી રકમ તો હું ચાર દિવસ કામ કરીશ તો મેળવી શકીશ." પિતા આગળ પુત્રનું કાંઈ ચાલ્યું નહિ, તેમ છતાં પોતે પરાધિન છે એ ઘણા દિવસ સુધી તેમના મનમાં ખૂંચ્યા કર્યું.

સાર્વજનિક કાર્ય નવરાશને વખતે કરવાની તે વખતે પ્રથા હતી, તે પં. જવાહરલાલે વગર પગારે યોગ્ય રીતે કર્યું હતું. સેંકડો મનુષ્યોએ નહિ પણ હજારો પૈસા મેળવનારા મનુષ્યોએ સાર્વજનિક કાર્ય વગર પગારે કર્યું છે પરંતુ તે કોંગ્રેસની પ્રથમાવસ્થામાં થવું જોઈતું હતું. હવે તો સમય બદલાયો છે. કોંગ્રેસનું કામ એટલું બધું વધી ગયું છે કે તે નવરાશને વખતે કરવાનું ચાલે તેમ નથી. સર્વ કાર્યકરના પિતા શ્રીમંત ક્યાંથી હોય? અર્થાત્ સર્વ કાર્યકરને પગાર આપવામાં અને કાર્ય કરનારે તે લેવામાં વાંધો હોયજ નહિ. પરંતુ પગાર લઇને સાર્વજનિક કાર્ય કરતાં જ તેને ઉદર પોષક દેશભક્ત, પગારદાર દેશભક્ત, એવા શબ્દો કહી તેમની મશ્કરી કરવામાં આવે છે! એમ હોવાથી પુષ્કળ સાર્વજનિક કામ કરનારનાં મન કચવાય છે. તેથી જનતાએ પં: જવાહરલાલજીના વિચારો બરાબર સમજી લેવા જોઈએ. ઇતિર ઉદ્યોગદ્વારા જે મનુષ્યને દર મહિને બસો રૂપિયા મળે છે તે આપણને ૬૦-૭૦ રૂપિયામાં સાર્વ-જનિક કાર્ય માટે મળતો હોય તો તે માણસને સ્વાર્થત્યાગી સમજી

જનતાએ તેની પ્રશંસાજ કરવી જોઇએ. કાંઈ પણ પગાર લીધા સિવાય જે કામ કરે છે તે એક શ્રીમંત હોવો જોઈએ, કિંવા ઉદર પોષણનો તેનો માર્ગ યોગ્ય પ્રકારનો ન હોવો જોઇએ. મોટર જેમ પેટ્રોલિયમ સિવાય ચાલવી અશક્ય છે તેજ પ્રમાણે સાર્વજનિક કાર્ય કરનારને ઉદર પોષણ જેટલું આપ્યા સિવાય સુંદર રીતે કાર્ય પાર પાડવું શક્ય નથી.

પિતાની લાખો રૂપિયાની મિલ્કત હોવા છતાં સેક્રેટરીપદનો પગાર લેતાં હલકાપણું નહિ સમજવામાં પંડિતજીના વિચાર સુસ્પષ્ટ જણાય છે. તેજ પ્રમાણે અણુસમજથી આવનાર અપવાદ સહન કરવા માટે માત્ર ધૈર્યની આવશ્યકતા હોય છે તે તેમનામાં પરિપૂર્ણ હતી એ આ પ્રસંગે ખુલ્લું જણાઈ આવે છે. શિક્ષણ મંત્રીપદનો જેમ તેમને મોહ ન હતો તેજ પ્રમાણે કોંગ્રેસના સેક્રેટરી-પદનો પગાર લેવો એ પોતાની આબરૂમાં ઉણપ આવવા જેવું તે સમજતા ન હતા. આ પ્રમાણે માનાપમાનિત થવાનો પ્રયત્ન કરનાર પંડિતજી શું મુમુક્ષુ નથી?

## દેશી રાજ્યોની પરોણાગત.

**પંજાબના** પતિયાળા અને નાભા સ્ટેટ વચ્ચે કેટલાક સમયથી વ્યકિતગત વૈમનસ્ય ચાલી રહ્યું હતું, તેનું પરિણામ એ આવ્યું કે નાભાના રાજાને અન્યાયપૂર્વક પદભ્રષ્ટ કરવામાં આવ્યો. સ્ટેટનો કાર્યભાર એક યુરોપિયન ઓફિસરને સોંપવામાં આવ્યો. એ કારભારી-એ શિખ જાતિના જેતી નામક સ્થાનનો ધાર્મિક ઉત્સવ બંધ કર્યો. એમ થવાથી પોતાના રાજાને પદભ્રષ્ટ કરવા માટે ક્રોધે ભરાયલા શીખ લોકો વિશેષ ચિડાયા અને તેમણે જેતી સ્થાનમાં શીખ લોકોનો સત્યાગ્રહી જથ્થો મોકલવાની શરૂવાત કરી. સ્ટેટના સિપાહીઓ પ્રથમ તે સત્યાગ્રહી શીખોને ઝૂડી નાંખતા અને ત્યાર પછી જંગલમાં લઈ જઈને છોડી મુકતા. એ સ્થીતિ પ્રત્યક્ષ જોવા માટે અકાલી શીખ

આગેવાનોએ પંડિતજીને વિનતિ કરી. એટલે પ્રો. ગીડવાણી અને સન્તાનમ્, એ બન્ને કાર્યકરોને સાથે લઇ પં. જવાહરલાલ, એક સત્યાગ્રહી જથ્થાની પાછળ ગયા. નાભા સ્ટેટમાં પગ મૂકતાંજ "તમે સ્ટેટ છોડીને હમણાંજ ચાલ્યા જાઓ." એવો અધિકારીઓનો હુકમ પોલિસોએ કોંગ્રેસનેતા પર બજાવ્યો. હુકમ વાંચી પંડિતજીએ પોલિસને કહ્યું કે: "સ્ટેટનો હુકમ ભંગ કરવાની અમારી ઇચ્છા નથી, પરંતુ પાછા જવા માટે બે કલાક સુધી ગાડી મળે તેમ નથી. તેથી અમારે અહીં થોભવું પડશે." તેમનું એવું વ્યાવહારિક બોલવું જુલમી સ્ટેટ અધિકારીઓ કેમ માને? તેમણે તુરતજ તેમને કેદ પકડ્યા. તેમના હાથમાં બેડીઓ પહેરાવી પ્રવાસમાં ઘણો ત્રાસ આપી નાભા લઇ ગયા. પછી પ્રો. ગિડવાણી, કે. સન્તાનમ્ અને પંડિતજી એ ત્રણ ઉપર એક હુકમનો ભંગ કરવાનો અને બીજો સ્ટેટ વિરુદ્ધ પ્રપંચ રચવાનો કેસ કરવામાં આવ્યો. સ્ટેટનો તે વખતનો કાર્યભાર એટલે અંધેર નગરીની વ્યવસ્થા હતી. ન્યાયાધિશને પોલિસજ દબાવતી, અને કોર્ટમાં વકીલોના હાથમાંથી કાગળો ઝુંટાવી લેવામાં બાકી રાખતી નહિ. એક વખત તો એ ત્રણે મૂર્તિને પોલિસના હાથમાંથી ન્યાયાધિશનું રક્ષણ કરવું પડ્યું હતું. તે પોલિસ સમક્ષ થરથર કમ્પતો હતો! પોલિસના કહેવા પ્રમાણે વર્તવાથી ત્રણે સુપ્રસિદ્ધ આરોપી સંબંધી અન્યાય કર્યો છે એવી સર્વ જગત્માં નિંદા થવાની કલ્પનાથી ન્યાયાધિશ મનમાં ને મનમાંજ ગભરાવા લાગ્યો. અંતે પંદર દિવસ સુધી કેસ ચાલ્યો, અને ત્રણે મૂર્તિને અઢી વર્ષની શિક્ષા કરવામાં આવી, પરંતુ તેજ દિવસે સાયંકાળને સમયે પોલિસ સુપ્રિન્ટેન્ડટે તેમને કહ્યું કે: "તમારી શિક્ષા મુલ્તવી રાખી છે." તેમને સ્ટેટનો ત્યાગ કરી જવાનું ફરમાવ્યું.

આ સર્વ બનાવ સ્વપ્ન સૃષ્ટિમાં બને તેમ બની ગયો. સ્ટેટનો કાર્યભાર તે વખત બ્રિટિશોના હાથમાં હોવાથી હિંદુસ્તાનની પ્રસિદ્ધ

જનતા સાથે આવું જુલમી અને મૂર્ખપણાનું વર્તન ચલાવવામાં આવે એમાં આશ્ચર્ય શું? આશ્ચર્ય કેવું? પાંત્રિશ કરોડ હિંદી જનતા ઉપર મુઠ્ઠીભર બ્રિટિશો રાજ્ય કરી, આવા વિશાળ રાષ્ટ્રને દોઢસો વર્ષ પર્યંત ગુલામગિરિમાં રાખી શકે છે એ આશ્ચર્ય સન્મુખ બીજાં સર્વ આશ્ચર્ય ફિક્કાં પડે એમ છે!

## સેવાદલ.

કૉંગ્રેસના કાર્યને ઉપયોગી થઇ પડે એવું અહિંસક અને શિસ્તનું શિક્ષણ ગ્રહણ કર્યું હોય એવું સ્વયં સેવકદલ સ્થાપવાનો પ્રયત્ન ડૉ. હાર્ડીકરે ઘણા દિવસ કર્યો હતો. તે કાર્યમાં નાના પ્રકારની શંકા કુશંકા ઉત્પન્ન થઇ. કૉંગ્રેસ તેને માન્ય કરતી નહોતી. ડૉ. હાર્ડીકરની કલ્પના પં. જવાહરલાલને રૂચી તેથી તેમણે કૉંગ્રેસની માન્યતા મેળવી કોકોનાડા કૉંગ્રેસ અધિવેશન વખતે હિંદુસ્તાની સેવાદલનો પાયો નાંખ્યો. એ પછી સેવાદલે પ્રશંસનીય રાષ્ટ્રીય કાર્ય કર્યું હતું. તેનું સર્વ શ્રેય ડૉ. હાર્ડીકર અને પં. જવાહરલાલ બન્નેને ફાળે જાય છે.

## પ્રયત્નની નિષ્ફળતા.

**પંડિતજીના** ભાવિ કેટલાંક વર્ષ ઉદાસિનતામાં વિત્યાં કૌંસિલ પ્રવેશના વાદવિવાદમાં ગાંધીજી અને પં. મોતીલાલજી એક બીજાથી જરા દૂર થયા હતા. એ વિષયમાં પં. જવાહરલાલજીને ગાંધીજીની કેટલીક બાબતો પસંદ પડી નહિ, તેમજ કૌંસિલ પક્ષ તરફ પણ તેમનું વલણ નહોતું! આગળ જતાં કૌંસિલ પક્ષમાં ફાટફૂટ થઇ અને તે પક્ષ નિર્બલ થયો. એ પક્ષના આધારસ્તંભ અને પં. મોતીલાલનો જમણો હાથ દેશબંધુ દાસ સ્વર્ગવાસી થયા. દેશમાં હિંદુ

મુસલમાન વચ્ચે નજીવા કારણસર તકરારો થઈ જાતીય હુલ્લડો વધવા લાગ્યાં હતાં. એ હુલ્લડના મૂળમાં કાંઇ વિશેષ કારણ ન હતું. જ્ઞાતિનિષ્ઠ આગેવાનો કંઈક અજ્ઞાનતાથી તો કંઇક સ્વાર્થને લીધે જાતિ જાતિમાં તકરારો ઉપસ્થિત કરતા હતા. એ અનિષ્ટ રાજદ્વારી સમય પંડિતજીને નિરાશામયજ જણાતો. કૉંગ્રેસના સેક્રેટરીનું કામ તેમની પાસે આવતું તે તેઓ ગમે તેમ કરીને પુરૂં કરતા. એ સમયેજ તેમને વિષમજ્વર આવ્યો. તે પછી તેઓ ઘણા દિવસ પર્યંત અશક્ત થઇ ગયા હતા. પંડિતજી લખે છે કે: " એ ભયંકર માંદગીમાંથી જેમ તેમ ઉઠયા પછી રાજદ્વારી વિષયોમાં અલિપ્તપણે વર્તવાની મ્હને બુદ્ધિ ઉત્પન્ન થવાથી હું નિર્વિકાર ચિત્તે સાર્વજનિક કાર્ય કરતો હતો."

સાર્વજનિક કાર્ય કરવામાં એક સમય એવો હોય છે કે: તે સમયે બુદ્ધિનો ઉપયોગ કરી જે પ્રયત્ન કરવામાં આવે છે તેને સતત્ યશ પ્રાપ્ત થાય છે. એ સમયે મનુષ્ય કર્તવ્ય કર્મનો ઉપાસક બને છે. આગળ જતાં એવો સમય આવે છે કે: તે સમયે મનુષ્યની બુદ્ધિનો અને કર્તવ્યનો યશ પ્રાપ્તિના કાર્યમાં કાંઈ પણ ઉપયોગ થતો નથી. પરસ્પર દ્વેષ ગેરસમજુતી અને અસહકારને લીધે જ્યારે રાષ્ટ્રમાં ફાટફૂટ પડે છે તે સમયે મનુષ્ય નિરાશ થઈ જાય છે અને તેના પર નિરાશાની ગાઢ છાયા એટલી પ્રસરે છે કે પરદેશીઓ સાથે લઢતા અપયશ મળવા છતાં તેવી ગાઢ છાયા તેના પર પ્રસરતી નથી. પોતાનો પક્ષ ન્યાયનો છે. પરદેશીઓ અન્યાય કરે છે, એવી ભાવનામાં રહેનાર મનુષ્યને શૂર ચઢે છે. તેની કાયા, વાચા, મન આદિની શકિત પ્રફુલ્લિત થાય છે અને કેટલીક વખત તે મનુષ્ય અસાધારણ કર્તવ્ય કર્મ કરી જાય છે. પરંતુ પોતાના ઘરમાં યાદવાસ્થળી ઉત્પન્ન થાય, પરદેશીઓ પર અજમાવવા જેવા દાવપેચ મનુષ્ય સ્વજનો પર અજમાવવા લાગે અને દેશના રક્ષણને બદલે સ્વતઃની વિશેષતા માટે ખૂબ તકરારો કરવા લાગે તો જવાહરલાલ જેવો પવિત્ર મનુષ્ય ઉદાસ થઈ

જાય છે. નિત્યનું સાર્વજનિક કાર્ય તેનાથી છુટતું નથી. એ સમયે "હું આ કામ કોને માટે કરૂં છું? પરદેશીઓ જોડે વઢીલઢીને મેળવેલી સત્તા માટે ભવિષ્યમાં આવીજ તકરારો થયાં કરશે? ઘરકુટુંબની માયા તોડી નાખી સંસારસુખ આંખ આડે કરી મેળવેલી સત્તા અને વૈભવ, અધિકાર લાલસા અને અહંકારથી પ્રેરિત થયેલા હાથમાંજ અંતે અર્પણ કરવી પડશે?" એવી પરિસ્થીતિમાં કાચા દિલના મનુષ્યને સાર્વજનિક કાર્યનો તિરસ્કાર ઉત્પન્ન થઇ તે ખાનગી જીવનમાંજ વિલિન થઈ જાય છે. પરંતુ જેણે ગીતાનો અભ્યાસ કર્યો છે, સ્વાતંત્ર્ય યુદ્ધના જૂદા જૂદા પ્રસંગોનો અભ્યાસ કર્યો છે તે તો મનમાંજ કહે છે કે: "આ તો એક સમય છે. એ દિવસો પણ ચાલ્યા જશે." જો આવે પ્રસંગે મનુષ્ય મનનો સંયમ કરી પોતાનું સ્થાન છોડે નહિ, તો તેના ઉપરની ઉદાસિનતાની છાયા વિસર્જન થતી નથી, **कर्मण्येवाधिकारस्ते** એ મંત્રનો જાપ કરતો તે નિત્યનો ઉદ્યોગ કરતો સમય વ્યતીત કરે છે. પંડિતજી એ પ્રકારનોજ સમય ગાળતા હતા. મસ્તક પર રક્ષા ચોળી તેઓ કર્તવ્ય વિમુખ થયા નહિં કિંવા ધ્યેય પરથી દૃષ્ટિ દૂર કરી યાદવાસ્થળીમાં ભળી ગયા નહિ. દૈવી સમ્પત્તિ પ્રાપ્ત કરી તેમણે જન્મ ગ્રહણ કર્યો હતો, તેથીજ આવા સમયે તેમની બુદ્ધિ સ્થિર રહી. જે વખતે સત્તા, વૈભવ અને બુદ્ધિ વડે મુક્ત થયેલો દેશનો પુરૂષ સંકટ સમયે પોતાની બુદ્ધિ સ્થિર રાખી કર્તવ્ય પરાયણ રહ્યો હતો, એને દેશનું સદ્‌ભાગ્યજ સમજવું જોઇએ. પોતાનું સ્વરાજ્ય રસાતલ જતું જોઇ તે સમયના કર્તવ્યનિષ્ઠ પુરૂષોને એવી બુદ્ધિ ઉત્પન્ન થઈ નહિ, તેથી તેને દુર્ભાગ્યનો સમયજ કહેવો પડે છે. આપણા દેશનો આજનો સમય સર્વથૈવ સદ્‌ભાગ્યનોજ સમજવો જોઇએ. કારણ કે આપણા દેશના કર્તવ્યનિષ્ઠ પુરૂષો સંકટમાં હોવા છતાં એક સદ્‌ગૃહસ્થને છાજે એવી વર્તણુક રાખતા આવ્યા છે.



## પ્રકરણ ૧૨ મું.

## યુરોપ–યાત્રા.

પંડિત જવાહરલાલનાં પત્નિ ૧૯૨૫ ના મે મહિનામાં વ્યાધિગ્રસ્ત થયાં. તેમનો વ્યાધિ હિંદના ડૉકટરોથી સારો થાય તેમ નહતું. તે ઉપરાંત પાછલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે દેશનો રાજ્યદ્વારી મામલો વિફરેલો જોઈ તેમને કંટાળો આવ્યો હતો. કેટલાક મહિના હિંદુસ્થાન બહાર ગાળવાથી મનને થોડી વિશ્રાંતિ મળશે અને તે મન નવિન વિચાર ગ્રહણ કરવાને શક્તિમાન થશે. એવો વિચાર કરી તેમણે પરદેશ જવાનો નિશ્ચય કર્યો. પંડિતજી જેવા પ્રસિદ્ધ પુરૂષની એવી સ્થિતિ હોય છે કેઃ તેમની અતિશય પ્રસિદ્ધિને લીધે હિંદુસ્થાનના કોઈ પણ વિભાગમાં તેમને પૂર્ણ વિશ્રાંતિ મળી શકતી નથી. હવા ફેરબદલ કરવાને તેઓ કોઈ એક જંગલમાં જઈ રહે છે ત્યારે તેમની વિશેષ પ્રકારની રહેણી અને નામ–પ્રસિદ્ધિને લીધે આસપાસની જનતા કુતૂહલને ખાતર સત્વર આકર્ષિત થાય છે. બહાર ફરવા જતાં ઠેક-ઠેકાણેનાં મનુષ્યો તેમના તરફ આંગળી બતાવી ટગરટગર જોયા કરે છે. થોડા સમયમાંજ તેમના આગમનના સમાચાર આસપાસના રાજદ્વારી પુરૂષોને મળી જાય છે અને તેમને પૂછયા વગરજ પોતાના ગામમાં વ્યાખ્યાનનો કાર્યક્રમ નિશ્ચિત કરી દે છે. શરમને ખાતર એકાદ વ્યાખ્યાન આપવામાં આવતાં તેના સમાચાર પાંચ પાંચ ગાઉ સુધી પ્રસરી જાય છે અને ઇતરજનો પણ તેમની પૂઠે લાગે છે. તેમને મળવા આવનાર મનુષ્યો તેમને પ્રશ્ન પૂછવામાં કાંઈ બાકી રાખે છે કે? વર્તમાનપત્રમાં તેમણે જે કાંઈ ખરાખોટા સમાચાર વાંચ્યા હોય

છે તેનોજ તેઓ ઉહાપોહ કરી બેસે છે. કોઈ જમવાનું તો કોઇ ફર-વાનું આમંત્રણ આપે છે, અને ત્યાં પસંદ ન હોય તેવી વસ્તુઓના આહાર માટે આગ્રહ કરે છે. ભીલડીનાં ઉચ્છિષ્ટ બોર એક વખત રામે અતિપ્રેમપૂર્વક આરોગ્યાં હતાં. એવો પ્રસંગ એક વખત બન્યો હોય તો ઠીક પરંતુ મહિના, બબ્બે મહિના સુધી નહિ રૂચે એવી પણ પ્રેમપૂર્વક સન્મુખ મુકેલી વસ્તુઓ મનુષ્ય કેટલી અને કેવી રીતે ખાઇ શકે? તેમને માટે ભેટની વસ્તુઓ જેમ નિત્ય આવતી રહે છે તેજ પ્રમાણે પોતાનાં સાંસારિક દુઃખનું વર્ણન કરી તેનું નિવારણ કરવા માટે પૈસાની માંગણી કરનાર થોડાં મનુષ્યો આવે છે એમ નહિ. "તમે હિંદુસ્થાનના રાજા છો. તમને શું કમી છે?" વળી કોઈ કહે કેઃ "મોતીલાલજીએ કરોડો રૂપિયા મેળવ્યા છે. તમે દેશને દોરવણી આપી છે માટે મ્હારી પુત્રીના લગ્ન માટે પાંચસો રૂપિયા આપો." કોઈ દેશભકતનું શિષ્ટ મંડળ આવી કહે કેઃ "તમે આવા મ્હોટા મનુષ્ય અમારા ગામમાં આવ્યા છો ત્યારે અમારૂં જીર્ણ દેવાલય દુરસ્ત કરાવી આપો, કાંઇ મ્હોટો ખર્ચ નથી. ઘણું તો પાંચ હજારમાં કામ પુરૂં કરીશું. તમારૂં નામ રહી જશે." કોઈ શાળાને માટે તો કોઇ લાયબ્રેરીને માટે સહાયતા મેળવવાનો પ્રયત્ન કરવા આવતા હતા. ગોળ ગમે ત્યાં મુકો પણ તેને કીડીઓ વળગ્યા વગર રહેતીજ નથી તેવી સ્થીતિ આજે હિંદુસ્થાનના સુપ્રસિદ્ધ આગેવાનોની થાય છે. કોઇને જણાવ્યા વગર શાંતિથી રહેવાની ઈચ્છા છતાં તાર માસ્તર, પોષ્ટમાસ્તર અને સ્ટેશન માસ્તર તરફથી તેમના આગમનના સમા-ચાર પ્રસરી જતાં તેમને વિશ્રાંતિ સુખ મળતું નથી. અનેક દિવસ જનસમાજમાં સતત્ કાર્ય સેવા કર્યા પછી મનુષ્યને એકાંતવાસની આવશ્યકતા હોય છે. જો તે સ્વદેશમાં મળી શકે નહિં તો પં. જવાહરલાલ જેવા આગેવાનને પરદેશનો રસ્તો પકડવાની ફરજ પડે છે.

૧૯૨૬ ની સાલના માર્ચ મહિનામાં પોતાની પત્નિ અને

કન્યાને લઈ પંડિતજી સ્વિટ્ઝર્લેંડ જવા નિકળ્યા. તેમની સાથે તેમના વિદ્વાન બનેવી બેરિસ્ટર પંડિત અને બ્હેન વિજયાલક્ષ્મી હતાં. પં. મોતીલાલજી અને બ્હેન કૃષ્ણા નેહરૂ પણ પાછળથી જઈ મળ્યાં. અર્થાત્ સર્વ નેહરૂ કુટુંબે યુરોપમાં પ્રયાણ કર્યું. એ પ્રવાસથી પંડિતજીના મનને શાંતિ અને શરીરને વિશ્રાંતિ મળી. તેમણે પ્રવાસમાં ઘણો ખરો સમય સ્વિટ્ઝર્લેંડમાં, જિનેવામાં અને ત્યાંના આરોગ્યધામમાં વિતાડયો. પત્નિને બિમાર રહેવા દઇ ઘણે દૂર રહેવું ઇષ્ટ નહિ હોવાથી પરદેશમાં તેઓ થોડો વખતજ રહેતા. તેમની પ્રકૃતિ સારી થયા પછી ઇંગ્લેંડ અને જર્મનીનાં પરાંઓમાં રહેતા, લખતા, વાંચતા અને પ્રસંગ સાથે અનુસંધાન રાખતા. યુરોપની નવિન રચનાનું અવલોકન કરવું, ત્યાંના રાજદ્વારી વિષયો, અર્થકારણ અને ત્યાં સેવા કાર્ય કરતાં સર્વ પ્રકારનાં મનુષ્યોનાં વિશેષ ખુલ્લા દિલના પરસ્પર સંબંધ તરફ લક્ષ્ય આપવું અને તેનું રહસ્ય સમજી લેવાનો પ્રયત્ન કરવો એ તેમનું કાર્ય હતું. તે સમયે શિયાળામાં બરફ ઉપર લપસવાની કઠિન રમત રમવાનો તેમને ખૂબજ નાદ લાગ્યો હતો. યુરોપ ગયા પછી પોતાને વિશેષ હિંદીઓ મળશે નહિ એમ તેમને જણાતું પરંતુ વસ્તુસ્થીતિ તેવી ન હતી. તે સમયે દર અઠવાડીએ સેંકડો હિંદી લોકો યુરોપને પ્રવાસે જતા. તેમાં કેટલાક રાજદ્વારી કાર્ય માટે જતા એમાંના બધાજ હિંદુસ્થાન પાછા આવતા નથી. કેટલાક મનુષ્યો ત્યાંજ ગૃહસ્થાશ્રમ માંડી રહે છે. બુદ્ધિવાન મનુષ્યોને હજી પણ યોગક્ષેમ પુરતું મળી રહે છે. ત્યાં કેટલાક ડૉકટરોએ હજી પણ પોતાની પ્રૅક્ટીસ ઘણી સારી રીતે જમાવી છે. કેટલાક પ્રૉફેસર અથવા ખાનગી શિક્ષક બનીને પોતાનું જીવન વ્યતીત કરી રહ્યા છે. જ્યારે કેટલાક ભાવના પ્રધાન રાષ્ટ્ર સ્વાતંત્ર્યનો અખંડ વિચાર કરનાર પુરૂષો, યુરોપમાં જઈને દારિદ્ર, ત્રાસ અને અપમાન સહન કરીને રાજદ્વારી ઉથલપાથલમાં ગુંથાયલા જણાય છે. પોતાના દેશને સ્વતંત્ર બનાવવા માટે ક્રાંતિનો આશ્રય ગ્રહણ કર્યા વગર છુટકો નથી

અને તે ક્રાંતિને યશસ્વી બનાવવા માટે ઇતર રાષ્ટ્રની સહાય મેળવવા માટે એ પુરૂષો યુરોપમાં જઈ ફૂટ મંડળો સ્થાપન કરવાના કાર્યમાં ગુંથાયેલા હોય છે. આ દેશ કરતાં ઈંગ્લેંડમાં ભાષણ સ્વાતંત્ર્ય વિશેષ હોવાથી કલબમાં ક્રાંતિકારક કલ્પનાની ચર્ચા કરવી અશક્ય થતું નથી. તેથીજ ત્યાં ક્રાંતિકારકોએ કેટલીએ કલબો સ્થાપન કર્યાનું આપણને જણાઈ આવે છે. પ્રત્યેક દેશમાં પ્રસ્થાપિત રાજ્ય વિરૂદ્ધ અસંતુષ્ટ એવો એક વર્ગ હોય છે એ કલબોમાં એ વર્ગનો પ્રતિનિધિ નિત્ય આવે છે. ત્યાં રાજદ્વારી ચર્ચા થતાં તેમાંથી એટલી બધી શાખાઓ ફુટે છે કે એ મંડળમાંના ઘણા થોડા મનુષ્યોનેજ એક બીજા સાથે બનતું જણાય છે. થોડો સમય એકલા રહ્યા પછી તે સ્વતંત્ર વિચારનાં મનુષ્યો એક બીજાથી સ્વતંત્ર બની જાય છે. તેમના મસ્તકમાં એક વિશિષ્ટ પ્રકારની કલ્પના હોય છે તેનો તેઓ પ્રચાર કરતા કરતા સર્વ યુરોપમાં એકલાજ ભટકતા હોય છે. ઘણી વખત તેમની પાસે પૈસા હોતા નથી, ત્યારે તેમની ઘણી દુર્દશા થાય છે. તેમ છતાં મનમાં સ્વીકારેલી કલ્પના તેઓ કેમે કર્યો છોડતા નથી. સમય બદલાય છે, પરિસ્થીતિમાં ફેરફાર થાય છે, પૂર્વનું હિંદુસ્થાન હવે તેવું રહ્યું નથી, તેની સ્વતંત્રતાનો માર્ગ નિશ્ચિત થવાથી તે માર્ગે ઝડપભેર પગલાં ઉપાડી રહ્યું છે. એ સંબંધી સર્વ હકિકત તેમાંના ઘણાં મનુષ્યોને કહેવા છતાં તેમના મનમાં ખાત્રી થતી નથી. પં. જવાહરલાલજી યુરોપ ગયા ત્યારે તેમને એવા અનેક ત્રિશંકુ દેશભકતોનો મેળાપ થયો હતો. તેમના ત્યાગ સંબંધી અને માતૃભૂમિ પ્રત્યેના પ્રેમ સંબંધી આપણને કેટલુંયે માન હોવા છતાં તેમનો માર્ગ અને આયુષ્યક્રમ માટે આપણા દેશના વિચારવંત મનુષ્યોનો સારો અભિપ્રાય નથી. એ સર્વ મનુષ્યોમાં માત્ર વિરેન્દ્ર ચટ્ટોપાધ્યાય અને માનવેન્દ્ર રૉય સંબંધી પંડિતજીનો અભિપ્રાય સારો હતો.

## બ્રૂસેલ્સમાં વિજિત રાષ્ટ્ર (સામ્રાજ્યશાહી) વિરોધની પરિષદ.

**પંડિતજી** ૧૯૨૬ની સાલમાં બર્લિનમાં હતા તે વખત બ્રુસેલ્સમાં વિજિત રાષ્ટ્રની પરિષદ ભરાવાની હતી તેમાં તેમને આમંત્રણ મળ્યું. પરિષદનો હેતુ પંડિતજીને પસંદ હોવાથી કોંગ્રેસ તરફથી તેઓ પરિષદમાં હાજર રહ્યા. એ પરિષદમાં જાવા, ઈન્ડો-ચાયના, પૅલેસ્ટાઇન, સીરિયા, ઇજિપ્ત અને ઉત્તર આફ્રિકાના પ્રતિનિધી અને જૂદા જૂદા સ્થળના કોમ્યુનિષ્ટો હાજર થયા હતા. પરિષદના અધ્યક્ષ લૉર્ડ લેન્સબરી હતા. તેમણે ઘણું સુંદર ભાષણ કર્યું હતું. પરિષદનું કાર્ય થઈ રહ્યા પછી સામ્રાજ્ય શાહી વિરોધી લીગની સ્થાપના થઇ પરંતુ તેના પ્રમુખ ઇંગ્લેંડના મુખ્ય પ્રધાન હોવાથી પંડિતજીએ લીગ સાથેનો સંબંધ સત્વર છોડી દીધો. એ પરિષદ સાથે સંબંધમાં આવ્યા પછી પંડિતજીને જગતના રાજદ્વારી વિષયોનું પ્રત્યક્ષ જ્ઞાન થવા લાગ્યું. મજુર પક્ષના વિરોધિ પક્ષનું અંતઃકરણ સમજાયું. પરિષદમાં પુષ્કળ વાતોડિયા અને ચઢાઉ ઠરાવ આવતાં પંડિતજી હમેશ તેનો વિરોધ કરતા. ઠરાવ હમેશાં સાદા અને સણશણિત હોવા જોઇએ એવો તેમનો અભિપ્રાય હતો પરંતુ યુરોપની પરંપરા જૂદીજ હતી.

એ પ્રવાસમાં તેમના પિતા એક અપિલના કામ માટે લંડન આવ્યા હતા. એ કામમાં સર જોન સાયમને પણ ભાગ લીધો હતો. એ કેસમાં છોટા પંડિતજીએ પૂર્વે કામ ચલાવ્યું હતું તેથી વિચાર વિનિમય કરવા પં. મોતીલાલજી, જવાહરલાલ અને સાયમન સાહેબ એ સર્વ લંડનમાં એકત્ર થયા. થોડા સમય પછી સાયમન સાહેબ, ઈતિહાસમાં સુપ્રસિદ્ધ થયેલા સાયમન કમીશનના પ્રમુખ તરીકે હિંદુસ્થાનમાં આવ્યા. જેમણે થોડા દિવસ પૂર્વે એક કામમાં સહકાર્ય કર્યું હતું, તેજ ટુંક સમયમાં પરસ્પર એક બીજાના કટ્ટા પ્રતિપક્ષી બની ગયા હતા. એ તો વિધિનું વિધાન બીજું શું?

યુરોપમાંથી પાછા આવ્યા પછી કૉંગ્રેસનું અધિકારપદ ત્યાગ કરી દૂર એકાદ ગામડામાં જઈ ત્યાંની પરિસ્થીતિનો અભ્યાસ કરવાના વિચારથી પંડિતજી હિંદુસ્થાન આવ્યા પરંતુ ઇશ્વરનું વિધાન જૂદું જ હતું.

—(०)—

## પ્રકરણ ૧૩ મું.

## પુનરાગમન અને રાષ્ટ્રનું પુનરોત્થાન.

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે પં. જવાહરલાલ નેહરૂ વિલાયતથી પાછા આવ્યા. તે સમયે તેમની પકૃતિ અને મન ઉલ્લાસિત હતું. અહિંથી જતી વખતે તેમના મન ઉપર નિરાશાની ઘનઘોર છાયા પ્રસરેલી હતી તે નાશ પામી નવીન આશા, નવીન ઉત્સાહ અને નવીન માર્ગના શુભ કિરણ તેમના મનમાં ઉદય થઈ હિંદુસ્થાનમાં નવીન ઉત્સાહથી કાર્ય કરવાનો તેમણે મનમાંજ વિચાર કર્યો હતો. કોકિલાને કંઠસ્વર પ્રાપ્ત થતાં પંચમ સ્વરે ગાવાનો તેને ઉત્સાહ થાય છે તે સમયે વસંતના આગમનથી તેની આસપાસનું વાતાવરણ પણ ઉત્સાહવર્ધક હોય છે. પંડિતજીએ હિંદમાં પગલાં પાડ્યાં તે વખત દેશની રાજકીય પરિસ્થીતિ એવી જ ઉત્સાહવર્ધક હતી. ૧૯૨૮ ની સાલ રાજદ્વારી ઉથલપાથલ વડે સમૃદ્ધ થયેલી હતી. સર્વ દેશભરમાં ધામધૂમ ચાલી રહી હતી. કોઈ એક અકલ્પિત પ્રેરણા જનતાને આગળ ધકેલી રહી હતી. જૂદા જૂદા પક્ષોમાં એક જ સમયે નવચૈતન્ય દૃષ્ટિગોચર થતું હતું. કારખાનાના મજુરો, ખેડુતો, મધ્યમ વર્ગના તરૂણો, અને સર્વ સાધારણ ધંધાદારીઓમાં તે નવીન તેજો-

લહરીનો પ્રકાશ જોવામાં આવતો હતો. ટ્રેડ યુનિયન ચળવળની સુંદર પ્રગતિ થઈ હતી. સંપનું પ્રમાણુ વૃદ્ધિ પામતું હતું. મીલમજુર અને રેલ્વે મજુરોની સંઘટના ઘણી સારી હતી. ખેડુતો હાથપગ હલાવવા લાગ્યા હતા. સંયુક્ત પ્રાંત અને વિશેષતઃ તેના ઉંડાણના વિભાગોમાં જાગૃતિ વિશેષ થઈ હતી. ગુજરાતમાં ખેડુતો અને સરકાર વચ્ચે મહેસુલ વૃદ્ધિ સંબંધી મ્હોટી તકરાર ઉભી થઈ હતી. બારડોલી પ્રકરણમાં યશ પ્રાપ્ત થવાથી ખેડુતોના મનમાં "બારડોલી" શબ્દ આશા, સામર્થ્ય અને વિજયનો નિદર્શક થઈ રહ્યો હતો. આ વર્ષમાં લક્ષ્યમાં રાખવા જેવો વિષય તો હિંદુસ્થાનની યુવક ચળવળ હતી. જ્યાં ત્યાં યુવકસંઘ સ્થપાતા હતા અને યુવક પરિષદો ભરાતી હતી. સમાજમાં જીવનને યોગ્ય એવા સામાજિક અને આર્થિક પ્રશ્નનો ઉહાપોહ યુવક પરિષદમાં થઈ સર્વ સાધારણ રીતે જ સમાજના મૂળમાંથી જ ફેરફાર કરવો જોઈએ એવો ધ્વનિ ત્યાં ગર્જી રહ્યો હતો. રાજદ્વારી વિષય સંબંધી વિચાર કરતાં, સાયમન કમિટી, તેના બહિષ્કાર અને સર્વપક્ષી પરિષદથી જ તે વર્ષ ધમધમી રહ્યું હતું. એવા ધામધુમના સમયમાં જવાહરલાલજી માતૃભૂમિમાં પાછા ફર્યા. પાછા ફરતાં જ તેમણે સ્વાતંત્ર્ય યુદ્ધ સંભાવના અને સામ્રાજ્ય વિરોધી લીગ સંબંધી કેટલાક ઠરાવો વર્કિંગ કમીટી સમક્ષ મોકલી દીધા. તેનો તત્કાલ સત્કાર થઇ કમીટી સમક્ષ ચર્ચાને માટે રજૂ કરવાનું નક્કી થયું અને મદ્રાસની કોંગ્રેસમાં સર્વાનુમતે પસાર પણ થયા. આ સાલમાં તેઓ પુનઃ સેક્રેટરી થયા. કારણ કે ઉપલા ઠરાવની અમલ બજાવણી કરવાની જવાબદારી પંડિતજીની હતી. બીજાઓએ તો તે ઠરાવ પ્રત્યે માત્ર મસ્તક જ હલાવ્યાં હતાં. એ અધિવેશનમાં જ સાયમન કમિટીનો નિષેધ કરી તેના પ્રતિઉત્તર રૂપે સર્વપક્ષી પરિષદ બોલાવવામાં આવી. એનો અર્થ એ હતો કેઃ વિનિતપક્ષ સાથે બરાબર સહકાર કરવાથી તેને કાંઈ જોડતોડનો ધસરકો લાગશે. પંડિતજીના મનમાં હતું કે કોંગ્રેસનું સેક્રેટરી પદ સ્વીકારી કોંગ્રેસની વૃત્તિનો છેડો વિનિતવૃત્તિના

બિંદુ તરફ ઝૂકવા લાગે તો આપણે તેનો પ્રતિકાર કરવો અને સ્વાતંત્ર્યના ધ્યેય તરફથી તેને ચલિત થવા દેવી નહિં. એજ સમયે લોકસત્તા પરિષદ ભરવામાં આવી. તેનું અધ્યક્ષસ્થાન પંડિતજીને આપવામાં આવ્યું. દેશમાં ચળવળનો વર્ષાદ વરસતાં જ સાચા અનાજની સાથે જ કુતરાંની ન્હાની ન્હાની છત્રીઓ ઉગી નીકળે છે તેમ ન્હાની ન્હાની પરિષદો અને સંસ્થાઓને ઉમંગ સ્ફૂરે છે. તેના અતિ ઉત્સાહી સંચાલકોની ભાષા, આવેશ અને ધાંધલ કંઇક એવું હોય છે કેઃ પ્રથમ પંક્તિના આગેવાનો તેમના સમક્ષ ફિક્કા પડી જાય છે. એ લોકો મ્હોટું ધાંધલ મચાવી મ્હોટા મ્હોટા આગેવાનોને સમજાવી શરમાવી પોતાના કાર્યમાં ભેળવી દે છે. જો આગેવાનો દીર્ઘદર્શી હોય છે તો એવી સભાઓનું સત્ય સ્વરૂપ ઓળખી જઈ તેમનામાં ભેળાઈ જતા નથી, પરંતુ તેમાં પણ એક વિઘ્ન ઉપસ્થિત થાય એમ છે. એવી સંસ્થાઓથી દૂર રહેતાં પેલા અતિ ઉત્સાહી મનુષ્યો બહુ જનસમાજમાં આગેવાનો સંબંધી ગેરસમજ ઉત્પન્ન કરે છે. પોતાની લોકપ્રિયતા કાયમ રાખી, એ વર્ષાદિયા સંસ્થાથી પોતાનો બચાવ કરવાનું તેમને કઠિન થઈ પડે છે. મદ્રાસની લોકસત્તા પરિષદ સમયે પંડિતજીને એવો અનુભવ થયો હતો. તેઓ લોકસત્તાવાદી હોવાથી એની એક પરિષદ્‌નો ઉદ્દેશ્ય તેમને ગ્રાહ્ય જણાયો તેથી તેના અધ્યક્ષ થયા. પરંતુ ભવિષ્યમાં તે પરિષદના સંચાલકોનું તેમજ તેમાં પસાર થયેલા ઠરાવોનું નામનિશાન રહ્યું નહિ. એકાદ પરિષદના પોતે અધ્યક્ષ થયા પછી તેમાં પસાર થયેલા ઠરાવોની અમલ બજાવણી પોતાના ઉપર હોય છે એવું ઘણા મનુષ્યો જાણતાં નથી. તેઓ વ્યાખ્યાન ઝૂડી ચાલતા થાય છે. પરંતુ મ. ગાંધીજી શું કે પં. જવાહરલાલ શું ? તેઓ ઉપલક કાર્યો કદી કરતા જ નથી. દે. ગંગાધરરાવ દેશપાંડેના અતિ આગ્રહથી મ. ગાંધીજી બેલગામ ગૌરક્ષણ પરિષદના અધ્યક્ષ થયા હતા. પરિષદ થઈ ગયા પછી તેના સંચાલકો એ વિષય ભૂલી ગયા પરંતુ ગાંધીજી વિસર્યા નહોતા. તેથી આજે પણ તે વિષય,

કોન્ગ્રેસના અધિવેશનમાં એક વિધાયક કાર્યક્રમના વિભાગ તરીકે રજૂ થાય છે. ઉપરોક્ત લોકસત્તા પરિષદ સંબંધી પાછળથી પંડિતજી કાંઈપણ કરી શકયા નહિં. કારણ કે: તે પરિષદના સૂત્ર સંચાલકોનું જ કાંઈ ઠેકાણું નહોતું. એ પરિષદનું અધ્યક્ષસ્થાન સ્વીકારવા માટે પંડિતજીને પાછળથી પશ્ચાતાપ થયાનું તેમણે પોતાના આત્મ ચરિત્રમાં લખ્યું છે. આપણે સામાન્ય મનુષ્યો નિત્ય કેટલીએ બિન જવાબદારીપણાની વાતો કરીએ છીએ અને ભૂલી પણ જઈએ છીએ પરંતુ મ્હોટા મનુષ્યોનું તેમ નથી. જે વિષય તેઓ હાથમાં લે છે તે વિષય અપૂર્ણ રહેવા દેવો એ કંઠે પ્રાણ આવવા જેવું તેમને લાગે છે. એક વખત આપેલું વચન, એક વખત સ્વિકારેલો વિષય, એક વખત બાંધેલો સ્નેહ અને એક વખત સ્વિકારેલું કાર્ય, એ મ્હોટા મનુષ્યોને હમેશાં દુઃખદાયક જ થઈ પડે છે. મદ્રાસ કૉંગ્રેસ પરિપૂર્ણ કરી પંડિતજી બહાર નિકળ્યા તેજ વખતે, જેનું નામ એક વખત વિશેષ ઝળકયું હતું, જેમના આગમનથી અમૂલ્ય અને દુર્મિળ સમાગમ થયો, જેને લીધે જૂની નવી સંસ્થાઓની જોડી એકત્ર થઈ રાષ્ટ્રીય કાર્યના રથને જૂના વંશજોની નિષ્ઠાનું સંધાન થયું. હિંદુ મુસલમાનોને એકબીજાની નિકટમાં લાવવાનો જેને સુયશ પ્રાપ્ત થયો હતો અને જેઓ અનેક વર્ષથી નેહરૂ કુટુંબના ઋણાનુબંધી હતા, તેજ હકીમ અજમલખાં એકાએક મૃત્યુવશ થયા. તેમના મૃત્યુથી દેશને જેમ નુકશાન થયું તેજ પ્રમાણે પોતાનો એક ઋણાનુબંધી ઇષ્ટમિત્ર ગુમાવેલો જાણી નેહરૂ કુટુંબને પરમ દુઃખ થયું. પંડિતજી કહે છે કે: “ હવે દિલ્લી જ્યારે જઈએ છીએ ત્યારે અમને સર્વને અજાણ્યા જેવું લાગે છે. કારણ કે દિલ્લીનો નામોચ્ચાર કરતાંની સાથે જ હકિમજીનું સ્મરણ થતાં તેમનું ભવ્ય મહાલય દૃષ્ટિ સમિપ તાદૃષ્ય થાય છે.



## પ્રકરણ ૧૪ મું.

## સાયમન કમિશન અને સર્વપક્ષીય પરિષદ.

આ સમયે દેશમાં જે બે વિષય પરત્વે જનતાનું લક્ષ્ય આકર્ષાયું હતું તેમાં પંડિતજીએ કેવી કાર્યદક્ષતા દર્શાવી હતી તે આપણે જોઈએ. હિંદુસ્થાનને હપ્તે હપ્તે સ્વરાજ્ય આપવાનું બાદશાહી જાહેરનામું ૧૯૧૭ માં પ્રસિદ્ધ થયું હતું. તે અનુસાર મૉન્ટેગુ—ચેમ્સફર્ડની સૂચના પ્રમાણે દ્વિદલ રાજ્ય પદ્ધતિ ૧૯૧૯ના કાયદાને લીધે હિંદુસ્થાનને પ્રાપ્ત થઇ. તે પછી દશ વર્ષે પુનઃ પરિસ્થીતિનું અવલોકન કરી ભાવિ હપ્તો કેટલો આપવો તેની તપાસ કરવા ૧૯૨૭ માં કમિશન નિમવું સર્વશ્રેષ્ઠ હતું. કમિશનમાં યુરોપિયન અને હિંદી પ્રજાની એક સરખી સંખ્યા રહે એવી ઘણા લોકોની ઇચ્છા હતી. કારણ કેઃ ૧૯૨૧ ની સાલમાં પ્રિન્સ ઑફ વેલ્સ હિંદુસ્થાન આવ્યા તે વખતે તેમના આગમનનો હિંદી જનતાએ બહિષ્કાર કર્યો નહિં. તે સંબંધી રાઉન્ડટેબલ કોન્ફરન્સ ભરવા માટે લૉર્ડ રીડીંગે હિંદી આગેવાનોને કહી સંભળાવ્યું હતું. પરંતુ હવેનો સમય બદલાયો હતો. કૉંગ્રેસમાં પહેલાના જેવી એક સભ્યતા રહી નહોતી. એ સ્થીતિમાં લોકમતનું મૂલ્ય બ્રિટિશ મુત્સદી કેવું આંકે? તેમણે સાયમન સાહેબના પ્રમુખપણા નીચે અત્યંત વિરૂદ્ધ વિચારના સાત મનુષ્યોનું એક બાદશાહી કમિશન નિમ્યું. તેમાં એક પણ હિંદીની નિમણુક કરી નહિં. એ અપમાન હિંદી જનતાએ જરાપણ સહન કર્યું નહિં. કૉંગ્રેસપક્ષ અને સ્વરાજ્યપક્ષવાળા એક થઈ ગયા તેમાં આશ્ચર્ય ન હતું. આ સમયે વિનિત પક્ષવાળા ઉદ્દામ

પક્ષમાં ભળી ગયા, અને સર્વેએ નિશ્ચય કર્યો કે: એ કમિશન સમક્ષ કોઇએ સાક્ષી આપવા જવું જ નહિં. એ લોકો એટલું જ કરીને થોભ્યા નહિં પણ તેમણે સર્વપક્ષીય પરિષદ ભરી સર્વ હિંદી પક્ષને સંમત હોય એવી રાજ્યઘટના તૈયાર કરવાનું નક્કી કરી એ કામ પં. મોતીલાલજી નેહરૂ અને તેમના કેટલાક સહકારીઓને સોંપ્યું. સર્વપક્ષને પસંદ પડે એવું રાષ્ટ્રીય ધ્યેય ઠરાવવું એટલે અતિશય મંદ ગતિએ ચાલનાર લોકોની ગતિ પેઠે ચાલવું પડશે. એનો અર્થ સ્પષ્ટ જ હતો કે: સામ્રાજ્ય અંતર્ગત સ્વરાજ્ય એજ રાષ્ટ્રનું ધ્યેય નકકી કરવામાં આવે. એ સમીતિનું સેક્રેટરીપદ હમેશ પ્રમાણે છોટા પંડિતજીના હાથમાં આવ્યું. કારણ કે એટલી લાગણીથી, ઉતાવળથી અને બુદ્ધિ સર્વસ્વ ખર્ચ કરીને કામનો નિકાલ લાવનાર બીજો સેક્રેટરી મળે કયાંથી? પરંતુ એજ કામમાં પંડિત જવાહરલાલ અને તેમના પિતા પં. મોતીલાલ વચ્ચે વિરોધ ઉત્પન્ન થવાનો પ્રસંગ આવ્યો.

## પિતાપુત્ર વચ્ચે વિરોધ.

**જવાહરલાલ** કહે છે કે: “રાષ્ટ્રનું ધ્યેય સંકુચિત કરવું કદીપણ યોગ્ય નથી. રાષ્ટ્રને પસંદ પડે એવો કાર્યક્રમ તૈયાર કરવો, પરંતુ પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રત્યેની આપણી દૃષ્ટિ કદીપણ ચલાયમાન થવા દેવી નહિં. રાષ્ટ્રમાં કઈ વખતે નવીન દૃષ્ટિ ઉત્પન્ન થાય છે તેનો નિયમ નથી. પરંતુ કોઈપણ સામર્થ્યવાન વ્યક્તિને પસંદ હોય એવું ધ્યેય હિંદી રાષ્ટ્રે પોતાનું સમજીને ઠરાવવું જોઈએ.”

પંડિત મોતીલાલજી કહેતા કે: “બેટા જવાહર! તું હવામાં કિલ્લા બાંધવા જેવી વાતો કરે છે. તેના પાયા સ્હામે જોઈને તું ચાલ. પ્રારબ્ધ યોગે વિનિત લોકો આજે આપણને આવી મળ્યા છે. જાતીય પ્રશ્ન નિકળી જવાના માર્ગે વળ્યો છે. હિંદી રાષ્ટ્રની સર્વ શકિત આજે સામ્રાજ્ય અંતર્ગત સ્વરાજ્ય પર ભલે હોય પરંતુ

આજે તે એકત્રિત થશે તો આવતી કાલે હિંદી રાષ્ટ્રને પૂર્ણ સ્વરાજ્ય જાહેર કરવાનું કઠિન થશે કે?"

પુષ્કળ વાદવિવાદ થયા પછી પિતાનું કહેવું પુત્રે માન્ય કર્યું. છોટા પંડિતે પિતાને કહ્યું: "અમે તરૂણ યુવકો સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય કદી પણ છોડવા તૈયાર થઈશું નહિ, પરંતુ રાષ્ટ્રની અનેક શક્તિઓ એકત્ર થવાનો યોગ આવેલો હોવાથી અમારી સંપૂર્ણ સ્વતંત્રતાની હઠને લીધે જ જો સર્વ બનાવ ઢસળી પડતો હોય તો અમે હઠ કરીશું નહિ. તમારા સર્વપક્ષીય કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરીશું નહિ. તેમ પૂર્ણ સ્વતંત્રતા કરતાં ઉતરતા દરજ્જાના ધ્યેયને અમે સંમતિ પણ આપીશું નહિ." એટલું કહી પૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરીને "ઇન્ડિપેન્ડન્સ ઓફ ઇન્ડિયા લીગ" નામક એક સંસ્થા પંડિતજીએ પોતાના તરૂણ મિત્રોની સહાયથી ઉભી કરી. તેમજ પોતાના એ કૃત્યથી કોંગ્રેસના ધોરણને બાધ ન આવે તે માટે પંડિતજીએ કોંગ્રેસના સેક્રેટરી તરીકે રાજીનામું સાદર કર્યું. તે સમયે સર્વમાં આપવા લેવાની બુદ્ધિ ઉદય પામી હતી, તેથી "તમે લીગના સભાસદ હોવા છતાં કોંગ્રેસના ઉદ્દેશ્યને બાધ આવતો નથી." એમ જણાવી રાજીનામું તેમને પાછું મોકલવામાં આવ્યું. નેહરૂ કમીટીએ તુરત જ એક સુંદર યોજના તૈયાર કરી, પરંતુ હઠવાદી જાતિનિષ્ઠ મનુષ્યોએ ભવિષ્યનો સર્વ દાવ ઉથલાવી પાડ્યો.

હિંદમાં સાયમન કમિશન પોતાનું ફિક્કું મોઢું લઈ સર્વત્ર પ્રવાસ કરતું હતું. તેઓ જ્યાં જતા ત્યાં "સાત ગ્રહો, ઘેર પાછા જાઓ." એવો અવાજ તેમને જ્યાં ત્યાં સંભળાતો હતો. ૧૯૨૧ ની સાલથી ડયુક ઓફ કોનોટ, પ્રિન્સ ઓફ વેલ્સ કિંવા સાયમન સપ્તક કમિશન જેવા બાદશાહી પ્રતિનિધિનું હિંદી જનતાએ સ્વાગત કર્યું નહિ. ઉલટું જ્યાં ત્યાં તેમને ધિક્કાર જ મળ્યો. સાયમન સપ્તકને હમેશાં "ગો એક" (પાછા જાઓ) એ શબ્દ સાંભળવાની એટલી બધી ટેવ પડી ગઈ હતી કે: એ શબ્દ જ્યાંથી સાંભળવા જોઈએ નહિં ત્યાંથી તેમના

સાંભળવામાં આવ્યા. પૂર્વે મરાઠાઓએ ચલાવેલા સ્વાતંત્ર્ય યુદ્ધ સમયે, મોગલ સ્વારોના ઘોડા જળપાન કરતા નહોતા ત્યારે મોગલો ઘોડાને કહેતા કે: "તમને એ જળમાં સંતાજી, ધનાજી દેખાય છે કે?" એવો જ બનાવ સાયમન સપ્તક દિલ્હી જતાં તેમના જોવામાં આવ્યો. એક રાત્રે સાયમન સપ્તકમાંનો એક સભાસદ દિલ્હીની વેસ્ટર્ન હોટલમાં નિદ્રાવશ થયો હતો. એટલામાં ઘણે વેગળે લોકોની બૂમો તેના સાંભળવામાં આવી. રાત્રિને સમયે પણ લોકોને પોતાનો પિચ્છો પકડી રહેલા જોઈ તે સભાસદ ગભરાયા. તેમણે તપાસ કરવા તાબાના એક સિપાહીને મોકલ્યો. તુરત જ તેના જાણવામાં આવ્યું કે: એ બૂમો "પાછા જાઓ"ની નહિં પણ ઉજ્જડ વસ્તીમાં રહેનારા લોકોની મ્હોટેથી વાતચિત ચાલી રહી છે!

સાયમન સપ્તક લાહોર ગયું. ત્યાં તેના નિષેધને માટે જે મનુષ્યો એકત્ર થયાં હતાં તેના આગેવાન સુપ્રસિદ્ધ દે. ભ. લાલા લાજપતરાય હતા. લોકોના એકત્ર થયલા ટોળા પર હુમલો કરતી વખત વૃદ્ધ લાલા લાજપતરાય ઉપર પણ લાઠીનો પ્રહાર કરવામાં આવ્યો અને તેમને પકડવામાં આવ્યા. તે સમયે સમસ્ત દેશમાં દુઃખ, સંતાપ અને કલેશની ભાવના ઉત્પન્ન થઈ હતી. એ સમાચાર લખનૌમાં સંભળાતાં જ ત્યાં અગાઉથી જ નિષેધની તૈયારી ચાલી રહી હતી તેને ઉગ્ર સ્વરૂપ પ્રાપ્ત થયું. આ સમયે જવાહરલાલજી-એ લાલાજીની પેઠે જ સાયમન સપ્તકનો નિષેધ કરવા લોક સમુદાયમાં પ્રવેશ કરી અગ્ર ભાગમાં ઉભા રહ્યા હતા. કેદખાને જવાનું ધૈર્ય હોય પણ તેમાં માનસિક વિચાર વિશેષ હોય છે. અનેક વર્ષ પર્યંત દુર્દશા ભોગવવામાં પુરૂષાર્થ છે અને તેની ગણના ખંત અને સહન-શક્તિમાં થાય છે. પરંતુ લાઠીના હુમલામાં સમ્મુખ ઉભા રહેવું અને શરીર પર ઘોડા દોડાવવા છતાં પોતાનું સ્થાન ત્યાગ કરવું નહિ, તે માટે વિશેષ પ્રકારનાં શારીરિક ધૈર્યની આવશ્યકતા છે. એ વિ-પરીક્ષા આ પ્રસંગે પંડિતજીએ આપી. તેનું મૂલ્ય આપણ

ઇતિહાસમાં અતિશય અને અમૂલ્ય છે. અમારા અભિપ્રાય પ્રમાણે પંડિતજી પર પુષ્પો નહિં પણ મોતી વર્ષાવવાનો તે પ્રસંગ હતો. રાષ્ટ્રની સૌભાગ્યવતી સ્ત્રીઓએ તેમની સમક્ષ પંચઆરતી લઈ જવાનો તે સમય હતો. એ લાઠી હુમલાનું વર્ણન પંડિતજીએ સુંદર રીતે આલેખ્યું છે. તેમજ તે વખતની તેમની મનોવૃત્તિના હિલ્લોળનું ઉત્કૃષ્ટ ચિત્ર તેમણે ચિતર્યું છે. જે પ્રસંગ ઉપર કવીએ સ્ફૂર્તિદાયક રણકાવ્ય રચવાં જોઈએ તેવો તે સ્ફૂર્તિદાયક પ્રસંગ હતો એમાં સંશય નથી.

જે દિવસે લખનૌમાં સાયમન કમિશન આવવાનું હતું તેને આગલે દિવસે નિષેધ–સભામાં જવા માટે સોળ–સોળ મનુષ્યોની એક એક ટુકડી ચાલતી જતી હતી. એકત્ર થઈને જવામાં રસ્તે જનારને અડચણ કરવા માટે પોલિસ ગમે તે વખતે અટકાવી શકે એમ સમજી તેઓ થોડા થોડા પ્રમાણમાં એક બાજુએ ચાલતા હતા. એક ટુકડીના નાયક પં. જવાહરલાલ અને બીજી ટુકડીના નાયક પં. ગોવિંદવલ્લભ પંત ( હાલના સંયુકત પ્રાંતના પ્રધાન ) હતા. એ ટુકડી રાષ્ટ્રીય ધ્વજા લઈને બસો યાર્ડ ગઈ નહિં હોય એટલામાં ત્રીશ પાંત્રીશ ઘોડેસ્વાર હાથમાં લાઠી અને દંડુકા સહિત આવી પહોંચ્યા. તેમણે સ્વયંસેવકોને ઝૂડવાનો આરંભ કર્યો. એકાએક તેમણે હુમલો કરવાથી સ્વયંસેવક ન્હાસી ગયા અને પંડિતજી એકલા જ રસ્તાના મધ્ય ભાગમાં ઉભા રહ્યા. તુરતજ તેમના ઉપર હુમલો થયો. ક્ષણપર્યંત તેમના મનમાં અકળામણ ઉત્પન્ન થઈ પરંતુ તુરત જ એ શૂર પુરૂષે પોતાના મનનો સંયમ કરી પોતાનું સ્થાન છોડયું નહિં. જ્યારે પુનઃ બીજો હુમલો થયો ત્યારે તેમણે લાઠીવાળા ઘોડેસ્વારને કહ્યું કેઃ "ચાલવા દે ત્હારૂં કામ." તે જ ક્ષણે તેમના શરીર પર લાઠીના સપાટા પડયા. થોડીવાર પછી સ્વયંસેવક મંડળ એકત્ર [illegible]ે સમયે ગોવિંદવલ્લભ પંતને પણ ખૂબ માર પડ્યો હતો, [illegible] સ્વયંસેવકો લોહી લુહાણ થયેલા જણાતા હતા.

પોલિસ આગળ જવા દેતી નહોતી એ જોઈ સર્વ શૂર મંડળ ત્યાં જ ધામો નાંખી બેસી ગયું. લાઠી હુમલાની હકિગત જોતજોતાં ગામમાં પ્રસરી ગઈ. પ્રચંડ લોકસમુદાય સ્વયંસેવક પાસે આવી પહોંચ્યો. એક તરફ પોલિસ અધિકારી અને તેમના દૂત અને બીજી તરફ પ્રચંડ લોકસમુદાય ધામો નાખી બેઠો હતો. એ સ્થીતિમાં અંધારૂં થયું એટલે સત્યાગ્રહીઓને નિશ્ચિત માર્ગે જવા દીધા.

સાચી પરીક્ષા સાયમન કમિશનના આગમનને દિવસે હતી. સાયમન કમિશન પ્રાતઃકાલને સમયે આવવાનું હતું. તેને ધિક્કારવા માટે લોકોની પ્રચંડ મેદની સ્ટેશન પર જવાની હતી. આગલે દિવસે થયેલા લાઠી હુમલાના સમાચાર તારદ્વારા અલાહાબાદ વૃદ્ધ મોતીલાલજીને મળતાં જ તેમના ઘરમાં ચિંતાનું સામ્રાજ્ય પ્રસર્યું. માતાના હૃદયે માઝા મૂકી. "શું મ્હારા વહાલા જવાહર ઉપર લાઠી? જેના શરીરે તેના પિતા સિવાય હાથ લગાડવાની કોઈને હિમ્મત નહોતી. નેત્રમાં જરા કચરો પડતાં જે સહજ નેત્ર ચોળતો તે વખતે હું ગુલાબજળ લઈને દોડતી, આજ પર્યંત જેના શરીર પર પડેલો માર એટલે માત્ર પુષ્પોના વર્ષાદનો જ, તે મ્હારા જવાહર પર લાઠીનો હુમલો? તેની કેવી સ્થીતિ થઈ હશે? તેના શરીરે તે પ્રહાર સહન થયો હશે કે? તે બેશુદ્ધ તો નહિં થયો હોય?" એવા અનેક ઉદ્ગાર તેનાં વૃદ્ધ માતાના મુખમાંથી નિકળતા હતા. તેમની પુત્રવધુ વિશેષ કાંઈ બોલતી ન હતી પણ તે માત્ર ગંભીર થઇ હતી. નેત્રમાં આવતાં અશ્રુજળ છુપાવી પોતે વીરપત્નિ કહેવડાવવા લાયક છે એમ બતાવતી હતી. લાઠીના હુમલા વખતે મ્હારા પતિ ધૈર્યપૂર્વક જ વર્ત્યા હશે અને આપણા રાષ્ટ્રને ભૂષણ રૂપ જ થયા હશે એવી મનની ખાત્રી તેને એક તરફ આનંદ આપતી હતી, ત્યારે બીજી તરફ, લાઠીનો ઘા મર્મસ્થાનો ઉપર તો વાગ્યો નહિં હોય? મનમાં એવી શંકા આવવાથી ત્હેનું કાળજું ચણચણતું હતું. એ સર્વ થોડી મીનીટમાં જ બની ગયું. સર્વેએ લખનૌ જવાનો વિચાર કર્યો.

મોતીલાલજીએ કહ્યું કેઃ "હું સ્વતઃ જઈને સર્વ જોઉં છું પછી તમને બોલાવી લઈશ." એટલામાં જ જવાહરલાલ તંદુરસ્ત હોવાનો તાર આવ્યો ત્યારે જ સર્વનો જીવ હેઠે બેઠો. પરંતુ સ્વરૂપરાણીએ તુરત જ કહ્યું કેઃ "મ્હને સારૂં નથી એવું તે કદી પણ કહે છે કે? તે પોતાનું કષ્ટ કદી પણ કોઈને કહેતો નથી. લખનૌ ગયો હતો શા માટે?" તે જ ક્ષણે કમળાદેવીએ પતિનો પક્ષ લઈ ધીમેથી કહ્યું કેઃ "રાષ્ટ્રના આગેવાન કહેવડાવવું હોય તો પાછળ શી રીતે રહી શકાય? શરીરે કષ્ટ થતું હોય તો હું સારો છું એવો તાર તેઓ શા માટે કરત?" બીજો તાર મળતાં નેહરૂ કુટુંબનો જીવ નીચે બેઠો ખરો પરંતુ મનની ચિંતા દૂર થઇ હોય એમ ન હતું. એ સ્થીતિમાં જ સર્વ નિદ્રા લેવા ગયાં. મોતીલાલજી બિછાનામાં સૂતા હતા ખરા પરંતુ પુત્ર ઉપર થયેલો લાઠીપ્રહાર તેમની દૃષ્ટિ સમિપ ઉપસ્થિત થવાથી તેમને કેમે કરતાં નિદ્રા આવતી નહોતી. તેઓ તડફડતા હતા. સ્વરૂપરાણીને પણ નિદ્રા આવતી નહોતી. મોતીલાલજીએ તેમને કહ્યુંઃ "મ્હને લાગે છે કે હું લખનૌ જાઉં. આવતી કાલનો પ્રસંગ કઠન છે. તેની પાસે હું હોઉં તો સારૂં." પતિના એ શબ્દો સાંભળતાં જ પવિત્ર માતાનું ધૈર્ય ચલાયમાન થયું. પુત્રના રક્ષણાર્થે નહિં જવાનું કેમ કહેવાય અને જવાની રજા આપતાં પતિને વૃદ્ધાવસ્થામાં મ્હોટા ઊંડા ખાડામાં ભૂસકો મારવાનું કહેવા જેવું હતું. મ્હોટે અવાજે સંવાદ ચાલતો જોઈ બીજા ઓરડામાં શય્યા પર તડફડતી કમળાદેવી ઉઠી સાસુ પાસે આવી બોલીઃ "દાદાજીને જવા દો ને! આપણે વીરમાતા અને વીરપત્નિ કહેવાઈએ છીએ. આજે નેહરૂ કુટુંબ પર સમસ્ત હિંદુસ્થાનની દૃષ્ટિ લાગેલી છે. આપણે પરીક્ષામાં પસાર થવું જોઈએ?" એટલામાં સાંભળ્યું કેઃ લખનૌની છેલ્લી ગાડી ઉપડી ગઈ. મોતીલાલજીએ કહ્યું કેઃ "ફિકર નહિં. હું મોટર લઇને જઇશ. જવાહર ત્યાં લાઠીઓ ખાય અને હું મૃદુ શય્યા પર પડી રહું?" એમ કહી વૃદ્ધ વીર પુરૂષ ઉભા થયા અને મોટરદ્વારા

એકસો પિસતાલીસ મૈલનો પ્રવાસ કરી એક જ રાત્રિમાં તેઓ લખનૌ પહોંચ્યા.

## બીજી કસોટી : તેજસ્વી જવાહર.

લાઠીમારને લીધે રાત્રે સર્વ શરીરમાં કળતર થતું હતું. એમ કરતાં પ્રાતઃકાળનો સમય થયો. રાત્રિનો બનાવ જગજાહેર થતાં બીજે દિવસ અસંખ્ય મનુષ્યો પ્રસંગનો સામનો કરવા તત્પર થયા. હજારો માણસો ચારચારની હારમાં શિસ્તપાલન કરતા સાયમન સમ-કનો નિષેધ કરવા માટે સ્ટેશનને રસ્તે ચાલવા લાગ્યા. સ્ટેશનની સ્હામેના વિસ્તીર્ણ મેદાનની એક બાજુએ સરકારી લશ્કર ઉભુ હતું અને બીજી તરફ કૉંગ્રેસપ્રેમી નિઃશસ્ત્ર જનતા સત્યાગ્રહના બળ સહિત ઉભી થઈ રહી હતી. આ પ્રસંગ જોનારાઓને રણાંગણ જેવો લાગતો હતો. સરકારી અમલદારો જનતા ઉપર ભીષણ હુમલો કરવાની સંધિ જોતા હતા, ત્યારે જનતા પાશવી સરકારના લાઠી હુમલાને અહિંસા-વૃત્તિથી કેવી રીતે ઉત્તર આપવો તેનો વિચાર કરી રહી હતી. બન્ને બાજુએ વીરવૃત્તિ એક સરખી જ હતી પરંતુ એકે ક્રૌર્યના ઉદરમાંથી જન્મ લીધો હતો. ત્યારે બીજીએ અન્યાયની સમજણ જે સાત્વિક હૃદયમાંથી ઉત્પન્ન થાય છે તેના ઉદરમાંથી જન્મ લીધો હતો. એક સમુદાયને પ્રત્યેક ક્ષણે જેના અન્યાયી પાપનો ઘડો ભરાતો આવ્યો છે એવી સામ્રાજ્ય રાક્ષસીનો આશ્રય હતો ત્યારે બીજા સમુદાયને પ્રત્યેક પગલે ચંદ્રની પેઠે પ્રત્યેક ક્ષણે વૃદ્ધિ પામતા કૉંગ્રેસ દેવતાનો આશ્રય હતો. એ દેવતાનો પ્રિય પુત્ર આજે અભિમન્યુની પેઠે યુદ્ધ કરવા સજ્જ થઈ રહ્યો હતો. ઘણા પ્રેક્ષકો આ રણાંગણમાં કંઈ પરાક્રમ ગજવવા માટે નહિ પરંતુ કંઈક ગમ્મત જોવા અને જે પક્ષનો પરાજય થાય તેની હાંસી મશ્કરી કરવાની વૃત્તિથી તમાસો જોવા આવ્યા હતા. તેઓ મેદાનમાં સર્વત્ર ધીમેધીમે ઘૂસવા લાગ્યા. તે સાથે જ ઘોડેસ્વાર અને પાયદળ સિપાહીઓએ પોતાના સ્હામે ઉભેલા નિઃશસ્ત્ર લોકો ઉપર હુમલો કર્યો. હાથમાંની મજબૂત લાઠીઓ

પછાડતા, દાંત હોઠ પીસતા દોડી આવ્યા. છેવટની ઘડીએ તેમણે ઘોડાની લગામ ખેંચી. તે સમયે ઘોડા પાછલા પગ પર ઉભા થઈ તેમના આગલા પગ પત્થરની પેઠે નિશ્ચલ ઉભેલા આગેવાન મનુષ્યોના મસ્તક પર થનથન કરવા લાગ્યા. વાચકો! વિચાર કરો કે: લશ્કરી મજબૂત ઘોડા છાતી ઉપર આવી પોતાના આગલા પગ આપણા મસ્તક પર ઉભા કરે છે. ભીષણ મુખાકૃતિવાળા ઘોડેસ્વાર હાથમાં દંડુકા લઈ આપણા શરીર ઉપર ઝાપટી રહ્યા છે. એ સમયે કોને ભય ઉત્પન્ન નહિં થાય? પાછા હઠી જઈ શરીરનું રક્ષણ કરવાની નૈસર્ગિકવૃત્તિ કોઈને પણ થાય એમ હતું. પરંતુ આપણા આગેવાનો, તમારા અમારા જેવા સામાન્ય ધૈર્યના ન હતા. હિંદી રાષ્ટ્રની એ પરીક્ષા જ હતી. કેદખાનામાં નાંખવાથી બ્હી જનાર નથી. ઘોડા શરીર ઉપર છોડવામાં આવશે તો પણ સ્થાન ભ્રષ્ટ થનાર નથી, એવી બેદરકારીથી નોકરશાહીને આવાહન કરવાનો તે સમય હતો. દેશનું સદ્‌ભાગ્ય હતું જેથી એ પ્રસંગે રણમેદાનમાં સ્થિર રહેનાર આગેવાનો આપણને મળ્યા હતા. સત્વર મારપીટ શરૂ થઈ. દંડુકાના સપાટા ઉડવા લાગ્યા. રહામે ઉભેલા પોલિસ અધિકારીઓને ઘોડા ઉપરથી નીચે ફેંકી દઈ તેની જગ્યાએ પોતે ઘોડેસ્વાર થવાનું કેટલું સુલભ હતું પરંતુ તેમ કરવામાં શિસ્તનો ભંગ થાય એમ હતું. તે સમયે મનનો સંયમ નહિં કરતાં આગેવાનોએ ચઢાઈ કરી હોત તો જનતા પર ગોળીબ્હાર થઈ ભયંકર પ્રસંગ આવી પહોંચત. આગેવાનોને સંયમની ટેવ ન હોત તો આવે પ્રસંગે લાખો અનુયાયીઓનો ઘાત થવાને વિલંબ થાત નહિં. હાથ ઉંચા કરી ચાર જોરદાર ભાષણો કરવાથી મનુષ્ય સાચો આગેવાન થઇ શકતો નથી. ધૈર્ય, ત્યાગ, દીર્ઘદર્શીપણું અને સંકટ સમયે સંયમ, એ સદ્‌ગુણ હૃદયમાં ધારણ કર્યા સિવાય આગેવાનપણું મેળવવું વ્યર્થ છે.

પુષ્કળ માર સહન કર્યા પછી લોકોની હારમાંથી લોકો ન્હાસી નહિં જતાં તેઓ થોડા પાછા હઠ્યા, અને પુનઃ સો ફુટને અંતરે

ધામો નાંખી ઉભા રહ્યા. એટલામાં જ સાયમન કમીશન મોટરમાંથી ઉતરી ગુપચુપ ચાલતું થયું. આવી ભયંકર પરિસ્થીતિમાં પણ લોકોએ તેમને જતાં જતાં કાળા વાવટા બતાવવામાં બાકી રાખ્યું નહિ.

કેટલાક મનુષ્યો કહે છે કે: "તમે કાળા વાવટા બતાવવામાં શો પુરૂષાર્થ કર્યો? સાયમન કમીશન દેશમાં ફરવાનું હતું તે ફર્યું કે નહિં? સાક્ષી આપવા માટે તેમને લોકોની ઉણપ જણાઇ નહિ, અને તેમને એક લાંબો પહોળો રિપોર્ટ કરવો હતો તે કર્યો જ, ત્યાં પછી એવાં ફારસ કેમ? નિરર્થક દોઢ બદામનાં સિપાહીઓને હાથે માર ખાઇ પોતાની કિંમત ઓછી કરી નાંખી." એવા સ્વભાવના લોકોને જીતાયલાં રાષ્ટ્ર સ્વતંત્રતા કેવી રીતે મેળવે છે તેની કલ્પના હોય જ કયાંથી? જીતાયલા દેશને એક જ યુદ્ધમાં સ્વાતંત્ર્ય મળી જતું નથી. પ્રથમ તેને નૈતિક વિજય સમ્પાદન કરવો પડે છે. જેઓ અનેક વર્ષ પર્યંત ગુલામગીરીમાં સબડતા હોય તેનું ધૈર્ય તૂટી ગયલું હોય છે. પ્રતિકારની વાત જવા દ્યો, પણ અન્યાય થયલો હોય તે પણ મુખેથી કહી સંભળાવવાનું ધૈર્ય ગુલામ રાષ્ટ્રમાં હોતું નથી. લો. તિલકે જો કાંઈ વિશેષ કાર્ય કર્યું હોય તો તે એજ કે: અન્યાયને માટે પ્રથમ ખૂબ બોલવું અને અંતે સ્વરાજ્યની માંગણી કરવી એજ શીખવ્યું. લો. તિલકને પ્રથમ શિક્ષા શા માટે થઇ હતી? અંગ્રેજોએ કરેલો અન્યાય શિવાજીને મુખેથી ઉચ્ચારેલી કવિતાને પ્રસિદ્ધિ આપવા માટે જ. મ. ગાંધીજીએ તેમની આગળ વધી અન્યાયી કાયદાનું નિર્ભયપણે ઉલ્લંઘન કરવાનું જનતાને શિખવ્યું. આજે તો તે પછીનું એક પગથિયું આગળ ચઢવાનું હતું. સામુદાયિક રીતે અન્યાયનો નિષેધ કરતાં શારીરિક સંકટ આવે તે નિર્ભયપણે સહન કરવાની તૈયારી બતાવવી એ જ તે પગથિયું હતું. કેદખાનામાં ઘણા મનુષ્યોએ દુઃખ સંકષ્ટ સહન કર્યું છે, પરંતુ ખુલ્લા મેદાનમાં ન્હાસી જવાની સંપૂર્ણ સગવડ હોવા છતાં નિર્ભયપણે લાઠીનો હુમલો થવા દેવો છતાં અન્યાયના નિષેધને માટે ભરેલું પગલું પાછું લેવું નહિ

એ બોધ પંડિતજીએ રાષ્ટ્રને શિખવ્યો. એ પ્રકારનું ધૈર્ય ઉત્પન્ન થયા પછી ભાવિ યુદ્ધ સહેલું થઈ પડે છે. એ દ્રષ્ટિએ જોતાં લખનૌના લાઠી હુમલાનું મહત્વ વિશેષ છે. પંડિતજીએ દર્શાવેલું વલણ રાષ્ટ્રે ઉત્તમ રીતે દર્શાવી આપ્યું અને સ્વાતંત્ર્યનો માર્ગ મોકળો કર્યો.

આ પ્રમાણે મહાન નૈતિક વિજય સંપાદન કરીને કૉંગ્રેસની લોકયાત્રા પોતાના વિજયી સેનાપતિ સહિત પાછી ફરી. ત્યારપછી લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. વૃદ્ધ મોતીલાલજી ચિંતા કરતા ઘેર બેઠા હતા. એટલામાં પોતાનો પુત્ર વિજયી વીર પુરૂષની પેઠે જખ્મી પણ સુહાસ્ય વદને ઘેર પાછો આવેલો જોઈ તેમને શાંતિ થઈ.

એ આવેશનો સમય વીતી ગયા પછી કૉંગ્રેસવીરોના સર્વ શરીર અવયવ ખૂબ જ દુઃખવા લાગ્યા. પંતપ્રધાનનું આસન શોભાવનાર ગોવિંદ વલ્લભપંતને ઘણો જ માર પડયો હતો. કારણ કેઃ તેમના બુદ્ધિ વૈભવને શોભે એવું તેમનું પ્રચંડ શરીર યુદ્ધમાં શત્રુઓની નજરમાં ઘણું જ ખૂંચતું હતું, અને તેમના ઉપર હુમલો કરવો શત્રુને સહેલું હતું. એ યુદ્ધમાં યુરોપિયન સાર્જન્ટોએ અતિશય ક્રૂરતાપૂર્વક હુમલો કર્યો હતો. હિંદી સિપાહીઓ હુમલો કરતા પણ તેમનામાં વિશેષ દ્વેષ જણાતો ન હતો, અને તે સ્વાભાવિક જ હતું. તેઓ પેટને માટે હુકમના નોકર હોવા છતાં તેમને સ્પષ્ટ જણાતું કેઃ સ્હામે ઉભેલા મનુષ્યો આપણા મિત્રો જ છે. એ મનુષ્યોને જય મળશે તો આપણા કર્તવ્યકર્મની વિશેષ કિંમત થશે અને આપણાં બાલબચ્ચાં સુખે અન્ન ખાશે.

ઘેર આવ્યા પછી પોતાના સાહસિક—ધૈર્યવાન્ પુત્રને માટે માતાનું, વીર પતિને માટે કમલાદેવીનું અને બાપ કરતાં સવાયો બેટો ઉત્પન્ન થવા માટે મોતીલાલજીનું અભિમાન કેટલું વૃદ્ધિ પામ્યું હશે? બાલ્યાવસ્થાનો કોમળ અને ચંચળ જવાહર કેવો ધૈર્યવાન થયો છે અને આજે તેના જીવ ઉપરનું કેવું મ્હોટું સંકટ ટળ્યું છે તે માટે તેમનાં પ્રેમાળ માતુશ્રીએ તેમના ઉપરથી ત્રણ વખત આંગળાના કડાકા ફોડેલા હોવા જોઈએ.

# પ્રકરણ ૧૫ મું

## પસંદગીનું કામ.

પંડિતજીની ઇચ્છા હોય કે ન હોય તોપણ કોંગ્રેસના મુખ્ય સેક્રેટરીનું કાર્ય, તેમનો ત્યાગ કરી દૂર રહેતું ન હતું, તેથી તેમને પોતાની પસંદગીના સામાજિક સ્વાતંત્ર્યના પ્રિયકાર્ય—સમાજ સત્તાવાદના કાર્ય–તરફ લક્ષ્ય આપવાની ફુરસદ જ નહોતી. ઇંગ્લેંડ હતા તે વખતે પ્રથમ સમાજ સત્તાવાદ તરફ તેમનું લક્ષ્ય દોરાયું હતું. એ વિષયનો તેમણે ખૂબજ અભ્યાસ કર્યો. ખેડુતોની ચળવળમાં ભાગ પણ લીધો. પુનઃ યુરોપ ગયા પછી એ વિષયની તેમણે પુનરાવૃત્તિ કરી, અને હિંદુસ્થાન આવ્યા પછી ખેડુત અને મજુરની ચળવળ તરફ લક્ષ્ય આપવાનો નિશ્ચય કર્યો પરંતુ તે પ્રમાણે બન્યુ નહિ. તોપણ સંપ કરવા માટે તેઓ સહાનુભૂતિ દર્શાવતા, ખેડુતોની સભામાં હાજર રહેતા. તેમની અધ્યક્ષતામાં પુષ્કળ યુવક પરિષદો ભરાઇ હતી. એ સભામાં તેઓ રાષ્ટ્રવાદમાંથી સામાજિક સત્તા તરફ જવાનું પ્રતિપાદન કરતા હતા. એજ સમયે હિંદુસ્થાનની મજૂર ચળવળને બળ પ્રાપ્ત થઇ રહ્યું હતું. મ્હોટા મ્હોટા સંપ થતા હતા. મુંબઇના માર્કસવાદી સંસ્થાના આગેવાનો કોંગ્રેસ ઉપર સખ્ત ટીકા કરતા હતા, કલકત્તા અધિવેશન પહેલાં ઝરિયામા એક યુનિયન કોંગ્રેસ થઇ હતી. તેમાં પંડિતજીએ કેટલોક ભાગ લીધો હતો. ત્યાર પછી થોડે દિવસે સરકારે મજૂર આગેવાનોને પકડી મિરત ખાતે અનેક વર્ષ પર્યંત ચાલે એવો કેસ કર્યો. એ લોકોને સહાય કરવા

માટે એક કમીટી નિમવામાં આવી પરંતુ આરોપીઓના વિલક્ષણ અભિપ્રાયને લીધે, શ્રીમંતોનો નાશ કરવાની ગપને લીધે, બચાવ કરવા માટે પૈસા એકઠા કરવાનું કામ વિકટ થઈ પડ્યું. એ કમીટીના અધ્યક્ષ મોતીલાલજી અને સેક્રેટરી જવાહરલાલજી હતા. આગળ જતાં વકીલોની મદદ મફત મળવાની નહોતી. પૈસા ભેગા થતા નહોતા અને આરોપીઓનો બચાવ કરવાની પ્રત્યેકની પદ્ધતિ જૂદી જૂદી હતી. પોતાનો બચાવ કરવા કરતાં પોતાના ઉદ્દેશ્યનું પુરાણ લખી તેજ કોર્ટ સમક્ષ વાંચી બતાવવાની પ્રત્યેકને હોંસ હતી. એવી સ્થીતિ હોવાથી તે સમિતિ વિસર્જન થઈ.

નેહરૂ રિપોર્ટને કલકત્તા અધિવેશનમાં સન્માન મળવાની આવશ્યકતા હતી. મોતીલાલજી અને જવાહરલાલજીનું સંસ્થાનિક સ્વરાજ કે પૂર્ણ સ્વાતંત્ર્ય, એ ઉભય ઉપર વાક્બાણ છુટવાનો સમય આવ્યો હતો. કોઈ પણ પાછા હઠવા તૈયાર નહોતા. જવાહરલાલ કહેતા કેઃ એ સમયે વ્યક્તિગત અને નાજુક ભાવનાને સ્થાન આપવું કેમ પરવડે! મોતીલાલજીની દ્રષ્ટિ વ્યાવહારિક રાજકારણ ઉપર વિકસેલી હતી ત્યારે જવાહરલાલ રાષ્ટ્રના ધ્રુવતારા તરફથી દષ્ટિ ચલિત નહિ કરવામાં ખબરદાર હતા બન્નેને એક બીજાનું દ્રષ્ટિબિંદુ સમજાતું હતું. ગમે તેમ પણ સર્વ પક્ષ અનાયાસે સામ્રાજ્ય અંતર્ગત સ્વરાજ પ્રત્યે એકત્રજ થાય છે ને? ઐક્યતાનું બળ વિશેષ હોય છે. એનું મૂલ્ય વ્યાવહારિક બજારમાં ધ્યેયવાદીઓની મુદતની હુંડી કરતાં કંઈક વિશેષ છે. એ વિચારશ્રેણી છોટા પંડિતજી સમજતા હતા. પરંતુ તેમનું ધ્યેયવાદી અંતકરણ પોતાનું ઇચ્છિત કદી પણ ત્યાગ કરતું નહિ. અંતે કલકત્તામાં એવો નિર્ણય થયો કેઃ સરકાર નેહરૂ રિપોર્ટને એક વર્ષમાં સંમ્મતિ ન આપે તો રાષ્ટ્રે સ્વતંત્રતાનું ધ્યેય માન્ય કરવું. અધિવેશનની ખુલ્લી સભામાં પંડિતજીએ નેહરૂ રિપોર્ટનો વિરોધ કર્યો પરંતુ તે માત્ર નામનોજ હતો.

આ પ્રમાણે પિતાપુત્રે હાથ ધરેલી કોંગ્રેસની ગાડી પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રત્યે દ્રષ્ટિક્ષેપ કરતાં ચલાવી અને સામ્રાજ્ય અંતર્ગત સ્વરાજ માન્ય કરો, અમને આપો નહિં તો—એટલું કહેવા સુધીની તક લઈ આવ્યા એમાં સંશય નથી.

અત્યાર સુધીમાં કોંગ્રેસે અનેક ચળવળ ચલાવી પરંતુ ૧૯૩૦ની સાલમાં જે ચળવળ શરૂ થઈ તે આપણા રાષ્ટ્ર માટે અને જગતને માટે અભૂતપૂર્વ હતી. વાંચકોએ હવે આ ભારતીય યુદ્ધ તરફ દ્રષ્ટિ રાખી તેમાં આપણા ચારિત્રનાયકે જે કર્તવ્ય કર્યું તે તરફ લક્ષ્ય રાખવું.

પંડિતજીનું ચારિત્ર એટલે "प्रति पर्व रसोदयः।" જેવું છે. પરંતુ તેને તેવા રંગથી ચિતરનાર જોઈએ.

—(૦)—

## પ્રકરણ ૧૬ મું.

## ભારતીય યુદ્ધનું ઉદ્યોગપર્વ.

પાંડવોના વનવાસ સમય વ્યતીત થયા પછી પાંડવોએ દુર્યોધનને સંદેશા મોકલ્યો કેઃ "હવે અમને અમારા હકકનો રાજ્ય વિભાગ આપી દો." પાંડવોની પેઠે જ કૉંગ્રેસે પણ કલકત્તામાં એવી જ માંગણી કરી હતી કેઃ એક વર્ષમાં સામ્રાજ્ય અંતર્ગત સ્વરાજ્ય સરકાર માન્ય કરશે નહિં તો અમે સંપૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય જાહેર કરીશું. યુદ્ધ કર્યા સિવાય સોયના અગ્રભાગ જેટલી જમીન આપવા હું તૈયાર નથી. એવો દુર્યોધને પાંડવોની શિષ્ટતાને ઉત્તર દીધો હતો તેનો જ પ્રતિધ્વનિ, કૉંગ્રેસના શિષ્ટ મંડળને દિલ્લીના વૅાઈસરોયના

બંગલા ઉપર પ્રતીત થયો. ગોળમેજી પરિષદ ભરીને કાળક્ષેપ કરવાની તેમની યુક્તિ હતી, પરંતુ કૉંગ્રેસ સરકારના દાવપેચ જાણતી હતી. સરકાર સાથે સામનો કરવો પડશે એવું તેઓ સ્પષ્ટ સમજતા હતા. એ સામનાની જવાબદારી લેવા માટે મ. ગાંધી સિવાય બીજો કોઈ પુરૂષ રાષ્ટ્રને જણાતો ન હતો. લાહોર કૉંગ્રેસનું પ્રમુખસ્થાન ગ્રહણ કરવા મ. ગાંધીજીને વિનતિ કરવામાં આવી પરંતુ તેમણે સ્પષ્ટ નકાર ઉત્તર દઇ અધ્યક્ષપદ માટે પં. જવાહરલાલનું નામ પોતે જ સુચવીને આગ્રહને સ્થાન આપ્યું નહિં. એ સૂચનાને ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીની અનુમતિ મળવાથી પંડિતજીનું નામ અધ્યક્ષ તરીકે જાહેર થયું.

## લોકપ્રિય અધ્યક્ષ.

**આ** સમયે પંડિતજીની લોકપ્રિયતા સર્વશ્રેષ્ઠ થઈ રહી હતી. તેમના હૃદયનો તળમળાટ, સત્વરતા, આળસ-રહિતપણું અને નિષ્પાપ અંતઃકરણ, એ સર્વ સદ્‌ગુણ ઉત્તમ પ્રકારે રાષ્ટ્રના જાણવામાં આવ્યા હતા. તેથી એ નિમણુકથી સર્વ જનતાને અતિશય આનંદ થયો. રામચંદ્રજીને યુવરાજ પદાભિષેક સવારમાં થવાનો હતો, એ જાણી જેમ અયોધ્યા નિવાસીઓએ જેનું સ્વાગત કર્યું હતું તેવું જ સ્વાગત એ સમાચાર જાણ્યા પછી હિંદ વાસીઓએ કર્યું હતું. તરૂણોમાં નવિન ચૈતન્ય વિકસવા લાગ્યું. ઉતાવળા હોવા છતાં ગાંધીજીથી વિરૂદ્ધ જશે નહિ એમ જાણી વડિલજનોએ એ સમાચાર સાંભળી મસ્તક હલાવ્યું. ઉત્તર ભારતીય ખેડુતોના તે તાજ વગરના રાજા હતા. તેથી "અપના રાજા કૉંગ્રેસી સભાપતિ બન ગયા." એમ કહી તેઓ અતિ આનંદિત થયા. બાલસૂર્ય ઉદયાચલ પર આવે છે ત્યારે બ્રાહ્મણો પોતાના પર્ણ આસન ઉપર બેસી વેદ મંત્રોચ્ચાર કરવા લાગે છે. પરંતુ કેટલાંક પ્રાણીઓથી તેનું તેજ સહન થતું નથી તેથી તેઓ તેને શાપ દેતા ગિરિ કંદરામાં ભરાઈ બેસે છે. એવી સ્થિતિ હિંદી રાજદ્વારી વિષયોમાં જેની ભૂમિકા તેજઃદ્વેષી

હતી તેમની થઈ. તેઓ તિરસ્કાર કરી રાષ્ટ્રને કહેવા લાગ્યા કેઃ "જો જો તો ખરા! જવાહરલાલ પ્રમાણિક હોવા છતાં ચંચળ છે. રાજ્યદ્વારી વિષયમાં તેમની દીર્ઘદ્રષ્ટિ નથી, તેઓ કોંગ્રેસની નૌકા ખડક સાથે પછાડશે."

એ નિમણુકથી ગાંધીજીના જેવો જો કોઈ બીજાને આનંદ થયો હોય તો તે મોતીલાલજીને જ. જવાહરલાલ સાથે રાજદ્વારી વિષયમાં ઘણી વખત બનતું નહિં, પરંતુ પોતાની પાછળ પોતાના પુત્રને કોંગ્રેસની નિર્લોભી ગાદી પર આવેલો એ જોઈ તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ પોતાનો આનંદ વાચાથી સહસા પ્રકટ કરતા નહોતા પરંતુ તે ઘરમાં અનેક તરેહથી પ્રકટ કર્યા સિવાય રહેતા નહિ. પોતાના પુત્રને મસ્તકે કોંગ્રેસ મુકુટ અર્પણ કરશે એ જાણી સ્વરૂપરાણી પોતાની કૂખને ધન્ય માનવા લાગ્યાં. બ્હેનોને આનંદ થવાથી તેમણે પંડિતજીની ઠઠ્ઠામશ્કરી શરૂ કરી હોય એમાં આશ્ચર્ય નથી. કમળાદેવીની ચિત્તવૃત્તિનું યથાર્થ ચિત્ર કેવી રીતે ચિતરવું? જન હૃદયના સિંહાસન ઉપર પોતાનો પતિ અધિષ્ઠિત થવાનો હોવાથી તેમના હૃદયમાં અતિશય હર્ષની ઉર્મિઓ ઉછળતી હતી. તે વખતે તેમની રાજદ્વારી મર્મજ્ઞ બુદ્ધિએ ધીમેથી કહ્યું કેઃ "કમળા! ત્હારા પતિને પ્રાપ્ત થનાર મુકુટ સુવર્ણનો નહિં પણ કાંટાનો છે. લાહોરમાં જે તૈયારી થઈ રહી છે તે સ્વાગતની નહિ પરંતુ બલિદાનની છે એમ સમજજે." આ પ્રમાણે સુખદુઃખાત્મક વિચાર મનમાં આવતાં જ કમળાદેવીનો પલ્લવ અશ્રુથી ભિંજાયો હોય તો આશ્ચર્ય નહિં.

લાહોરમાં પંડિતજીની શોભાયાત્રા મોટરમાં નહિ નિકળતાં વીરોચિત અશ્વારૂઢ થઇ નિકળી હતી. એ સમયે જનતા હર્ષાનંદના જોસમાં દિવાના જેવી થઈ ગઈ હતી. અંતે ઓલ ઇંડિયા કોંગ્રેસ ભરવામાં આવી તેમાં પરાપૂર્વના રિવાજ પ્રમાણે પ્રથમના અધ્યક્ષે

થોડું ભાષણ કર્યું. એમાં તેમણે જે શબ્દોચ્ચાર કર્યો હતો તે ઐતિહાસિક બની રહ્યો છે. તેમણે કહ્યું: "પિતાનું અપૂર્ણ કાર્ય પુત્ર પરિપૂર્ણ કરશે." કેવા અર્થપૂર્ણ શબ્દ છે! પરાક્રમી પરંતુ વિલાસી મોતીલાલજીને ઉત્તર વયમાં પગલે પગલે જણાવા લાગ્યું કે: "રાષ્ટ્રના કર્તવ્યનિષ્ઠ પુરુષોએ વિલાસી જીવનનો ત્યાગ કરી રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટે સરકારને છેવટના બે હાથ બતાવી આપવાજ જોઈએ. કાયદેસર રાજદ્વારી વિષયોને હિંદુસ્થાનમાં સ્થાનજ ક્યાં છે! કાયદોજ જ્યાં ન હોય ત્યાં રાજા સાથે કાયદેસર તકરાર કેવી રીતે કરવી? એ સંબંધી તેમની ખાત્રી થઈ ચુકી હતી. મ્હેં મારી બુદ્ધિ શક્તિ અને કર્તવ્યનિષ્ઠાનો ઉપયોગ, પ્રથમથીજ તિલકની પેઠે સરકાર સાથે ઝગડવામાં કર્યો હોત તો? પરંતુ હવે તેવો વિચાર કરવાથી ફળ શું? મ્હારી સિત્તેર વર્ષની વયમાં મ્હારાથી બન્યું તેટલું મ્હેં કર્યું છે અને જે બાકી રહ્યું છે તે કરવા માટે રાષ્ટ્રને આધિન રહી મ્હારો વ્હાલો જવાહરલાલ કરી રહ્યો છે." પંતના શબ્દોમાં મોતીલાલજીના ઉદ્દગાર કહીએ તો:—

"કોંગ્રેસ ગંગામાતા! મ્હારો નહિ પણ એ ત્હારોજ પુત્ર છે. માતા, તમે એનું જતન કરજો. એ બાળકને કદી પણ દૂર કરશો નહિ."

ઉપરોક્ત ઉદ્દગાર કહેતાં મોતીલાલજીનું હૃદય ગદ્દગદ્દ થઇ ગયું. પોતાના અધ્યક્ષ સ્થાનનો ત્યાગ કરી તેઓ નજીકમાં જઈ બેઠા. બીજી બાજુ જવાહરલાલ ઉભા થઈ અધ્યક્ષની ખુરસી તરફ કંઈક સંકોચ-પૂર્વક જવા લાગ્યા. એટલામાં પંડિતજીનાં વૃદ્ધ માતુશ્રી ઉઠીને આગળ આવ્યાં. તેમનાથી રહેવાયું નહિ તેથી ઉતાવળે ઉતાવળે પુત્રના મુખ પર હાથ ફેરવ્યો અને નજર ન લાગે તે માટે જુની પદ્ધતિ પ્રમાણે આંગળીઓના કડાકા ફોડ્યા. સર્વ સભાજનો તે પ્રસંગ વિશેષ સહૃદયતાથી નિહાળતા હતા. એટલામાં પંડિતજીએ તેમનો હાથ તરછોડી કહ્યું કે: "ये क्या पागल जैसी करती हो।"

એમ થવાથી ગંભીર પ્રસંગ ઉપસ્થિત થયો. વૃદ્ધ અને પ્રેમાળ માતુશ્રીને ભરસભામાં અપમાન થવા જેવું જણાયું. પંડિતજીએ આ પ્રમાણે ઘરનાં મનુષ્ય સાથે પોતાનું કૌતુક કરવું જોઈતું ન હતું. પિતાની પાછળ પુત્ર કોંગ્રેસની ગાદી ઉપર આવે અને માતુશ્રી ગદ્દગદ્દ કંઠે તેને અભિનંદન આપે તેથી જવાહરલાલની મત્સરયુક્ત દ્રષ્ટિને શું થઈ આવ્યું હશે ? કોંગ્રેસમાં વંશ પરંપરા નિર્માણ થવાથી શું તેનું પ્રતિનિધિત્વ સ્વરૂપ નષ્ટ થાય છે કે ? જવાહરલાલજી એટલે લોકરાજ્યના પક્કા બેલી. તેમણે મોતીલાલજી પછી અધ્યક્ષ સ્થાન સ્વિકાર્યું હતું તે માત્ર કર્તવ્ય બુદ્ધિથીજ. એ સ્થીતિમાં પોતાની નિમણૂકમાં કુલ ગૌરવની ગંધ આવે નહિ તે માટેજ તેમણે માતુશ્રીનો હાથ તરછોડી નાંખ્યો હતો. માતુશ્રીનું અપમાન કરવા જેવી વૃત્તિ પંડિતજીમાં જરા પણ નહોતી અને તે હોય પણ કેમ ? તેમની સર્વ શ્રદ્ધાનું સ્થાન માતુશ્રી જ હતાં. મ્હોટી વયમાં થાકેલા પાકેલા ઘેર આવ્યા પછી જેના ખોળામાં વ્હાલથી આળોટતા હતા તે માતુશ્રીનો પવિત્ર હાથ પંડિતજી તરછોડી નાંખે એ શક્ય જ નહોતું પરંતુ તેમનો હાથ તરછોડી નાંખવાથી ઉપરોક્ત જેવો પ્રસંગ ઉપસ્થિત થયો હતો, તે કૃત્ય કોઈને ગમ્યું નહિ ! મોતીલાલજીનું મન આજે તદ્દન મૃદુ થયું હતું, તેમાં એ પ્રસંગે ઉમેરો કર્યો. સભા તટસ્થ રહી હતી. એટલામાં રાષ્ટ્રની અણિને પ્રસંગે જેની બુદ્ધિ પ્રસંગ નિભાવી લેતી આવી છે તે ગાંધીજીનું સુપ્રસિદ્ધ નિર્મળ હાસ્ય આ પ્રસંગે ઉપયોગી થઈ પડયું. પુત્રે હાથ તરછોડી નાખવાથી માતા ગંભીર થતાં ન થતાં જ ગાંધીજીએ મ્હોટેથી હાસ્ય કર્યું. બસ, થયું. જ્યાં ત્યાં હાસ્યની લહરો ઉત્પન્ન થઇ. પંડિતજી પણ ખડખડ હસ્યા, તેમ થવાથી મધુર વાતાવરણ પ્રસરી રહ્યું. સમયજ્ઞ પુરૂષનો એકજ શબ્દ, એકાદ વૃતિ કિંવા ગાંધીજી જેવાનું ગંભીર હાસ્ય પ્રસંગને કેવો પલટાવી નાંખે છે તેનું એ દ્દષ્ટાંત છે.

સીતાની શોધ કરવા નિકળેલી વાનરસેના દક્ષિણ સમુદ્ર પર

આવ્યા પછી સો યોજન કુદકો મારી પેલે પાર જવાનો પ્રસંગ ઉદ્‌ભવ્યો હતો તેનું વર્ણન રામાયણમાં અતિ સુંદર રીતે થયું છે. કોઈ વાનર કહેતું કેઃ હું દશ યોજન કુદી શકું છું. કોઈ વિશ યોજન કુદવાની હિમ્મત કરતું. કોઇએ પચાશ યોજન કુદવાની હામ બીડી, કોઈએ એંશી યોજન કુદવાનું ધૈર્ય બતાવ્યું. કોઇએ એકસો યોજન કુદવાનું બીડું ઝડપ્યું પરંતુ પરંતુ પાછા આવવાની શક્તિ રહેશે નહિ એવા ઉદ્‌ગાર કાઢ્યા. તેજ પ્રમાણે લાહોરમાં સરકારનો સામનો કરવાનું ઠર્યું. પરંતુ એ વિરોચિત પ્રસંગને ઉચિત હોય એવી યોજના કોઈની પાસે ન હતી. અંતે " बुद्धिमताम् वरिष्ठं । " એવા મહાત્માજીને સેનાપતિપદની સોપારી આપવાનો ઠરાવ પસાર થયો.

લાહોર કોંગ્રેસમાં સ્વાતંત્ર્યનો ઠરાવ ૩૧મી ડિસેમ્બરે રાત્રિના બાર વાગે થયો. કેટલાકે વૉઇસરાયનો અનુકૂલ ઉત્તર આવવાની પાગલ આશા રાખી હતી. તે નિષ્ફળ નિવડતાં જ સ્વાતંત્ર્યની ઘોષણા કરીને પંડિતજી પ્રતિનિધિ સહિત મંડપ બહાર આવ્યા અને તેમણે સ્વતંત્રતાનો ઝંડો ફરકાવ્યો. જૂનું વર્ષ પુરૂં થઈ નવું બેસવાનો તે સંધિ કાલ હતો. એ સમયે પંડિતજીએ જનતાને જાહેર કર્યું કેઃ " આ ઝંડો ઉંચો રાખવો એ તમારૂં કાર્ય છે." ગુલામગિરિમાં પડેલા એક મહાન્ રાષ્ટ્રને એક ઝંડા નીચે એકત્ર કરવાનો કોંગ્રેસે પચાશ વર્ષથી જે પ્રયત્ન કર્યો હતો તેની સંપૂર્ણતા આજના ઠરાવથી થતી હતી. એ ઐતિહાસિક પ્રસંગનાં જેણે દર્શન કર્યાં છે તેને ધન્ય છે.

લાહોરમાં સ્વતંત્ર્યનો ઠરાવ પસાર થયા પછી રાષ્ટ્રનું ઉચ્ચ ધ્યેય આ વિશાળ દેશના ખૂણે ખૂણામાં પ્રસરી જાય તે માટે તા. ૨૬ જાનેવારીનો દિવસ સર્વ રાષ્ટ્રે " સ્વાતંત્ર્ય દીન " તરીકે પાળવાની અધ્યક્ષે આજ્ઞા ફરમાવી. એ સમયથી જ એવા તહેવારના દિવસો સેતુબંધથી હિમાચલ સુધી એકજ સમયે પાળવાનો રિવાજ પ્રચલિત થયો. રાજા કોણ? જેના એક જ શબ્દોચ્ચારથી સૈન્યની

હિલચાલ થાય છે તે. એ સિદ્ધાંત પ્રમાણે અમારા રાષ્ટ્રપતિની આજ્ઞા થતાંજ દેશને ખૂણે ખોચરે સ્વાતંત્ર્યનો જયઘોષ થઇ રહ્યો.

એ પ્રસંગ પ્રત્યે બે વ્યક્તિ લક્ષ્યપૂર્વક નિહાળતાં હતા. એક યમુના નદિ પરના દિલ્હીપતિ વોઇસિરાય અને બીજો સાબરમતીના કિનારા પરનો "નગ્ન ફકીર." પ્રસંગ એકજ પરંતુ તેણે બે ભાવનાઓ નિર્માણ કરી. હિંદુસ્થાન આપણા તાબામાં છે ત્યાં સુધીજ આપણું સામ્રાજ્ય છે, એવું માનનાર રાજ્યપ્રતિનિધિ સમજ્યા કે: સ્વતંત્રતાની ઘોષણા એટલે સામ્રાજ્યના "રામ બોલો જ" સમજવા. નિરાશા, સંભ્રમ અને ભય. એ ભાવના વોઇસરાયના મહેલમાં પ્રસરી હતી. તેથી ઉલટું સાબરમતીના આશ્રમમાં ચિંતામુક્ત થવાનો નિશ્વાસ મુકાયો. કારણ કે સ્વાતંત્ર્યનો ઠરાવ પોતે પસાર કર્યો પરંતુ રાષ્ટ્ર તેને કેટલો સ્વીકારે છે એ પ્રશ્ન મહાત્માજી સમક્ષ ઉભો જ હતો. સ્વાતંત્ર્યની ઘોષણાનો સર્વત્ર પ્રતિધ્વનિ ઉલટવા સાથે જ:—

"શાંત મહોદધિ ઉપર ઉત્સાહની લહરો પ્રસરી રહી." શું તે ઉત્સાહ અશાંતતાનો હતો? તે ગાંધીજીનો ઉત્સાહ હતો. મૃતક દેહને જીવતો કરી તેને હાથે સરત સાથે યુદ્ધ કરાવવાનું જેનામાં સામર્થ્ય છે તેજ ગાંધીજીના શરીરમાં ઉત્સાહનો સંચાર થયો. જેણે આફ્રિકામાં મજૂરોનું સંગઠન કર્યું અને તેમના દ્વારા સત્યાગ્રહ કરાવી ત્યાંની સરકારને નમવાની ફરજ પાડી તેજ ગાંધીજીનો તે ઉત્સાહ હતો. જેણે અસહયોગની ચળવળથી હિંદુસ્થાનનો ભૂભાગ હચમચાવી મૂકયો, અને રાષ્ટ્રના વિચારવંત પુરૂષોને જેણે ભૂકંપના ધક્કા દીધા એજ ગાંધીજીનો તે ઉત્સાહ હતો.

સાબરમતીના કિનારા ઉપર બેસી હમણાં એક "નગ્ન ફકીર" નિ:શસ્ત્ર યુદ્ધની તૈયારી કરતો હતો. તે અતિ વિશાળ યુદ્ધસામગ્રીથી સુસજ્જ એવા જગતના બળવાન સામ્રાજ્ય સાથે સામનો કરવા માટે હતું. એ દષ્ય જગતને અદ્ભૂત લાગતું હતું, તેથીજ છપ્પન દેશના પ્રતિનિધિ સાબરમતીને કિનારે એ ચમતકાર જોવા એકત્ર થયા હતા.

એક તરફ તોપો, બંદુકો અને વિમાનો ત્યારે બીજી તરફ એક પણ હથિયાર ન હતું. એક તરફ વૈર, અસૂયા ઇત્યાદિ ભાવનાનું સમ્મિલન ત્યારે બીજી તરફ અહિંસક અને શમપ્રધાન વૃત્તિ હતી. એક તરફ બીજાને લુંટી લઈ તેના ઉપર જીવવાની ઇચ્છા ત્યારે બીજી તરફ દરિદ્રનારાયણની ચિંતા. એવું અપૂર્વ યુદ્ધ ગાંધીજી શરૂ કરવાના હતા. ગાંધીજીએ પૂર્ણ વિચાર કર્યા પછી પોતાના સૈનિકો સહિત વૉઇસરાયના મહેલ તરફ ગમન કરવાનો વિચાર વર્કિંગ કમીટીને જણાવ્યો પરંતુ એ સાહસિક વિચારને કોઇની સમ્મતિ મળી નહિ. ત્યારે તેમણે મીઠાનો કાયદો તોડવાનો વિચાર સૂચવ્યો. પુષ્કળ ચર્ચા થયા પછી તેને સમ્મતિ આપવામાં આવી. મ્હોટાની વાત જ ન્યારી! તેઓ જે વિષય હાથમાં લે છે તેમાં તેઓ ચૈતન્ય ઉત્પન્ન કરે છે. તિલકના પહેલાં મદ્યપાન નિષેધની ચળવળ ઘણા દિવસ સુધી ચાલી હતી પરંતુ તે સર્વ નિરર્થક. તેમાં કાંઈ ચૈતન્ય પ્રેરાતું ન હતું, તેજ ચળવળ જ્યારે તિલકે હાથમાં લીધી ત્યારે તેમાં કેવો ખળભળાટ થઈ રહ્યો હતો. એ ૧૯૦૮ના દિવસો જેણે જોયા છે તેજ કહી શકશે. અતિ આનંદજનક ગણપતી ઉત્સવનું કાર્ય તિલકે પોતાના હાથમાં લઈ સરકારનું દિલ તેમણે હચમચાવી મૂકયું હતું. મ્હોટા મનુષ્યોની પ્રકૃતિમાંજ ચૈતન્ય હોય છે તેથી તેઓ જે વિષયને હાથનો સ્પર્શ કરે છે તે ચૈતન્યમય બની જાય છે. મીઠાના પ્રશ્નમાં પ્રથમ દર્શન કરતાં મનમાં ન આવે એવું કલ્પનાતીત ચૈતન્ય ગાંધીજીએ એ પ્રમાણેજ ઉત્પન્ન કર્યું હતું.

મીઠાનો કાયદો તોડવા ગાંધીજી સાબરમતીના આશ્રમને હમેશને માટે રામરામ કરી બહાર નીકળ્યા હતા તે એકલા બહાર નિકળ્યા નહોતા. હિંદુસ્થાનની સર્વ સાત્વિક દૃષ્ટિનો સુમેળ લઇને જ ગાંધીજી બહાર નીકળ્યા હતા. તેમણે કહ્યું હતું કે :

" સત્ કવિઓ જેના ગાન કરે એવું આજે સર્વત્ર થશે.'

——(૦)——

## પ્રકરણ ૧૭ મું.

## સ્વાતંત્ર્ય યજ્ઞનો હોમકુંડ.

લાહોર કોંગ્રેસ સંપૂર્ણ કરીને પંડિતજી અલ્લાહાબાદ આવ્યા તે સમયે પ્રયાગમાં કુંભમેળાની યાત્રા ભરાઈ હતી. ગંગા-સ્નાન કરવા આવેલા યાત્રાળુઓ આનંદ ભવનની યાત્રા કર્યા સિવાય પાછા ફરતા નહોતા. એનો અર્થ એજ કે સમય બદલાયો હતો. શ્રી ગંગામાતાનું માહાત્મ્ય કોંગ્રેસ માતાને પ્રાપ્ત થયું હતું. જનસમુદાયના ટોળેટોળાં આનંદભવનમાં આવતાં હતાં અને પંડિતજી બહાર આવી તેમને કોંગ્રેસનો સંદેશો કહી સંભળાવતા હતા. તેમ કરતાં તેમને થાક લાગતો ત્યારે સર્વને નમસ્કાર કરીને થોભી જવાની ફરજ પડતી પરંતુ તેને પણ મર્યાદા હતી. નમસ્કાર કરવા આવેલી શ્રીકૃષ્ણની પત્નિઓને આશિર્વાદ દેતાં દેતાં અંતે સુદામાજીનું ગળું બેસી જવાની તૈયારી થઈ હતી,' એ શાસ્ત્ર વર્ણનનો થોડો અનુભવ આ સમયે આપણા રાષ્ટ્રપતિને થયો હતો.

યુદ્ધ આરંભ કરતાં પહેલાં ગાંધીજીએ નમ્રતા દર્શાવવા જેવો એક પત્ર વોઇસરાયને લખ્યો હતો પરંતુ તેનો કાંઈ ઉપયોગ થયો નહિ. એ પછી ગાંધીજી પોતાનું સૈન્ય લઈને દાંડીની યાત્રાએ નિકળ્યા. અમદાવાદમાં ઓલ ઇંડિયા કોંગ્રેસ કમિટીની સભા ભરીને અધ્યક્ષને યુદ્ધ સમયની સર્વ સત્તા આપવામાં આવી. એટલે સમિતીના સભાસદો કેદખાનાની યાત્રા માટે બળ પ્રાપ્ત કરવા તુરતજ પોતપોતાને ઘેર ગયા.

## આનંદભવનનું સ્વરાજ્યભવન થયું.

આ યુદ્ધ ખૂબ જોરપૂર્વક કરવાનો નિશ્ચય કરી આગેવાનો બહાર નિકળ્યા હતા. ગાંધીજીએ આશ્રમનો ત્યાગ કર્યો તે સાથે જ મોતીલાલજીએ રાજ્ય ઐશ્વર્યથી ભરપૂર શૃંગારેલું પોતાનું "આનંદ-ભવન" કોંગ્રેસને ચરણે અર્પણ કરી તેનું નામ "સ્વરાજ્ય ભવન" પાડ્યું.

જૂવો તો ખરા! કેવી ગમ્મતની વાત! ચાળીશ વર્ષ પૂર્વે આયુષ્યનું ધ્યેય મનમાન્યા પૈસા મેળવી ઉચ્ચ દરજ્જાનો વિલાસ ભોગવવાનો નિશ્ચય કરી જેમણે પોતાના નિવાસ સ્થાનનું નામ "આનંદભવન" રાખ્યું હતું તે જ મનુષ્ય આજે આયુષ્યના અંતીમ વિભાગમાં આયુષ્યનું ધ્યેય સ્વરાજ્ય ઠરાવે છે! એનાં કારણો માત્ર દેશની પરિસ્થિતિ અને ગાંધીજીની મોહિની જ હતાં, અને ત્રીજું જબરદસ્ત કારણ પુત્રની સ્વાતંત્ર્ય લાલસા હતું. આનંદ ઉપભોગ-માંથી પિતાને સ્વરાજ્યની ચળવળમાં આકર્ષી જનાર પુત્રને ધન્ય નહિં કે? આનંદભવનની સુધારણામાં મોતીલાલજીએ કેટલાક દિવસો વિતાવ્યા હતા. તેની પાછળ કેટલા પૈસા ખર્ચાયા તેનો હિસાબ નથી. એવું પોતાના વિશ્રામનું વિલાસ મંદિર પંડિતજીએ દેશને અર્પણ કરી દીધા પછી જ સ્વાતંત્ર્ય યુદ્ધના યજ્ઞની દિક્ષા લીધી. વિલાસી વૃત્તિ સ્વરાજ્યનિષ્ઠ થઈ એ દર્શાવનાર હોવાથી એ બક્ષિસને ગૌરવ પ્રાપ્ત થશે.

દાંડી યાત્રા પરિપૂર્ણ કરીને ગાંધીજીએ મીઠાનો કાયદો તોડ્યો અને રાષ્ટ્રને તે તોડવા માટે આજ્ઞા ફરમાવી. તે સમયે કદંબ વૃક્ષની કળીઓ જેમ એકદમ વિકાસ પામે છે કિંવા વિજળીગૃહનું બટન દાબતાં જ શહેરના હજારો દીપક જેમ એકજ સમયે પ્રકટે છે, તે જ પ્રમાણે સર્વ સ્થળની જનતાનાં અંતઃકરણ કમ્પાયમાન થઇ સપાટા-બંધ સર્વત્ર કાયદા ભંગ થવા માંડ્યો. પંડિતજીના ઘરની સ્ત્રીઓએ

સ્વયંસેવક તરીકે પોતાનાં નામ અગાઉથી જ નોંધાવ્યાં હતાં. તેમણે પોતે ગેરકાયદેસર મીઠું તૈયાર કરી વેચ્યું. તુરત જ તેમને કેદ કર્યાં અને શિક્ષા પણ થઈ.

## પુનશ્ચ યાત્રા.

મિઠાના કાયદાનો ભંગ કરવાથી રાષ્ટ્રપતિને શિક્ષા થયા પછી અધ્યક્ષપદની ધૂંસરી પુનશ્ચ મોતીલાલજીને ગ્રહણ કરવી પડી. આ સમયે વૃદ્ધાવસ્થાને લીધે મોતીલાલજી અશક્ત થયા હતા કે: "વૃદ્ધ-તરૂણ ભીષ્મ અને અર્જુન રણમાં ઓછાવત્તા ન હતા." તે જ પ્રમાણે તરૂણ પુત્રની પાછળ તેમના વૃદ્ધ પિતાએ ચલાવેલું યુદ્ધ દારૂણ જણાવા લાગ્યું. વચમાં તેઓ મુંબઈનો પ્રવાસ કરી આવ્યા. ત્યાં જઈ કંઈક મંદ પડેલા પરદેશી માલ પરનો બહિષ્કાર સુદૃઢ કર્યો. એ અથડામણમાં તેઓ બિમાર પડી ઘેર આવ્યા કે તુરત જ તેમના ઉપર કેસ મંડાયો અને તેમને શિક્ષા થઈ. પિતા પુત્રનો પુનઃ મેળાપ કેદખાનામાં થયો.

એ સમયે પંડિતજીની માતા અને ભગિની તાપ તડકામાં પગે ચાલતાં કાપડની દુકાનો પર પિકેટીંગ કરતાં હતાં. કમળાદેવીએ કાયદાભંગની સંઘટના એવી સુંદર ચલાવી હતી કે: તે જોઈ મોતીલાલજીને પોતાની પુત્રવધુએ "કુળને દિપાવ્યું" એમ લાગતું હતું. પરંતુ તાપમાં પુત્રી ઇંદિરા ઘર બહાર રસ્તામાં નિકળતાં જ વૃદ્ધ મોતીલાલજી ગંભીર સ્વરે કહેતા કે: "ઇંદિરા? આટલા સખ્ત તાપમાં ક્યાં જાય છે?"

તેમનો એવો નાખુશીનો અવાજ સાંભળતાં જ તરૂણ કન્યાઓ ઝપાટાબંધ ઘરમાં ક્યાંની ક્યાં સંતાઈ બેસતી, અને દાદાજી ક્યાંક બહાર જતાં જ ઇંદિરાને આગળ લઈ અન્ય સ્ત્રીઓ પણ બહાર

નીકળતી. મંડનમિશ્રના ઘરની સર્વ સ્ત્રીઓ જેમ તત્ત્વજ્ઞાનની ચર્ચામાં ગુંથાઇ રહેતી, એટલું જ નહિં પણ તેમના ઘરની દાસી શુકસારિકા પણ “સ્વતઃ પ્રમાણ, પરતઃ પ્રમાણ”ની ચર્ચા ચલાવતી એમ કહેવાય છે. અર્થાત્ આનંદભવનના સર્વ મનુષ્યોએ આજે યજ્ઞની દિક્ષા લીધી હતી. ત્યાગ કરવામાં કોઈ કોઇથી હારી જાય એમ ન હતું. એક તરફ વૃદ્ધ મોતીલાલજી યુદ્ધનો નકશો તૈયાર કરવામાં તલ્લીન હતા ત્યારે તેમનાં સહ ધર્મચારિણી સખ્ત તાપમાં પિકેટીંગ કરવા માટે સુસજ્જ હતાં. જે નાજુક ગોરવર્ણ સુંદર શરીર મોટર સિવાય કયાંય બહાર નીકળતું નહોતું, તેઓ માત્ર મસ્તક પર ઓઢણું ઓઢી સખ્ત તાપમાં દુકાનો પર પિકેટીંગ કરવા જતાં. થોડી મહેનત કરતાં જેમનું શરીર થાકી જતું તે રાષ્ટ્રપતિનાં પત્ની કમળાદેવી સ્વયં-સેવકોનું સંગઠન કરી રાત્ર મધરાત્ર અને ખાવા પિવા તરફ જોતાં નહિં. ભરતકામમાં જેઓ એક બીજાની સરસાઇ કરતાં તે નણંદ ભોજાઈ આજે કોણ સ્વયંસેવક વધારે નોંધે છે તેની સરસાઈ કરી હાથપગ થકવી નાખતાં હતાં. એક સમયે દિવાળીના દિવસોમાં મોતીલાલજીને ઘેર દિપકોની જ્યોતિ પ્રકટેલી જણાતી હતી તે જ મહાલય આજે અનેક મનુષ્યોરૂપી દિપકથી પ્રકાશિત થઈ રહ્યું હતું. નેહરૂ કુટુંબના ઘરમાં ત્યાગવૃત્તિનો જ્યોતિ પ્રકટવા સાથે જ દેશમાં સર્વત્ર અસંખ્ય ઘરમાં તે જ જ્યોતિ પ્રકાશિત થઇ રહી હતી. એ સર્વ હકિગત કેદખાનામાં પંડિતજીના સાંભળવામાં આવતી હતી તેથી તેમની વૃત્તિ આનંદ અને અભિમાનથી પ્રફુલ્લિત થતી હતી. સુભાષિતનો ખરો અર્થ આવે પ્રસંગે જ સમજાય છે. એક પુત્રદ્વારા સર્વ કુટુંબ કેવી રીતે પવિત્ર થાય છે તે પંડિતજીના ચરિત્ર ઉપરથી સમજી શકાય છે.

પિતા કેદખાનામાં આવ્યા ત્યારથી પુત્ર તેમની સેવામાં જ સમય વ્યતીત કરતો. પિતાની ઓરડી સાફ કરતા. તેમનાં વસ્ત્રો ધોઇ લાવતા, વ્હાલમાં ઉછરેલા પુત્રો પિતાની સેવા ક્વચિત જ કરે છે.

તેમાં પણ જો તે શ્રીમંતના પુત્રો હોય તો કંઈ કહેવાનું જ નહિ. પરંતુ સાચુ શ્રીમંતપણું આળસુ કિંવા અવિનયી હોતું નથી. ઇતિહાસ કહે છે કે: "શહાજી મહારાજની પાલખી સાથે શિવાજી મહારાજ ગુપચુપ ચાલ્યા કરતા હતા." કોઈ પણ મનુષ્ય સેવાથી અને વિનયથી જગજાહેર થાય છે, અર્થાત્ વિકાસ પામે છે.

## હોમકુંડ પર જળપ્રવાહ.

સ્વાતંત્ર્ય યજ્ઞ શરૂ થયા પછી રણશિંગાના લલકારની સાથે જ અનેક વખત જાણતાં અજાણતાં પણ સલાહ–સંપની વાટાઘાટ સાંભળવામાં આવે છે. હિંદુસ્થાનના બે સુપ્રસિદ્ધ કાયદા શાસ્ત્રીઓએ કોંગ્રેસ અને સરકાર વચ્ચે સલાહ–સંપ કરાવવાના સદ્‌હેતુથી આ સમયે જ પ્રયત્ન શરૂ કર્યો. એ બન્ને વિદ્વાનો એક વખત મોતીલાલજીને કેદખાનામાં જઇ મળતા અને તેમનું કહેવું ગાંધીજીને યરવડાની જેલમાં જઈ કહેતા. પુનઃ સરકારની પરવાનગીથી બન્નેની ભેટ કરાવી તેમને સલાહ–સંપની સરતો પૂછવામાં આવતી. વર્કિંગ કમીટીના સભાસદોને પણ એકત્ર કરી વિચાર વિનિમયની સંધિ આપવામાં આવી હતી, પરંતુ તેથી કંઈ નિર્ણય થઇ શકયો નહિ. કારણ કે: સરકારને કોઇ પણ એક બાબત નિશ્ચિતપણે કબુલ કરવી ન હતી. તેથી શબ્દ કરતાં જે કાંઈ મળવાનું હોય તે મળવા ઉપર જ ગાંધીજીનો આધાર હતો. તેમણે સ્વતંત્રતાનો સાર અગિયાર માંગણીમાં જણાવ્યો હતો. પંડિતજી કહેતા કે: "એ અગિઆર મુદ્દામાં સ્વતંત્રતાનો સાર આવી જતો હોય તો પણ સ્વતંત્રતાનું ધ્યેય રાષ્ટ્ર સમક્ષથી હલાવવું નહિ, અર્થાત્ દૂર કરવું નહિ."

મોતીલાલજી કહેતા કે: "સન્માનપૂર્વક સરકાર હાથ લંબાવતી હોય તો આપણે તે હાથ તરછોડવો નહિ." એ ત્રણેના વિચાર આ પ્રમાણે ભિન્નભિન્ન હતા તો પણ તેઓ એક જ અભિપ્રાય પ્રમાણે

વર્તનાર હતા, તેમજ સરકારની ભૂલથાપમાં ફસાઈ જાય તેવા ન હતા. આ વાટાઘાટમાં પ્રત્યક્ષની દૃષ્ટિએ કાંઇ હાથ આવ્યું નહિ, પરંતુ એક નૈતિક લાભ થયો. સરકાર આજ પર્યંત જનતાના આગેવાનોને તુચ્છ સમજતી હતી. ગીતા રહસ્ય લખવા માટે લો. તિલકને ખડિયો કલમ મળી શકયાં નહોતાં, પરંતુ આજે તે જ સરકાર સ્પેશ્યલ ટ્રેન દોડાવીને કેદખાનાના આગેવાનોની મુલાકાત કરાવી આપતી હતી, અને એક રાજાના જેવી તેમની બરદાસ્ત કરતી હતી. એનો અર્થ એ જ કે: સરકાર ઉપર લોકમતનો પ્રભાવ પડવા લાગ્યો હતો. એ વાટાઘાટથી જનતા ઉપરનો સરકારનો ભય ઉડી ગયો હતો. સરકારનું સર્વ સામર્થ્ય અને ત્રાસ કેદખાનામાં જણાઈ આવતો, તેથી એવે સ્થળે આગેવાનોની રાજદ્વારી મસલત ખુલ્લા અંતઃકરણથી થાય છે અને તેમનો મિજાજ ઠેકાણે રાખવામાં આવે છે, એ જોતાં જ લોકો બૂમો પાડવા લાગ્યા કે: " થોડે દિનમે ગાંધીરાજ. "

## " पुनरपि जननं पुनरपि मरणं । "

**યરવડાની** વાટાઘાટ પછી તુરત જ મોતીલાલજીની પ્રકૃતિ બગડી તેથી સરકારે તેમને મુક્ત કરવા પડયા. એ જ સમયે વર્તમાન પત્રોમાં " મોતીલાલજી બિમાર હોવાથી સરકારે તેમને મુક્ત કરવા જોઈએ. " એવી સુચના પ્રકટ થઈ. તે પરથી તેમણે ઉશ્કેરાઇ વાઈસિરોયને તાર કર્યો કે: " મહેરબાની કરવાને ખાતર મને છોડશો નહિ. " પરંતુ અંતે સરકારે તેમને છોડી દીધા. પંડિતજી પણ પોતાની શિક્ષાની મુદત પૂરી કરી સત્વર બહાર આવ્યા. તેઓ જાણતા હતા કે: સરકાર આપણને વિશેષ દિવસ પર્યંત સ્વતંત્રતા ભોગવવા દેશે નહિ, તેથી તેમણે કર–બંધીની ચળવળમાં તત્કાળ હાથ નાંખ્યો.

સંયુક્ત પ્રાંતમાં ખેડુતોની સ્થીતિ ઘણી બેહાલ હતી. તેમનામાં સંગઠન હતું. તેમનો ઉત્સાહ વૃદ્ધિ પામતો હતો. કર–બંધીની ચળવળ તેમણે તે જ વખતે ઉપાડી લીધી.

હડતાલ, સરઘસ વગેરે વિષયોથી હવે લોકોમાં ઉત્સાહ ઉત્પન્ન થતો ન હતો. એ તો તેમનો નિત્ય પરિચયનો વિષય થઇ પડ્યો હતો. સરકાર અને જમીનદાર બન્ને કર–બંધીનો વિરોધ કરશે અને ખેડુત વર્ગને ઝૂડી નાંખશે એવું પણ જોવામાં આવતું હતું. તેથી ખેડુત અને જમીનદાર બન્ને પુરતી કર–બંધીની ચર્ચા વ્યાપક કરવામાં આવી. પોતાના સહકારીઓ સાથે કર–બંધીની ચર્ચા કરીને પંડિતજી પિતાને મળવા મસુરી ગયા. ત્યાં તેમણે અતિ સુખ શાંતિમાં ફક્ત ત્રણ જ દિવસ ગાળ્યા. પિતાનું સ્વાસ્થ્ય ઠીક થતું હતું. ત્યાંની હવા આલ્હાદકારક હતી. ઘરમાં પ્રેમીજનોનો સહવાસ હતો. કર્તવ્યના અખાડામાં જે જવાહરલાલ વજ્ર કરતાં કઠિન જણાતા તે જ ઘેર આવ્યા પછી એકાદ હરણના ન્હાના બચ્ચા જેવા ગરીબ બની જતા. આનંદપૂર્વક ઘરના મનુષ્યોની હાસ્ય–મશ્કરી કરતા. બ્હેન કહેતાં કે: “ચાલો, રાષ્ટ્રપતિ ચાહ પીવા.” એટલામાં જ બીજી કહેતી કે: “અરે! એ તો ત્યાગમૂર્તિ છે. તે હવે ચાહ શા માટે લેશે?” એટલામાં જ કમળાદેવી નણંદોનો પક્ષ લઇ બોલતાં કે: “જનચિત્ત ચકોરને ચાહ શા માટે જોઇએ? તેઓ તો જનતાના પ્રેમ પર જ જીવન ધારણ કરી રહ્યા છે.” આવી ઠઠ્ઠા મશ્કરી શરૂ થતાં જ સ્વરૂપરાણી ગુસ્સે થતાં અને કહેતાં કે: “અરે! તમે નકામાં એની પાછળ કેમ પડયાં છો?” આવી મશ્કરી પિતા સમક્ષ પણ કરવામાં આવતી. પછી ઇંદિરા ચાહનો કપ હાથમાં લેતાં અને કહેતાં કે: “આપણા રાષ્ટ્રપતિને હું આ સ્વદેશી ચાહનો કપ અર્પણ કરૂં છું. તે તેમણે સુમિષ્ટ માની લેવો.” પછી પિતા પુત્રીને કહેતા કે: “ઇંદિરા બાઇ, ચાહ સુમિષ્ટ માની લેવાનો અર્થ એ થાય છે કે ચાહમાં સાકર નાંખી નહિ હોય?” આવા રમ્ય વિનોદ સમયે મોતીલાલજી ફક્ત મંદ સ્મિત કરતા તેમાં સામીલ થતા.

એ થોડા કલાકના ગૃહ સૌખ્યને સમયે તેમની ન્હાની સુમિષ્ટ ભાણેજે રાષ્ટ્રીય ઝંડો લઇ સરઘસ કાઢવાની હઠ કરી. તે

રાષ્ટ્રીય ઝંડો લઈ બહાર ગઈ. તેની પાછળ બીજી ન્હાની કન્યાઓ બહાર ગઈ. તેની પાછળ જવાહરલાલજી ચાલતા. આવું સરઘસ મસુરીના તેમના બંગલા આગળ વિશેષ ગંભીરતાપૂર્વકઃ "ઝંડા ઉંચા રહે હમારા" એવા શબ્દોચ્ચાર કરતું નિકળતું. કેવા અર્થ-ભરિત શબ્દો તે કન્યાઓ બોલતી હતી! નેહરૂ કુટુંબે પોતાની કૃત્તિથી ખરેખર પોતાનો ઝંડો ઉંચો રાખ્યો છે. ન્હાનાં ન્હાનાં બાળકોમાં ઉચ્ચ અને પુખ્ત વયના જવાહરલાલને બોલતાં ચાલતાં જોતાં જ સર્વ વનજંગલને કમ્પાવી નાંખનાર વનરાજ પોતાનાં બાળકો સાથે રમતો હોય એવું જણાતું. જેની માત્ર હિલચાલથી જ હિંદુસ્થાન સરકારના રાજદ્વારી ખાતામાં ગરબડ ઉડી રહેતી તે જવાહરલાલને સૌમ્ય મુખમુદ્રા ધારણ કરી આવી લીલામાં સામીલ થયેલા જોવા એ સદ્ભાગ્યનું લક્ષણ નથી? થોડી ઘડીનું તે સ્વર્ગીય ગૃહ સુખ ભોગવી પંડિતજી કર-બંધીની ચળવળ માટે મસુરીથી નિકળ્યા. એનો અર્થ એ હતો કે એક બે દિવસમાં જ પુનઃ તેઓ કેદખાનામાં જશે અને તે પણ દીર્ઘકાળ પર્યંત. ઘણા દિવસનું કેદ-ખાનુ ભોગવ્યા પછી તેઓ માત્ર ત્રણ દિવસ જ સ્વજનોમાં રહ્યા હતા. આ પ્રમાણે ઘરની માયા તોડી નાંખી પુનઃ કેદખાનામાં જવાની તૈયારી કરવી એ માટે કેવા કઠિન કર્મયોગની વૃત્તિ આવસ્યક છે? પંડિતજી મસુરીથી નિકળ્યા તે જ વખતે અતિશય પરિશ્રમથી થાકેલી તેમની પતિવ્રતા પત્ની સાવિત્રી પણ તેમની સાથે જ નીકળી. પૂર્વે વનવાસમાં પતિની સાથે જ પત્નીને પણ રહેવાનું મળતું. પરંતુ આપણી આધુનિક સીતા—સાવિત્રીને પતિ સાથે માત્ર કેદખાનાના દરવાજા પર્યંત જવાનું પ્રાપ્ત થતું. કેદખાનામાં પતિપત્નિ બન્નેને કદી પણ એકત્ર રાખતા નથી. કંઇક બિમાર થયેલી કમળાને જવા-હરલાલ પોતાની સાથે લઈ જવા ખુશી નહોતા પરન્તુ તેમની હઠ જોઈને સત્યવાનની પેઠે તેમણે કહ્યુંઃ "હે સાધ્વી! તમારે આવવું હોય તો પ્રથમ તમારા વૃદ્ધ સ્વસુરને પૂછીને આવો."

કમળાદેવી સસરાની રજા લેવા ગયાં ત્યારે તેમણે કહ્યું કેઃ "કાંઈ અડચણ નહિ. આ વખત તમે એની સાથે રહો એજ સારૂં છે." વૃદ્ધે તેમને જવાની રજા આપી ખરી પરંતુ પછી તેમનાથી મસુરી રહેવાય તેમ ન હતું. મોતીલાલજીની પ્રકૃતિ સારી થવાને માર્ગે વળી હતી. વિશ્રાંતિની અત્યંત આવશ્યક્તા હતી. ઉત્તમ હવાનો મોહ છુટતો ન હતો. પરંતુ રામ જ્યારે વનવાસ ગયા ત્યારે તેમના પિતા દશરથ દિવાના જેવા થઈ તેમની પાછળ દોડ્યા હતા તેજ પ્રમાણે મોતીલાલજી પુત્રની પાછળજ નિકળ્યા. મોતીલાલજી અલાહાબાદ આવ્યા. તે વખત તેમને લેવા માટે ઘેરથી પંડિતજી અને કમળાદેવી નિકળ્યાં પરંતુ ગાડીને વિલંબ હોવાથી બન્ને એક સભામાં ગયાં. મોતીલાલજી લાંબો પ્રવાસ કરીને ઘેર આવી પુત્રને મળવાની ઇચ્છાથી આરામ ખુરસી પર બેઠા હતા. પંડિતજીની મોટર ઉતાવળે ઉતાવળે ઘર તરફ દોડતી હતી. મોટર ઘર આગળ થોભે અને તેનાં દ્વાર ઉઘાડી પંડિતજી ઉતાવળે બહાર નિકળે તે પહેલાં જ એક સિપાહીએ તેમના હાથમાં એક પત્ર આપ્યો. "ક્યા હૈ જી." કહી કાગળ લઇ તેઓ બંગલાના પગથિયાં પર ચઢે તેજ સમયે "વૉરંટ હૈ." મૃદુ શબ્દે રાજદૂતે કહ્યું. એ સાંભળતાજ વિજળીના ઝટકાની પેઠેમ તેઓ પગથિયાં ઉતરી પુનઃ મોટરમાં બેઠા. આ સમયે પંડિતજીના મનની કલ્પના કરવી જોઇએ. ભાવનાના ઉછાળા તેમના મસ્તકમાં ઉન્નત થયા હતા. પરન્તુ મોટરની બ્રેક જેટલી ઉત્તમ હતી તેના કરતાં તેમના મનરૂપી મોટરને—સંયમને—શ્રેષ્ઠ પ્રકારની બ્રેક વળગાડેલી હોવાથી તેમની મોટરની બ્રેક વાગતાં થરથર કમ્પવા લાગી પરંતુ મનની બ્રેક હદની બહાર જઈ શકી નહિં.

મોટરમાં પુનઃ બેસતાં પંડિતજીએ કમળાદેવીને કહ્યુંઃ "કમળા! મ્હારે કેદખાનામાં જવું જોઈએ. તમે દાદાજીની સંભાળ રાખજો. દાદાજીની સંભાળ રાખજો." એ શબ્દોચ્ચાર કરતાં જ તેમને મોતીલાલજીની પ્રત્યેક ક્ષણે ક્ષિણ થતી મૂર્તિ જણાતી હતી. કમળાદેવી આવ્યાં, જવાહરલાલજી કેદખાનામાં ગયા અને મોતીલાલજી!!

——(૦)——

## પ્રકરણ ૧૮ મું.

## સ્વાતંત્ર્ય યજ્ઞનો હોમકુંડ.

( આગળ ચાલુ. )

### મનરચિત કાર્યાર્થ.

થાકેલાપાકેલા મોતીલાલજી, "જવાહરલાલજીને કેદખાને લઈ ગયા." એ શબ્દ સાંભળતાં જ એકદમ ઉઠીને બેઠા થયા અને તેમણે હોઠ પીસી સ્હામેના ટેબલ પર જોરથી મુક્કો મારી ગર્જના કરતાં બોલ્યા કે: "હવે હું બિમાર પડનાર જ નથી!"

મન ઉપર શરીરની કેવી સ્વતંત્રતા ચાલે છે તેનું દૃષ્ટાંત આપતાં કહેવું પડે છે કે: "એ નિશ્ચય કર્યા પછી તેઓ કેટલાક દિવસ બિમાર થયા જ નહિ." તેમના થુંકમાંથી પડતું રક્ત સુદ્ધાં હવે બંધ થયું હતું. આ સમયે મોતીલાલજીએ પોતાની શકિત કેન્દ્રિત કરી તેને લીધે દેશમાં વિલક્ષણ તેજ ઉત્પન્ન થયું હતું અને સલાહ-સંપની વાટાઘાટને લીધે થંડા પડેલા રાજદ્વારી વિષયને પુનઃ રંગ ચઢવા લાગ્યો. જવાહરલાલજીનો જન્મ દિવસ નજીક આવ્યો હતો. પુત્ર કેદખાનામાં હતો, તેથી તેનો જન્મદિવસ વિશેષચિત ઉજવવાનું નક્કી થયું. સર્વ દેશભરમાં તે દિવસે સરઘસો નિકળ્યાં. ગેરકાયદાસર ઠરેલાં ભાષણો વાંચવામાં આવ્યાં, તેથી લાઠીમાર થયો. અંતે હિંદુસ્થાનમાં પાંચહજાર લોકોને કેદમાં પૂર્યા. એ પ્રમાણે ફટાકા ફૂટે તેમ લાઠીના તડાકા,

મંગલગીતને બદલે સ્વાતંત્ર્યનો જયઘોષ અને નિશ્ચિત કરેલાં ભાષણો થવા લાગ્યાં. તે દિવસનો જન્મોત્સવ બાલ્યાવસ્થાના જન્મોત્સવ કરતાં પંડિતજીને અધિક પસંદ પડયો હશે.

મોતીલાલજીએ ચળવળમાં રંગ ચઢાવ્યો ખરો પરંતુ અંતે તેમના થુંકમાંથી લોહી પડવા લાગ્યું. હાથ પગે સોજા ચઢવા. બીજી તરફ કમળાદેવીએ એટલી તીવ્ર ચળવળ ચલાવી કે જેથી તેમને પણ કેદખાને મોકલવામાં આવ્યાં અને શિક્ષા પણ થઈ. એ સમયે પતિ-પરાયણ વીર સ્ત્રીએ જે ઉદ્ગાર કાઢયા તે લક્ષ્યમાં લેવા જેવા છે. તેમણે કહ્યું હતું કે: "પતિના પગલામાં પગલું મુકી જવાની સંધિ મળી તેથી મ્હને અતિશય આનંદ થાય છે." પુત્રની પાછળ પુત્રપત્નિ પણ કેદખાનામાં ગઈ ત્યારે જ તે ધીરસિંહ પથારી વશ થયા.

આ તરફ સરકારે મંડળાકાર (ગોળમેજી) પરિષદ ભરી. અહા! તે કેવો ઠાઠમાઠ હતો! ઘણા પ્રસિદ્ધ હિંદી આગેવાનોને બોલાવ્યા હતા. ત્યાં રાજદ્વારી વાટાઘાટ થઈ, પરંતુ તેમાંથી કાંઇ સુફળ ઉત્પન્ન થયું નહિ. જ્યાં સુધી કૉંગ્રેસ અને ગાંધીજી ચર્ચામાં ભાગ લે નહિં ત્યાં સુધી બીજાઓ સાથે વાટાઘાટ ચલાવવાથી કાંઇ લાભ થશે નહિં, એમ સમજી મુખ્ય પ્રધાને કૉંગ્રેસને પોતાનો વક્ર માર્ગ ત્યજી દઈ રાઉન્ડટેબલ કૉન્ફરન્સમાં ભાગ લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પ્રધાનની ઇચ્છા પર વિચાર કરવા સરકારે વર્કિંગ કમીટીના સર્વ સભાસદોને જેલમુક્ત કર્યા. તેઓ સર્વ તત્કાલ મોતીલાલજીના માંદગીના બિછાના આગળ એકત્ર થયા. કોઈએ કહ્યું: "મુખ્ય પ્રધાનની સૂચના પર વિચાર કરવો." એ શબ્દ મોતીલાલજીના કાનમાં ઉષ્ણ થયેલા તેલની પેઠે રેડાયા. તેઓ તત્કાળ ક્રોધે ભરાઇ બેઠા થઈ બોલ્યા કે: "ધ્યેય પ્રાપ્ત થતાં સુધી ચળવળ બંધ પાડવી શકય નથી." ઇગ્લેંડનો સુ-પ્રસિદ્ધ યુદ્ધમંત્રી ચૅથૅમ માંદગીને બિછાને હોવા છતાં તીવ્ર ભાષણ કરતાં કરતાં પૂર્વ કરતાં વિશેષ અશક્ત થઈ પડયો હતો. આજે મોતીલાલજીની પણ તેવી જ સ્થીતિ થઇ.

૨૬ મી જાનેવારીએ "સ્વાતંત્ર દિન" ઉજવવામાં આવ્યો તે પછી વર્કિંગ કમીટીના અન્ય સભાસદો સહિત પંડિતજી ઘેર આવ્યા. પિતાપુત્રનો મેળાપ થયો પરંતુ કેવી પરિસ્થીતિમાં ! !

## શિરછત્ર ગયું !

* * *

"સ્વાતંત્ર્યના ભમરકાલને પરમેશ્વરનો જ સમય સમજે એવા પુત્રને પરમેશ્વરની કરૂણા મળે કે મરણ પ્રાપ્ત થાય એ ઉભય સરખું જ હતું."

**કેદખાનામાંથી** મુક્ત થયા પછી પંડિતજીને એટલો જ સંતોષ થયો કેઃ પિતાની છેલ્લી માંદગીમાં તેમની સેવા કરવાનો લાભ મળ્યો. મોતીલાલજી મૃત્યુ સમયે પણ ભાગ્યશાળી નિકળ્યા. વર્કિંગ કમિટીના સર્વ સભાસદ, તેમના પ્રિય મિત્ર ગાંધીજી, વ્હાલો પુત્ર, જામાતૃ, પુત્રીઓ, સગાં અને પુત્રપત્નિ, એ સર્વ મૃત્યુ સમયે તેમની પાસે હાજર હતાં. જૂના નવા સર્વ મિત્રો તેમને મળી ગયા હતા. એ સમયે એકાદ ઘાયલ થયેલા મરણોન્મુખ સિંહની પેઠે મોતીલાલજી પડી રહેતા. પરંતુ તે વનરાજનું ઐશ્વર્ય અને વીરત્વ નષ્ટ થયું નહોતું. અંતે તા. ૬ ઠી ફેબ્રુઆરીએ તેઓ સ્વર્ગવાસી થયા. "સ્વરાજ્યનું યુદ્ધ તમે જીત્યું છે." એ તેમના મુખના અંતીમ શબ્દો હતા. તેમના શબની આસપાસ મ્હોટો વિશાળ રાષ્ટ્રીય ધ્વજ લપેટી લખનૌથી અલાહાબાદ આનંદભવનમાં લાવવામાં આવ્યું. તેમની પ્રેતયાત્રામાં લાખો મનુષ્યો ઉપસ્થિત થયા હતા. શિશિર સમયે સંધ્યાની છાંયા ગંગા તીર પર પ્રસરતી હતી તેજ સમયે એ રાષ્ટ્ર પુરૂષની ચિતાની જ્વાળા ભડભડ સળગી ઉઠી, અને જવાહરલાલ પિતાહીન થઈ ગયા !

પંડિતજી જો કે કૉંગ્રેસની ધુંસરી વહન કરતા હતા પરંતુ પોતાના ઉપર કોઈ એક મહાન્ જવાબદારી આવી પડી હોય એવું તેમને કદી લાગતું નહોતું. પિતા છે, બાપુજી ( ગાંધીજી ) છે, આપણને શું? સ્વાતંત્ર્ય યુદ્ધની રમત નિઃશંક થઈને રમવી એવી તેમની મનોવૃત્તિ હતી. સામાન્ય રીતે જ પુત્રના ચાલીશમે વર્ષે પિતાનું મૃત્યુ થતાં તેને વિરહ દુઃખમાં ધકેલી દઈ શકે એ સત્ય પરંતુ તેને નિરાધાર થયા જેવું લાગતું નથી. પરંતુ ગાંધીજીને પોતાને જ જ્યાં "આજે આપણે વિધવા થયા છીએ." એવું જણાય ત્યાં પંડિતજીને છત્ર હિન થવા જેવું લાગે એમાં આશ્ચર્ય શું?

## સરકાર સાથે સમાધાન.

પિતા મૃત્યુ પામ્યા તે માટે શોક કરવાનો પંડિતજીને અવકાશ કયાં હતો? એક પછી એક રાજદ્વારી ઘટના એટલી બધી બનતી કે: કાલે આપણે કયાં હતા અને આજે કયાં છીએ એવું મનુષ્યને થઈ જતું. વર્કિંગ કમિટીના સભાસદો બંધન મુક્ત થયા પછી ગાંધીજી અને વૉઈસરોય વચ્ચે ઘણી જ ચર્ચાઓ થઈ. ચર્ચા ઘણી કંટાળા-ભરેલી થઈ પડી. અંતે ગાંધી—ઈરવિન તરીકે એક જાહેરનામું પ્રકટ થયું. તેમાં ગરિબોને પેટે ખાવા જેટલું મીઠું કંઈપણ ટેકસ ( કર ) લીધા વિના એકઠું કરવાની પરવાનગી આપવામાં આવી. સરકારે કેદીઓને છોડી દેવા અને કૉંગ્રેસે ચળવળ બંધ કરવી. બીજા રાઉન્ડ-ટેબલમાં કૉંગ્રેસે ભાગ લેવો અને ભવિષ્યમાં હિંદુસ્થાનના હિતની દૃષ્ટિએ વ્યાપારી કરાર કરવા એમ ઠર્યું. એ કરારમાં પૂર્ણ સ્વાતંત્ર્યનો ઉલ્લેખ કયાંય પણ નહિં હોવાથી જવાહરલાલ ગુસ્સે થયા, પરંતુ ગાંધીજીએ જે ઠરાવને સમ્મતિ આપી તે આગેવાનોએ માન્ય કરવી અને એજ પોતાનું કર્તવ્ય હોવાનો પંડિતજીએ નિશ્ચય કર્યો. એ કરારથી પ્રત્યક્ષ થોડો કંઈક લાભ થયો ખરો પરંતુ આ સમયે

કૉંગ્રેસે નૈતિક યુદ્ધમાં ખાસ વિજય મેળવ્યો એમાં શંકા નથી. લૉર્ડ કર્ઝનના સમયમાં કૉંગ્રેસના પ્રમુખ વેડરબર્ને વૉઇસરોયની મુલાકાત લેવાનું કહાવ્યું તે વખતે એ ઉન્મત્ત રાજપ્રતિનિધિએ ઉત્તર મોકલ્યો હતો કે: "કૉંગ્રેસના અધ્યક્ષ તરીકે હું તમારી મુલાકાત લઈ શકું એમ નથી." આ પ્રમાણે તે વખતે કૉંગ્રેસનું અપમાન થયું હતું. ગમેતેમ પણ બે સ્વતંત્ર રાષ્ટ્રના પ્રતિનિધિઓ તહનામા પર સહીઓ કરે છે તે પ્રમાણે આજે ગાંધી–ઇરિવિનની સહીઓ થઈ હતી. તેથી હિંદી રાષ્ટ્રનો સ્વતંત્રતાનો દરજ્જો સરકારે સ્વીકાર્યા જેવું થયું હતું.

હજારોની સંખ્યામાં જે સત્યાગ્રહી કેદીઓ બંધનમુકત થયા તે જયઘોષ કરતા પોતાના ગામમાં પ્રવેશ કરતા હતા. તેથી સામાન્ય જનસમાજ એમજ સમજતો કે: "સરકારનો પરાજય થયો." સામાન્ય જનસમાજ ઠરાવની ભાષા સમજી શકતા નથી. તેઓ તો એવા જયઘોષ અને દેખાવો જ સમજી શકે છે. આ સમયે જ ક્રાંતિકારક વીર ભગતસિંહના કેસને મહત્વ પ્રાપ્ત થયું તેથી દેશમાં પુનઃ અસ્વસ્થતા થઈ રહી હતી. ગાંધી–ઇરવીન કરારને લીધે સરકારી અધિકારીઓ મનમાં બળ્યા કરતા હતા. બીજા રાઉંડટેબલ માટે કૉંગ્રેસે ગાંધીજીને પ્રતિનિધિ તરીકે મોકલવાનો નિશ્ચય કર્યો. આ સમયે જવાહરલાલ કંઈક બેદરકાર થયા હતા. તેમને વિશ્રાંતિની આવસ્યકતા હતી તેથી તેમણે લંકાનો રસ્તો લીધો.

આ પ્રમાણે કાયદાભંગના મહા યુદ્ધનો પૂર્વાર્ધ સમાપ્ત થયો, અને પંડિતજીના અધ્યક્ષપદની મુદત પણ આ સમયે જ પૂર્ણ થઈ.

——(০)——

## પ્રકરણ ૧૯ મું.

### લંકાનો પ્રવાસ.

કેદખાનામાંથી મુક્ત થયા પછી એક પછી એક પ્રસંગ એવા બનતા ગયા કે જેથી પંડિતજીનું મન પાછલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે ઉદ્વિગ્ન થયું હતું. આ સમયે પંડિતજી ઘણુંખરૂં એકાંત સ્થળમાં જઇ નૈસર્ગિક શોભાનું અનુપમ સૌખ્ય ભોગવી પોતાના મનને તાજું બનાવતા હતા. આ વખતે નિત્યનિયમ પ્રમાણે હિમાલય તરફ નહિ જતાં તેઓ પોતાની પત્નિ અને કન્યાને લઈ સીલોન ગયા. ત્યાં તેમને ઇચ્છા પ્રમાણે નૈસર્ગિક શોભાનું અને એકાંતનું સુખ ભોગવવાનું મળ્યું, પરંતુ સીલોનમાં તેમની સત્વર પ્રસિદ્ધિ થવાથી અનેક મનુષ્યો તેમની અજાણતામાં જ મળવા અને દર્શન કરવા આવવા લાગ્યાં. ત્યાંના બહુજન સમાજની (સિંહલી) ભાષા તેઓ સમજતા નહોતા, તેથી માત્ર પરસ્પર નમસ્કાર કરીને તેમને કામ ચલાવવું પડતું. ભાવિક મનુષ્યો પોતાના ઘરનું બનાવેલું શાક, દૂધ અને માખણ જેવી ખાવાપિવાની કેટલીએ વસ્તુ જરૂર કરતાં વધારે લાવી આપતા. જનતા વિચિત્ર તો ખરી જ, કારણ કે તેઓ પોતાના આગેવાનોને ઘણી વખત ઉપવાસ કરાવતાં અને પછી પકવાનનો એટલો બધો ઢગલો તેમની સમક્ષ હાજર કરતા કે જેથી તેમનો જીવ એ ભેટથી ધરાઇ જતો. પંડિતજીને ઘેર શાકભાજી, દુધના તાંબડા અને માખણના ઢગલા થવા લાગ્યા! એ ઢગલાનું શું કરવું એ જ તેમના

સમજવામાં આવતું નહિ. અંતે સત્પાત્રને દાન કરવાનો તેમણે નિશ્ચય કર્યો અને તે બધી ભેટ હોસ્પિટલમાં મોકલી દેવાનો ઉપક્રમ આરંભ્યો.

## કરાંચી કૉંગ્રેસ.

ગાંધી ઇરવિન કરાર પછી થોડા અઠવાડિયામાં જ કરાંચીમાં કૉંગ્રેસ ભરવાનું નક્કી થયું. તે પહેલાં એક ક્રાંતિકારક મનુષ્ય પંડિતજીને ગુપ્ત રીતે મળી ગયો. એક દિવસ ચંદ્રશેખર આઝાદ નામક એક અત્યંત તેજસ્વી અને બુદ્ધિવાન્ તરુણ પંડિતજી પાસે આવી કહેવા લાગ્યો કેઃ "ભયવાદથી હિંદુસ્થાનનું કંઇ હિત થવાનું નથી, એવી ખાત્રી ભયવાદીઓની થઇ છે. જો સરકાર તેમને નિર્ધાસ્તપણે પ્રકટ થવા દઈ પોતપોતાનો ધંધો ઉદ્યોગ કરવાની સગવડ કરી આપે તો તેઓ પોતપોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવી શકે." પરંતુ પંડિતજી એવું આશ્વાસન કેવી રીતે આપી શકે? તે તરુણ નિરાશ થઈ તુરત જ પાછો ગયો, અને સ્વસંરક્ષણ માટે પોલિસ સાથે યુદ્ધ કરતાં કરતાં મૃત્યુવશ થયો! એજ પ્રમાણે એક દિવસ સુપ્રસિદ્ધ કૉમ્યુનિષ્ટ માનવેન્દુ રોય પંડિતજીને મળ્યા અને વિચાર વિનિમય કરી ગયા, પરંતુ પછીથી તેઓ પકડાઈ ગયા અને બ્રિટિશના કેદખાનામાં જઇ પડયા. હિંદી સ્વાતંત્ર્ય યજ્ઞ આરંભ્યા પછી તેના યજમાન પાસે સ્વાતંત્ર્ય યજ્ઞના અનેક ઋષિમુનિ પોતપોતાના મંત્ર સહિત તેમની પાસે આવે એ સ્વાભાવિક છે. યજમાનની ઇચ્છા કોઇ પણ ઋત્વિજને નિર્મુખ જવા દેવાની ન હોય છતાં તેમ કરવું તેમને માટે શકય પણ ન હોય. એમ થવાથી અનેકના આશિર્વાદ સાથે કેટલાક મનુષ્યોનો અભિશાપ પણ યજમાનને ગ્રહણ કરવો પડે છે. પંડિતજી અધ્યક્ષ હતા તે વખતે તેમની એવી જ સ્થીતિ થતી.

કરાંચી કૉંગ્રેસમાં પસાર થયલા નાગરિકોના મૂળભૂત હક્કના ઠરાવને લીધે તેને ઐતિહાસિક મહત્વ પ્રાપ્ત થયું છે. અનેક મનુષ્યો

એમ સમજે છે કે: એ ઠરાવ કૉંગ્રેસમાં ગુપ્ત રીતે વિચરતા માનવેન્દ્ર રોયે તૈયાર કરી પંડિતજીના હાથમાં મૂકયો અને તે તેમણે અંતે ઉતાવળે ઉતાવળે પસાર કરાવી લીધો, પરંતુ વસ્તુસ્થીતિ તેવી ન હતી. એ પ્રકારનો ઠરાવ કૉંગ્રેસ પસાર કરે તે માટે પંડિતજી ગાંધીજી પાસે ઘણા દિવસથી સલાહ મસલત ચલાવતા હતા. તેમણે તૈયાર કરેલા મુસદ્દામાં અંતપર્યંત સુધારાવધારા થયા કરતા હતા, તેથી તે ઠરાવ સત્વર નહિં રજૂ કરતાં છેલ્લી ઘડીએ સભા સમક્ષ રજૂ કરવામાં આવ્યો, અને તે પહેલાં આગેવાનોમાં તેની ચર્ચા થઈ ગઇ હોવાથી કૉંગ્રેસમાં તુરત જ પસાર થયો હતો.

## સલાહ પછી.

સરકારે કૉંગ્રેસ સાથે સમાધાન કર્યું પરંતુ તે અંતઃકરણપૂર્વક ન હતું એ ખુલ્લું જણાતું જ હતું. કરાંચીના ઠરાવ પ્રમાણે ગાંધીજી બીજી રાઉંડટેબલ માટે વિલાયત ગયા અને બીજી તરફ સરકારે વટહુકમ પ્રસિદ્ધ કરી દડપશાહી શરૂ કરી. સંયુકત પ્રાંતના ખેડુતોની સ્થીતિ અત્યંત ત્રાસદાયક હતી. મહેસુલ ભરવાનું તેમનામાં સામર્થ્ય ન હતું. મહેસુલ ભરવાની મનાઇ કરવી એ સમાધાનને લીધે શકય ન હતું તેથી શકય હોય તેટલું મહેસુલ ભરવાનો કૉંગ્રેસે આદેશ કર્યો. તે પ્રમાણે લોકોએ મહેસુલ ભર્યું. તે લઈ બાકી રહેલા મહેસુલ માટે જમીનદારોએ જપ્તીઓ કરવા માંડી અને મારફાડ કરવા લાગ્યા. આ પ્રમાણે ખેડુતોને સતાવવા માંડયા ત્યારે જ ખેડુતોનું સંગઠન બળવાન થવા લાગ્યું.

સરહદ પ્રાંતમાં સરકારે જે ત્રાસ વર્તાવ્યો હતો તે નજરે જોવા માટે પંડિતજી ત્યાં જવાના હતા, પરંતુ તેમને ત્યાં નહિં જવાનો મનાઇ હુકમ મળ્યો તેથી તેઓ બંગાલ તરફ ગયા. પંડિતજીએ વ્યાખ્યાનમાં ભયવાદનો ત્યાગ કરવાનો ઉપદેશ કરવાથી ભયવાદીઓ ક્રોધે

ભરાયા. બંગાલમાંથી પંડિતજી કર્ણાટક ગયા. ત્યાં તેમણે ડૉ. હાર્ડી-કરના સેવાદળને વેગ આપ્યો, એટલામાં સંયુક્ત પ્રાંતમાં ત્રાસદાયક પદ્ધતિને લીધે અગ્નિ પ્રકટ થયાના સમાચાર તેમને મળ્યા.

## સમસ્યા.

ગાંધીજી રાઉંડટેબલ પરિષદમાંથી સંપૂર્ણ નિરાશ થઈ હિંદુ-સ્થાન આવવા નિકળ્યા હતા. તેમની આગબોટ મુંબઇ બંદરે થોભ-વાના આઠ દિવસ જ બાકી રહ્યા હતા. તેટલો સમય મુંબઇમાં ગાળવો
૧ કે અલાહાબાદ જઈ આવવું એ સમસ્યા પંડિતજી સમક્ષ ઉભી હતી. જો તેઓ અલાહાબાદ ગયા હોત તો તેમના પર નોટિસ બજાવી સરકારે તેમને કાયદો ભંગ કરવાની ફરજ પાડી હોત. જો તેઓ મુંબઈ રહે છે તો સરકાર કૉંગ્રેસને યુદ્ધ કરવાની ફરજ પાડનાર હતી. એ માટે કેવી યોજના કરવી તે સંબંધી ગાંધીજીને મળી વિચાર કરી શકયા હોત. ભલે મુંબઇમાં રહે પરંતુ સંયુક્ત પ્રાંતમાં અગ્નિ પ્રકટયો હતો. શ્રી ટંડન જેવા કાર્યકર્તા કેદમાં પડયા હતા. ખેડુતોની વિશાળ પરિષદ ભરવાનું નક્કી થયું હતું. એ સમયે જનસમાજથી દૂર રહેવું પંડિતજીને ઠીક લાગ્યું નહિં તેથી તેઓ તુરતજ અલાહાબાદ ગયા. તુરતજ તેમના પર શહેર છોડી નહિં જવાનો, ભાષણ અને લેખન નહિં કરવાનો હુકમ બજાવવામાં આવ્યો. મહેસુલ થોડું ભરવાની ચર્ચા થાય નહિ તો ખેડુતોની પરિષદ ભરવા દેવા માટે સરકાર તૈયાર હતી. તે જ કારણથી પરિષદ ભરાઈ નહિ. એટલામાંજ ગાંધીજી ઇંગ્લેંડથી આવી પહોંચ્યા. ચાલુ પરિસ્થીતિનો વિચાર કરવા માટે વર્કિંગ કમીટીની સભા મુંબઈમાં ભરાવાની હતી. તે સભામાં હાજર રહેવા માટે પંડિતજી અલાહાબાદથી નિકળ્યા. તે વખતે તેમણે મેજી-સ્ટ્રેટને જણાવ્યું કે: "હું મેજીસ્ટ્રેટની પરવાનગી લઇને મ્હારાં

નિત્યકર્મ, કરતો નથી, તેથી જે કર્તવ્ય કરવાનું મ્હને યોગ્ય જણાશે તે પ્રમાણે હું કરીશ જ." પંડિતજીની સાથે દેશભકત શેરવાણી પણ નિકળ્યા. પરંતુ ગાડી થોડે દૂર નહિં જતાં જ બન્નેને પકડી નૈનીના કેદખાનામાં લઈ ગયા. તુરત જ કેસ શરૂ થયો. તેમાં પંડિતજીને બે વર્ષની સખ્ત મજુરીની શિક્ષા મળી, તેનું કારણ પંડિતજીએ મેજી-સ્ટ્રેટને જે સખ્ત ઉત્તર દીધો હતો તે હતું.

ગાંધીજીના આવતાં સુધી પંડિતજી અલ્લાહાબાદ ન ગયા હોત તો ઈતિહાસે કવચિત્ જૂદું રૂપ લીધું હોત. પરંતુ પંડિતજી જરા ઉતાવળા હોવાથી અંતઃકરણની લાગણીવશ વૃત્તિને લીધે તેમ બનવું શકય નહોતું. સંકટ સમયે મિત્રોને છોડી દૂર રહેવા માટે શાંત અને મુત્સદ્દી મસ્તકની આવશ્યકતા હોય છે તેનો પંડિતજીમાં પૂર્ણ અભાવ હતો. મેજીસ્ટ્રેટને એવો સખ્ત ઉત્તર દેવાની શી આવશ્યકતા હતી? કેટલાક મુત્સદ્દીઓ તેમનો એવો દોષ કાઢે છે! પરંતુ આપણે એટલું લક્ષ્યમાં રાખવું જોઈએ કે: "ગુલામ રાષ્ટ્રે ઉંચું મસ્તક કરી ચાલવાનું પ્રથમ શિખ્યા સિવાય વ્યાવહારિક ફાયદા માટે તેમને યુદ્ધ કરતાં આવડતું જ નથી. એ દ્રષ્ટિએ પંડિતજીની વૃત્તિ તરફ જોઈએ તો તેમના પર એક પછી એક સંકટો આવ્યા કરતાં હોવા છતાં તેમના એ સ્વાભિમાની સ્વભાવથી રાષ્ટ્રને અત્યંત ઉપકારક થયો છે.



# પ્રકરણ ૨૦ મું.

## પુનશ્ચ હરિઃ ૐ

સરકારે પંડિતજીને બે વર્ષની સખ્ત શિક્ષા કરી એક પ્રકારે કૉંગ્રેસ સાથે યુદ્ધ કરવાનું આવાહન કર્યું. આપણા નેતાને સરકારે વિના કારણે કેદખાનામાં નાંખેલા જોઈ વર્કિંગ કમીટીએ સરકારનો વટહુકમ પાછો ખેંચી ન લે તો પ્રતિ ઉત્તર તરીકે કાયદાભંગ શરૂ કરવાનો ઠરાવ કરી ગાંધીજીએ વાઈસરોયની મુલાકાત લેવાનું ઠરાવ્યું હતું. પરંતુ વાઈસરોય મુલાકાત જ આપતા નહોતા, એટલું જ નહિ પણ સરકારે વિશેષ વટહુકમ નીચે દેશના ઘણાખરા કર્તવ્યનિષ્ઠ આગેવાનોને તપાસ કર્યા વિના જ કેદમાં પૂરી દીધા. એ કાયદો ચળવળને મારી નાંખવા ઘણોજ ઉપયોગી નિવડયો. એકાદ આગેવાનને એકદમ પકડી બે મહિના માત્ર અટકાવી રાખવા, તે પછી તેને મુકત કરતી વખતે "તમારે અમુક ગામમાં જ રહેવું કિંવા અમુક ગામમાં રહેવું નહિં. અમુક કામ કરો અથવા કરો નહિ." એવી ચોવિશ કલાકની કિંવા પંદર મિનિટની નોટીસ સુદ્ધાં આપવામાં આવતી. એ નોટીસનો ભંગ કરતાં જ બે વર્ષની શિક્ષા કરવામાં આવતી. એ કાયદાને આધારે નોટીસમાં ઇચ્છામાં આવે તે કૃત્ય કરવા અથવા નહિં કરવાની આજ્ઞા કરી શકાતી હોવાથી પંદર દિવસમાં જ કૉંગ્રેસનાં મૂળ કાઢી નાંખવાનો સરકારને વિશ્વાસ હતો. પરંતુ આ સમયે રાષ્ટ્રે હદ ઉપરાંતની ચિવટ, ધૈર્ય અને સહિષ્ણુતા દર્શાવી, તેથી બે વર્ષ પર્યંત ચળવળ ચાલુ રહી. સત્યાગ્રહીઓએ

દેશનાં કેદખાનાં ભરી દીધાં. તે સમયે લાઠીહુમલા કરી ગેરકાયદેસરની સભા પોલિસ તોડી પાડતી હતી પરંતુ લોકોને પકડતી નહોતી. એ વર્ષે સ્ત્રીઓ પણ પ્રથમ કરતાં વિશેષ કેદખાનામાં ગઈ હતી. જવાહરલાલજીની બન્ને બ્હેનોને એક એક વર્ષની શિક્ષા થઇ હતી. એક સભામાં તેમનાં માતુશ્રીને લાઠીઓ મારી બેશુદ્ધ અને જખમી કર્યાં હતાં. એ સમાચાર સાંભળી પંડિતજીને કેદખાનામાં જ કલેશ થયો પરંતુ કરે શું? એક વખત સતીત્વની પ્રતિજ્ઞા ગ્રહણ કર્યા પછી તે કાંઈ હાસ્યમશ્કરી ન હતી. તે પ્રમાણે તો વર્તવું જ પડે.

વચમાં પંડિતજીની પ્રકૃતિ બગડી હતી, તેથી તેમને દહેરાદુનની જેલમાં લઈ ગયા હતા. એક વખત તેમને મળવા આવનાર કુટુંબના મનુષ્યોનું જેલરે અપમાન કર્યું હતું. તેથી તેમણે ભવિષ્યમાં સરકારી નોકરોદ્વારા અપમાન થવાનો વખત ન આવે એમ સમજી તેમની મુલાકાત નહિં લેવાનો નિશ્ચય કરી સાત મહિના તેમની મુલાકાત જ લીધી નહિં. કેદખાનાનો સમય લેખન, વાચન, વ્યાયામ અને નૈસર્ગિક દ્રષ્ય નિરીક્ષણ કરવામાં જ તેઓ વ્યતીત કરતા હતા. તેમને સખ્ત મજુરીની શિક્ષા થઈ હતી, તેથી સરકારે તેમની પાસેથી કાંઈ હલકું કામ લીધું નહોતું. ભવિષ્યના દિવસો કંટાળા ભરેલા વીતે નહિં અને એકાદ નિત્યનું કાર્ય સ્વિકારી લેવું એ ઇચ્છાથી તેમણે પોતાની વહાલી પુત્રી ઇંદિરા માટે તદ્દન સરળ ભાષામાં જગતનો ઇતિહાસ લખ્યો છે. તે કાર્ય અનેક મહિના પર્યંત ચાલ્યું હતું.

અસ્પૃસ્ય સમાજ માટે હિંદુઓથી ભિન્ન એવો સ્વતંત્ર મતદાર સંઘ સરકારે સ્થાપ્યો. તે વખતે મહાત્મા ગાંધીજીએ જીવનપર્યંત ઉપવાસ કર્યા એ હકિગત જાણતાં જ પંડિતજીને તે વિચાર બિલકુલ પસંદ પડયો નહિં. અસ્પૃસ્યને માટે આપણે જે ત્યાગ કરીએ છીએ તે ઓછો હોય તો પણ સ્વાતંત્ર્યનો મહાન્ પ્રશ્ન આંખ આડો કરી બીજા પ્રશ્ન માટે પ્રાણવ્રત કરવું તેમને યોગ્ય લાગ્યું નહિ. તેમણે

પોતાના બાપુજીને જણાવ્યું કેઃ " તમે તો જાદુગર છો. તમારી પૂઠ અમારા જેવા પામર માટે અતકર્ય છે. " સારાસારા મનુષ્યો અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય હાથમાં લઇ કાયદા ભંગ કરવાનું ટાળવા લાગ્યા. તે વખતે પંડિતજીને મનસ્વી ક્રોધ ચઢયો. એ સ્થીતિમાં સરકારી પ્રતિબંધને નહિં માનતાં કલકત્તે ગેરકાયદા કોંગ્રેસ ભરવામાં આવી અને સભાસદોએ લાઠીના હુમલાનો સામનો કર્યો. એ સમાચાર કાને પડતાંજ તેમને આનંદ થયો. તેમનાં અતિ વૃદ્ધ અને અશક્ત માતુશ્રીએ કલકત્તાની કોંગ્રેસમાં જવાની હઠ કરી તે વખતે તેમને અતિશય અભિમાન ઉત્પન્ન થયું અને અતિ આનંદનો ઉભરો આવ્યો હતો. આ પ્રમાણે સુખદુઃખાત્મક બાબતો બહાર બનતી હતી તે વખતે તેમની શિક્ષા પૂરી થવા આવી હતી. પરંતુ એટલામાં જ તેમનાં માતુશ્રીની માંદગી વિશેષ વૃદ્ધિ પામી. તેથી સરકારે પંડિતજીને અગિઆર દિવસની માફી આપી માતુશ્રીને મળવા માટે અલાહાબાદ જવા દીધા.

## સાધન દ્વાદશી.

પંડિતજી કેદખાના બહાર નિકળ્યા તે વખતે વ્યક્તિગત કાયદાભંગની ચળવળ ચાલુ હતી અર્થાત્ સરકાર આપણને ઘણો વખત બહાર રહેવા દેશે નહિ એમ જાણી થોડો વખત જે સ્વતંત્રતા મળવાની હતી તેટલા સમયમાં અનેક વિષયો સાધ્ય કરી લેવાનો તેમણે વિચાર કર્યો. પ્રથમ એક સારી હૉસ્પિટલમાં માતુશ્રીની વ્યવસ્થા કરી. પિતાના મૃત્યુ પછી ઘરના પૈસા ટકા તરફ જોવાનો તેમને સમય મળ્યો નહતો તેથી સર્વ કાગળપત્રો જોઈ તપાસી લેણદેણની વ્યવસ્થા કરી દીધી. પાછલા સાત આઠ વર્ષથી કમળાદેવીએ ઘરના અમૂલ્ય દાગિનાઓનો શરીરે સ્પર્શ કર્યો ન હતો તેથી દાગિના ઘરમાં

રહેવા દઇ શું કરવું ? એવો વિચાર કરી પંડિતજી તેની વ્યવસ્થા કરવાના હતા, પરંતુ પત્નિની હયાતિ પછી તે દાગિના પુત્રીને આપવાનું કમળાદેવીના મનમાં હતું તેથી પંડિતજીએ પોતાનો તે વિચાર પડતો મૂક્યો. પંડિતજીનો એક કેમ્બ્રિજનો પારસીમિત્ર પુનામાં એક શાળા ચલાવતો હતો તેની શાળામાં પોતાની પુત્રીને શિક્ષણ માટે દાખલ કરી. આ પ્રમાણે ઘરનાં મનુષ્યોની વ્યવસ્થા કર્યા પછી તેઓ મ. ગાંધીજીને મળવા પુને ગયા. પ્રચલિત અને આર્થિક પ્રશ્નો બાબત બન્નેએ ખૂબ ચર્ચા કરી અને પોતપોતાના અભિપ્રાય લખી રાખ્યા. વાદવિવાદમાં એક બીજાની ભૂમિકા સહાનુભૂતિપૂર્વક પરસ્પર સમજી લીધી તેમજ તે બન્નેએ અલ્પ સમયમાં સ્નેહભાવનું મધુર સુખ અનુભવ્યું. પુનેથી આવ્યા પછી પંડિતજી કલકત્તે ગયા ત્યાં તેઓ જૂના મિત્રોને મળ્યા. ત્રણ ભાષણો આપ્યાં તેમાં ભયવાદના માર્ગ માટે ના પસંદગી દર્શાવી સરકારી દડપશાહીનો નિષેધ કર્યો. બંગાલમાં મતસ્વાતંત્ર્ય, સંઘસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્ય જેવું કંઈ રહ્યું નહતું. લોકો તદ્દન નિરાશ થયા હતા. સરકારે લોકોનું તેજ મારી નાંખવાનો પ્રયત્ન કર્યો છે તે પરિણામે તેનેજ ઘાતક થશે, એવી ગર્જના કરી પંડિતજી પત્નિ સહિત અલાહબાદ આવ્યા.

આ સમયેજ બિહારમાં ભૂમિકંપ થવાથી તે પ્રાંત નાશ પામ્યો હતો. ત્યાંની પરિસ્થિતિ જોઈ બિહારના આપત્તિગ્રસ્ત લોકોને સહાયતા કરવા માટે સંયુક્ત પ્રાંતમાં એક કમિટી નિમાઈ અને તેના પ્રમુખ તરીકે પંડિતજીને નિમવા આવ્યા. તેમણે તુરતજ તે પ્રાંતમાં પ્રવાસ શરૂ કર્યો, અને ત્યાંની પરિસ્થીતિનો રિપૅાર્ટ તૈયાર કર્યો. બિહારમાં પ્રવાસ કરતી વખતે પંડિતજીએ શારીરિક કષ્ટ ઘણું સહન કર્યું હતું. સર્વ સ્થળે વાહનજ મળતાં નહોતા તેથી તેમણે પગે ચાલીને પ્રવાસ કર્યો અને લોકોને સ્વાવલંબનનો બોધ આપવા માટે રસ્તામાં પડેલા પત્થર અને ઈંટો તેઓ પોતેજ ઉંચકી દૂર ફેંકી દેતા.

પ્રવાસમાંથી ઘેર આવ્યા પછી તેઓ એટલા બધા થાકી ગયા હતા કેઃ તેમણે પૂરા બાર કલાક નિદ્રા લીધી હતી. કેદખાનાના આમંત્રણની તરવાર હમેશાં મસ્તક પર લટકતી હોવાથી તેમણે અનેક કામ ત્વરાથી ઉકેલી લીધાં અને ઘેર આવ્યા પછી પલંગ ઉપર નિશ્ચિંત થઈ પડયા. આ સમયે ઘેર બિમાર માતા અને ક્ષયરોગથી પિડાતી પત્નિ એ બેજ ઘરમાં હતાં. માતુશ્રીએ પુત્રવધુને કેટલીયે વખત કહ્યું કેઃ "જૂવો તો ! તે જાગ્યો છે કે ?" પુત્રવધુએ સત્તર વખત પંડિતજીના ઓરડામાં જોયા સિવાય છુટકોજ નહતો. એક તરફ તેનું મન કહેતું કે "અતિશય પરિશ્રમને લીધે તેઓ ગાઢ નિદ્રામાં પડયા છે." ત્યારે બીજી તરફ ભાવનાવશ થયેલા મનને તેઓ શત્રુ બનાવી લેશે નહિ, એવો વિચાર કરતી. દેશકાર્ય કરતાં કરતાં જીવ તોડ પરિશ્રમ કરનાર પતિરાજ તરફ જોઈ કમળાદેવીને ક્ષણ પર્યંત અભિમાન ઉત્પન્ન થયું હશે ત્યારે બીજી ક્ષણેજ સરકાર તેમને પુનઃ યમ દરબારમાં લઈ જશે, એવો વિચાર મનમાં આવતાંજ તેના હૃદયમાં ધ્રાસકો પડયો હશે. પૂર્વે આનંદભવન એ શાંત કમલવનનું સરોવર હતું, તેના પર તરંગ ઉઠતાંજ તે કેવું અશાંત થઈ પડયું હશે. પરંતુ ૧૯૨૧ ની સાલ પછી તે સુંદર સરોવરની આજે એક કઢાઈ બની ગઈ હતી, અને ત્યાં મ્હોટી મ્હોટી ઉકળતી ભાવનાઓને નિત્ય ઉભરા આવતા હતા.

સંપૂર્ણ નિદ્રા લીધા પછી પંડિતજી જાગ્રત થયા, અને પત્નિ સાથે ચાહ પીતાં પીતાં ઉદ્‌ગાર કાઢયા કેઃ "શું હું હજી મુક્ત છું ?" પત્નિએ વિનોદ કરતાં ઉત્તર દીધો કેઃ "શું ? કેદખાનાની ટેવજ પડી ગઈ છે કે ? કારણ કે તમે તો પસંદ થયલા કેદી હોવાથી એમજ કરવું જોઈએ !" આ પ્રમાણે પતિ પત્નિ વચ્ચે વિનોદવાર્તા થઈ રહી હતી એટલામાં જ બંગલા બહાર વૉરંટ લઈ સિપાહી આવી ઉભો.

# પ્રકરણ ૨૧ મું.

## સ્વાતંત્ર્ય યજ્ઞ—ઉત્તરાર્ધ.

### પૂર્ણાહુતિ.

**પંડિતજીએ** ૧૯૩૪ ની સાલમાં કલકત્તામાં જે ભાષણો કર્યાં હતાં તે માટે શિક્ષા થઈ હતી. પ્રથમ તેમને કેટલાક દિવસ અલિપુરની જેલમાંજ રાખ્યા હતા. ત્યાં તેમની પ્રકૃતિ બગડવાથી તેમને દહેરાદુનની જેલમાં લાવવામાં આવ્યા હતા, પરંતુ કમળાદેવીની પ્રકૃતિ અધિક બગડવાથી તેમને અગિઆર દિવસ મુકત કરવામાં આવ્યા. ડૉકટરની સલાહ પ્રમાણે તેઓ તુરતજ કમળાદેવીને ભુવાલીના સેનિટોરિયમમાં લઇ ગયા તે સમયે પ્રસંગોપાત કમળાદેવીની મુલાકાત લઇ શકાય તે માટે પંડિતજીને અલમોરાની જેલમાં રાખ્યા હતા. યુરોપમાં ગયા સિવાય કમળાદેવીનું સ્વાસ્થ્ય સુધરશે નહિં એમ જણાતાં જ ૧૯૩૫ ના મે મહિનામાં તેમને યુરોપ મોકલ્યાં. ત્યાં પણ તેમનું સ્વાસ્થ્ય સુધરતું નહોતું. અંતીમ દિવસોમાં પતિને પોતાની પત્નિ પાસે રહેવાનું બની આવે તે માટે સરકારે પંડિતજીને ૩ જી ડિસેમ્બર ૧૯૩૫ ને દિવસે મુકત કર્યા. તુરતજ પંડિતજી પત્નિને મળવા યુરોપ ગયા. ત્યાં તેમણે તારીખ ૨૮ ફેબ્રુવારી ૧૯૩૫ પર્યંત પત્નિની એકનિષ્ઠાથી સેવા સુશ્રૂષા કરી પરંતુ અંતે નેહરૂ કુટુંબનેજ નહિં પણ સર્વ રાષ્ટ્રને શોક કરતાં મુકી કમળાદેવીએ આ લોકની યાત્રા

પૂર્ણ કરી. આ સ્થળે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કેઃ પંડિતજી કેદમાં હોવા છતાં પોતાનાં સ્વજનોને મળવાની સરકારે વારંવાર પરવાનગી શા માટે આપી?

લોકમાન્ય તિલકનાં પત્નિ મધુપ્રમેહનાં વ્યાધિથી પિડાતાં હતાં છતાં તિલકને એવી સગવડ શા માટે આપી નહિં? અંગ્રેજો બિમાર મનુષ્યો પ્રત્યે ઉદાર મનના હોય તો એ મનુષ્યો માટે એ પ્રકારની વૃત્તિ શા માટે હોવી જોઇએ? એ વિષય પરત્વે વિચાર કરતાં જણાઇ આવે છે કેઃ આગેવાનોનું માન અને તેમને મળતી સગવડ તેમની પાછળ રહેલા લોકમતના પીઠબળ ઉપર આધાર રાખે છે. તિલકને સમયે આજના જેવો પ્રભાવશાળી અને બળવાન લોકમત નહતો. બીજું કારણ એ છે કેઃ મુંબઈ સરકાર પ્રથમથીજ ઉદારવૃત્તિની નથી. અધિકારી મનુષ્યો બદલાય છે છતાં પરંપરાગત ધોરણ કંઈ પણ બદલાતું નથી. પરંતુ નેહરૂ કુટુંબ સાથે સંયુકત પ્રાંતના અધિકારીઓનો સંબંધ તદ્દન ઘરકુટુંબ જેવો રહેતો. મોતીલાલજી ઉદ્દામ રાજદ્વારી પક્ષમાં ભળ્યા તો પણ જૂનો સ્નેહ સંબંધ એકદમ કેમ તૂટે? તેથીજ રાજદ્વારી વિષયમાં સંયુકત પ્રાંતની સરકાર અને નેહરૂ કુટુંબ એક બીજાથી દૂર થયા પરંતુ મોતીલાલજી અથવા કમળાદેવીની માંદગીમાં સરકારથી શકય તેટલા યત્ન કરી પોતાનું મનુષ્યત્વ સાચવ્યું છે.

કમળાદેવીના મૃત્યુથી પંડિતજીનો સંસાર નષ્ટ થયો. પોતાના પતિના પગલા ઉપર પગલું મુકી ચાલવાનો તેમણે ખૂબ પ્રયત્ન કર્યો હતો. પંડિતજીના જેવીજ તેમની અવિરત ઉદ્યોગ કરવાની શકિત અને કર્તવ્ય નિષ્ઠા રાષ્ટ્રને સંતોષે એવી ઉજ્વળ હતી. પંડિતજીના આત્મ ચરિત્ર ઉપરથી જણાય છે કેઃ કમળાદેવી મહાન્ સ્વતંત્ર વિચારતાં હતાં. તેમનું સ્વાભિમાન તેમની મૃત્યુશય્યા પર જણાઇ આવતું હતું. શિક્ષાની મુદત પૂરી થતાં સુધી રાજદ્વારી વિષયોમાં ભાગ નહિ લેવાની સરતે સરકાર પંડિતજીને કમળાદેવીની બિમાર અવસ્થામાં

મુક્ત કરવા તૈયાર હતી. એ સરતની ચર્ચા મૃત્યુ સમીપ જનાર શૂરવીર સ્ત્રીએ સાંભળી, તે વખતે તેમણે પંડિતજીને પોતાની સમક્ષ બોલાવી કહ્યું કેઃ "આશ્વાસન દેનેકી ક્યા બાત ચલ રહી હૈ? દેખના ? કોઈ આશ્વાસન ન દેના." યુરોપ ગયા પછી રાષ્ટ્રીય સભાના પ્રમુખ તરીકે પંડિતજીની નિમણુક થઇ. કમળાદેવીની માંદગી કેમે કરતાં ઓછી થતી નહિ તેથી પંડિતજી અધ્યક્ષ તરીકે લખનૌ આવી શકશે કે નહિં એ પ્રશ્ન હતો. એ સમયે તે કર્તવ્ય પરાયણ સ્ત્રીએ પંડિતજીને કહ્યું કેઃ "દેશસેવા પ્રથમ, સ્ત્રી સેવા પછી. તમે તમારા કર્તવ્યને માટે નિઃશંક જાઓ." અહા! કેવી ઉદારતા ? હિંદી રાષ્ટ્ર નેહરૂ કુટુંબને પ્રથમ નિરર્થક વગોવતું હતું !

## યુદ્ધ મુલતવી અને પાર્લામેંટરી રાજ્યદ્વારી વિષય.

**પત્નિનાં** અસ્થિ લઈ પંડિતજી હિંદુસ્થાનમાં આવ્યા. પત્નિને માટે યોગ્ય પ્રકારનો શોક કરવાનો તેમને ક્યાં સમય હતો ? અભિષિક્ત અને અનભિષિક્ત રાજાઓનું એક પ્રકારનું પ્રારબ્ધ હોય છે. મન તેમનું પોતાનું નહિ. જનતા આનંદમાં હોય ત્યારે તેમને નૃત્ય કરવું પડે છે. પંડિતજી હિંદુસ્થાનમાં આવ્યા તે વખતે દિલ્હીમાં આગેવાનોની પરિષદ ભરાવાની હતી ત્યાં તેઓ તુરતજ રવાના થયા. કેટલાક વર્ષ પછી પંડિતજી સર્વને મળતા હોવાથી દિલ્લી નિવાસીઓએ તેમનું એક મ્હોટું સરઘસ કાઢવાનો વિચાર કર્યો હતો, પરંતુ પત્નિના મૃત્યુને થોડા દિવસ વિત્યા હોવાથી પતિને એવો સરઘસનો ઠાઠમાઠ કેમ રૂચે ? પિતાનું શબ ઘરમાં પડયું હોય છે તેજ વખતે નવિન ગાદીએ બેસનાર રાજાને પોતાની આણ ફેરવવા જેવાં કાર્યોમાં ભાગ લેવો પડે છે જ. મ્હોટું સરઘસ કાઢવાનું બંધ કરવામાં આવ્યું તેમ છતાં ખુલ્લી મોટરમાં બેસી સર્વ દિલ્લી શહેરમાં ફરીને લોકોને દર્શન દેવાની તેમને ફરજ પડી.

## લખનૌ કોંગ્રેસ.

લખનૌ કોંગ્રેસ માટે અલાહાબાદમાં વર્કિંગ કમિટીએ ઠરાવોની વાટાઘાટ ચલાવી તેમાં પંડિતજીનું સામ્યવાદી દષ્ટિકોણ કમિટીના ઘણા સભાસદોને પસંદ નહતું. લખનૌના અધિવેશન વખતે અધ્યક્ષ અને બીજા સભાસદો વચ્ચે ઘણો મતભેદ હતો. પરંતુ પંડિતજી પક્કા લોકશાહી પક્ષના હતા તેથી વર્કિંગ કમીટી સમક્ષ પોતાના વિચાર રજૂ કરતા અને મતભેદ થવા છતાં તેઓ દૂર જઈ શકતા નહિ એમાંજ પંડિતજીનું મહાનપણું જણાઈ આવતું હતું. તેઓ કોંગ્રેસની એટલે બહુજન સમાજની સેવા કરવા ઇચ્છતા હતા, તેથી બીજાઓ ઉપર જોરજૂલમથી પોતાનો મત ઠોકી બેસાડતા નહિ. તેઓ આજસુધી તરૂણોના કલેજા જેવા બની ગયા છે. બહુજન સમાજ તેમને દેવ સમાન માને છે. એ સ્થીતિમાં તેમની જગ્યાએ બીજો કોઇ હોત તો અહંકારને લીધે તેનું મસ્તક ફરી ગયું હોત અને પોતાનું કહેવુંજ સત્ય ઠરાવવાનો તેણે પ્રયત્ન કર્યો હોત, અધ્યક્ષપદનું રાજીનામું આપી દીધું હોત પરંતુ તેવું કાંઇ નહિ કરતાં એક વખત નહિ પણ બે વખત તેમણે અધ્યક્ષપદ નિભાવી લીધું હતું.

અધ્યક્ષપદનું સૂત્ર હાથમાં ગ્રહણ કરતાંજ હિંદુસ્થાન સંબંધી સાચી બાતમી આપવાની વ્યવસ્થા કરી પરદેશ સાથે તેમણે સંબંધ જોડી દીધો. વચમાં જ ગાંધીજીએ હિંદુસ્થાનની ચળવળમાં સર્વ શક્તિ અર્પણ કરી કોંગ્રેસનું પરદેશખાતું એકદમ બંધ કરી દીધું હતું. તે તેમણે પુનઃ શરૂ કર્યું. બીજું મહત્વનું કાર્ય એ કર્યું કેઃ તેમણે "જનતા સંબંધ" કમીટી સ્થાપન કરી. જે કમીટીના કાર્યથી સમાજના ઠેઠ તળિયા સુધી કોંગ્રેસનું કાર્ય લઈ જઈ શકાયું હતું. રાજેન્દ્રબાબુનું અનુકરણ કરીને પંડિતજીએ દેશના સર્વવિભાગમાં પ્રવાસ કરીને સર્વ ઠેકાણે ચૈતન્ય ઉત્પન્ન કર્યું હતું. પ્રવાસના કાર્યમાં કોઇ તેમની આગળ જઇ શકે એમ નથી. સવારના ૭ વાગ્યાથી રાત્રિના અગિઆર વાગ્યા સુધી મોટરમાં પ્રવાસ કરી તેઓ વિશ

વિશ સભાઓમાં ભાષણો કરતા હતા. પ્રવાસ ચાલુ હોવા છતાં પોતાનું નિત્યનું કોંગ્રેસ–કાર્ય તેઓ પુરૂં કરતા. તે ઉપરાંત દેશ પરદેશના આંતરરાષ્ટ્રીય પ્રશ્ન સંબંધી અધ્યક્ષની પત્રિકાઓ પ્રસંગોપાત પ્રકટ થતી તે જૂદું. એજ વર્ષમાં તેમનું આત્મચરિત્ર પ્રકટ થયું. ગાંધીજીના આત્મચરિત્રના જેવુંજ તે વૈશિષ્ટ્યપૂર્ણ છે. અધ્યક્ષનું વર્ષ પુરૂં થઈ ૧૯૩૭ની સાલ માટે નવિન અધ્યક્ષની નિમણુક કરવાનો સમય આવ્યો ત્યારે રાષ્ટ્રે પુનઃ તેમનેજ અધ્યક્ષ નિમ્યા. કારણકે આટલો બધો લોકપ્રિય અને કાર્યદક્ષ અધ્યક્ષ રાષ્ટ્રને મળવો અત્યંત કઠિન હતું. જો કે તેમની સામ્યવાદી વિચારશ્રેણીને લીધે વર્કિંગ કમિટીના કેટલાક સભાસદો સાથે તેમને ઝગડો તો ચાલ્યાજ કરતો.

કોંગ્રેસે અધિકાર સ્વીકાર કરવો કે નહિ. એ પ્રશ્ન સાથે તેમનો અભિપ્રાય સમ્મત થતો નહતો. ઝગડો વૃદ્ધિ પામતાંજ ગાંધીજી કમીટીમાં આવી મધ્યસ્થ તરીકે ઝગડો પતાવી દેતા. પંડિતજીએ ત્રણે વખત રાષ્ટ્રપતિનું કાર્ય કેવળ સેવાભાવથીજ કર્યું હતું.

સુભાસચંદ્ર બોઝ અધ્યક્ષ થયા પછી પંડિતજીએ પુનઃ રાષ્ટ્રીય સભાના સેક્રેટરી તરીકે કામ કરવું એવી સર્વની ઇચ્છા હતી. પરંતુ તેમણે એ કાર્ય માટે આ વખતે ના કહી. એક તો અધ્યક્ષનું કાર્ય તેમણે બે વર્ષ પર્યંત જરા પણ વિશ્રાંતિ નહિ લેતાં કરેલું હોવાથી તેમને થાક લાગ્યો હતો અને બીજી બાબત એ હતી કેઃ યુરોપમાં પ્રવાસ કરીને ત્યાં જે મહાન ઉથલપાથલ થઈ રહી છે તેનો પ્રત્યક્ષ અનુભવ લેવાનો તેમનો વિચાર હતો. તેથી જ તેઓ આજે યુરોપમાં ભ્રમણ કરી રહ્યા હતા. ત્યાં પણ સર્વત્ર તેમનું સન્માન થતું હતું. મ્હોટા મ્હોટા મુત્સદ્દીઓ સાથે તેમની મુલાકાત થઇ રહી હતી. મ્હોટી મ્હોટી સભાઓ ભરી હિંદુસ્થાનની પરિસ્થિતિ ત્યાંના જનસમાજને સમજાવીને સ્પષ્ટ કહેતા કેઃ "પૂર્ણ સ્વતંત્રતા મેળવ્યા સિવાય હિંદુસ્થાન કદી પણ શાંત રહેશે નહિ."

એ પ્રવાસથી આંતરરાષ્ટ્રીય મુત્સદીઓમાં તેમની ગણના થવા લાગી છે, પોતાના ભાષણો અને સંભાષણોથી તેઓ પ્રત્યેક ક્ષણે હિંદુસ્થાનનું ગૌરવ વૃદ્ધિ કરી રહ્યા છે.

જવાહરલાલજી અત્યારે પચાશના ઘરમાં આવી પહોંચ્યા છે. પરંતુ તેમનો ઉત્સાહ ચંદ્રની જ્યોતિ પેઠે પ્રતિક્ષણે વૃદ્ધિ પામતો જાય છે. તેમણે આજ પર્યંત અનેક કાર્યો કર્યાં છે છતાં બાકી રહેલા અર્ધા આયુષ્યમાં તેમને હજી ઘણાં કામ કરવાનાં બાકી રહ્યાં છે. તેમના પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય સાધ્ય કરવામાં હવે વિશેષ સમય લાગવાનો નથી. ત્યાર પછી મજુર વર્ગનું જીવન સાર્વજનિક દૃષ્ટિએ સુખી કરવામાં તેઓ સતત પ્રયાસ કરવાના છે.

આ પ્રમાણે પંડિતજીના જીવનચરિત્રનું સૂત્ર એક સરખું ચિતરવાનો યથામતિ પ્રયત્ન કરવામાં આવ્યો છે. એમાં જવાહરલાલજીનું સમગ્ર જીવન ચરિત્ર આલેખાયલું નથી, અને તેમ કરવાનો સંકલ્પ પણ નહોતો. તરૂણ વંશજો સમક્ષ એક આદર્શ દેશભક્તના ચારિત્રમાંથી કેટલાક સ્ફુર્તિદાયક પ્રસંગ દર્શાવી પંડિતજીના જેવાજ સ્વાર્થત્યાગ પૂર્વક નિર્ભયતાની પરંતુ નમ્રતાની ભાવના ધારણ કરી તેમનામાં રાષ્ટ્રની સેવા કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય એજ અમારો ઉદ્દેશ્ય છે. ઉપરોક્ત પ્રમાણે તેમનાં વ્યક્તિ તરીકે દર્શન કર્યા પછી ગ્રંથકર્તા તરીકે તેમની ટુંકમાં ઓળખાણ કરાવીશું. તેમજ આદર્શ પત્નિ તરીકે કમળાદેવીનો જીવન પ્રસંગ અને ઇંદિરાને લખેલા પત્રોમાંથી કેટલાક પત્રો પ્રકટ કરીશું.



## પ્રકરણ ૨૨ મું.

### કમળાદેવી અને સ્વરાજયયજ્ઞ.

પતિ અને પત્નિ એ બે એક બીજાનાં અર્ધાંગ કહેવાય છે, તેથીજ પત્નિને અર્ધાંગના કહેવામાં આવે છે. પતિનો ધર્મ એજ પત્નિનો ધર્મ હોવાથી પત્નિને સહધર્મિણી કહેવામાં આવે છે પતિનું વ્રત એજ પત્નિનું વ્રત હોવાથી પતિવ્રતા કહેવામાં આવે છે. સીતા, તારા, દમયંતિ આદિ અનેક સ્ત્રીઓ એજ પ્રમાણેજ પતિનું અર્ધાંગ બની રહી હતી, તેથીજ તેમને સહધર્મિણી અથવા સહધર્માચારિણી કહેવામાં આવતી હતી. તેમજ પતિના વ્રતનું અનુસરણ કરવાથી તેમને પતિવ્રતા કહેવામાં આવે છે. ભારતવર્ષની પત્નિઓ-સ્ત્રીઓનો—એ પ્રાચીન ધર્મ છે. એ વ્રત છે. એજ સંસ્કારિતા છે. તેથી તેમનાં નામ આર્યોના ઇતિહાસમાં અજર અમર થયાં છે.

પં. જવાહરલાલના સદ્‌ભાગ્યે તેમને એવીજ અર્ધાંગના, એવીજ સહધર્મિણી અને એવીજ પતિવ્રતા ધર્મપત્નિ પ્રાપ્ત થઇ હતી. કમલાદેવી સાથે લગ્ન થયું તે વખતે પંડિતજી જેવા તરૂણ પતિના હૃદયમાં દેશને સ્વતંત્ર કરવાની તીવ્ર અભિલાષા ઉત્પન્ન થઇ હતી. યુવાન, રૂપલાવણ્ય સમ્પન્ન પત્નિ મળવા છતાં તેમના મનમાં કેવળ ભોગવિલાસની ઇચ્છા ન હતી. તારૂણ્યને યોગ્ય એવી ઇચ્છા હોય એ સ્વાભાવિક છે, પરંતુ આજકાલના યુવકો પેઠે તેઓ કેવળ ભોગવિલાસને ઇચ્છતા નહોતા. ભોગવિલાસને તેમણે ગૌણ બનાવ્યો હતો, તેમની જીવનની મહેચ્છા તો કેવળ પૂર્ણ સ્વરાજ્યની

પ્રાપ્તિ એજ હતી, અને એ જ ઉદ્દેશની સાધના કરી રહ્યા હતા. સિદ્ધિ મળતાં સુધી તેમણે જીવનના બીજા ભોગવિલાસને અતિ ગૌણ બનાવી દીધા હતા.

તેમના કાશ્મીરના જીવનચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેઓ યુવાન તરૂણ પત્નિને લઈ કાશ્મીર ગયા હતા, પરંતુ ત્યાં તેમણે ભોગવિલાસમાં ચિત્ત નહિ પરોવતાં ક્ષણે ક્ષણે પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિના માર્ગો શોધ્યા હતા. તે સંબંધી જ વિચારો કર્યા હતા.

કમળાદેવી તરૂણ હતાં. તેમના હૃદયમાં ભોગવિલાસના સ્વપ્ન કદાચ કાશ્મીરથી પાછા અલાહાબાદ આવતાં સુધી જ તીવ્ર રહ્યાં હશે પરંતુ અલાહાબાદ પતિને ઘેર આવ્યા પછી તેમના અને ઘરનાં સર્વ મનુષ્યોના રાજદ્વારી વિચારો જાણ્યા પછી તે સ્વપ્ન ઉડી ગયાં હોવાં જોઇએ. ધીમે ધીમે તેમના હૃદયમાં પૂર્ણ સ્વરાજ્યનો વિષય સમજાયો હશે. અને તેથી જ તેમણે પતિના વ્રતનો, પતિના ધર્મનો સ્વીકાર કર્યો હશે. એ ધર્મ તેમના જીવનમાં કેવી રીતે ઉતર્યો હતો તે પંડિત જવાહરલાલના આલેખાયલા કેટલાક પ્રસંગો ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

પં. મોતીલાલજી મધ્યમ પક્ષના હોવા છતાં ધીમે ધીમે પુત્રના ઉદ્દામ વિચાર પ્રમાણે વર્તતા હતા. તેજ પ્રમાણે તેમનાં માતુશ્રી, બ્હેનો, બનેવી અને તેમનાં પત્નિ પણ એજ પ્રમાણે વર્તવા લાગ્યાં હતાં. કમલાદેવી અને પં. જવાહરલાલ વચ્ચે અતિશય પ્રેમ અને સદ્‌ભાવ હતો, એટલે પતિનું વ્રત તેણે ગ્રહણ કર્યા વગર છૂટકો જ ન હતો, અને તેજ તેનો ધર્મ હતો.

મીઠાના કાયદાનો ભંગ થયો તેજ અરસામાં પરદેશી કાપડ બહિષ્કારનો યુગ પ્રવર્તતો હતો. દેશભરમાં વિલાયતી કાપડની દુકાનો પર પિકેટિંગ ચાલતું હતું અને સ્ત્રી પુરૂષોને જેલમાં ધકેલવામાં આવતાં હતાં. તે સમયે પંડિત જવાહરલાલનાં માતુશ્રી સાથે કમલા-

દેવી પણ પિકેટિંગ કાર્યમાં સામેલ હતાં. પંડિતજીએ પોતાના જીવન ચરિત્રમાં લખ્યું છે કેઃ

"દિલ હલમલાવી મૂકે એવા સમાચારોના તે દિવસો હતા. સરઘસો, લાઠીના હુમલાઓ અને બંદૂકની ગોળીઓ છૂટયાના, પ્રસિદ્ધ કાર્યકર્તાઓની ધરપકડ ઉજવવાને વારંવાર પડતી હડતાલોના અને પેશાવરદિન, ગઢવાલીદિન વગેરે ખાસ ઉજવણીઓના સમાચારો એક પછી એક આવ્યા જ જતા. તેટલા સમય પૂરતો પરદેશી કાપડ અને બ્રિટિશ માલનો બહિષ્કાર લગભગ સંપૂર્ણપણે થયો હતો. જ્યારે મેં સાંભળ્યું કે મારાં વયોવૃદ્ધ મા ( અલબત્ત મારી બેહેનો સાથે ) પરદેશી કાપડની દુકાનો આગળ ચોકી કરવાને ઉનાળાના ધગધગતા તાપમાં ખડે પગે ઉભાં રહે છે, ત્યારે મારું હૃદય ખૂબ હાલી ઉઠયું. કમલા પણ ચોકીમાં પહેરો ભરતી અને તે ઉપરાંત પણ તેણે ઘણું કાર્ય બજાવ્યું. અલાહાબાદ શહેર અને જિલ્લાના પ્રદેશમાં તેણે જે જુસ્સાથી અને નિશ્ચયથી લડતમાં ઝંપલાવ્યું તેનાથી મને અચંબો ઉપજ્યો. મને એવો ખ્યાલ હતો કે કમલાને હું વરસો થયાં બરાબર ઓળખું છું, પરંતુ તેની આ શક્તિનો મને જરા જેટલો પણ ભાસ નહોતો થયો. પોતાની નબળી તબિયતનું ભાન ભૂલી જઇને તે આખો દિવસ તડકામાં ભટકતી અને તેણે અજબ વ્યવસ્થા શક્તિ બતાવી. જેલમાં મને આ બધાની ઉડતી ખબર મળેલી. પાછળથી જ્યારે પિતાશ્રી મારી સાથે થયા ત્યારે કમલાના કાર્યથી અને ખાસ કરીને તેની વ્યવસ્થા શક્તિથી તે પોતે કેટલા પ્રસન્ન થયા હતા તેની તેમણે મ્હને વાત કરી."

પં. જવાહરના આ કથનથી સ્પષ્ટ જણાય છે કેઃ પ્રથમ તો પોતાના હૃદયના વિચારો તેણે પતિને જાણવા દીધા જ નહિં હોય. સ્ત્રીઓનો એવોજ સ્વભાવ હોય છે. હૃદયના ભાવ ગુપ્ત રાખવાની તેમનામાં અજબ શક્તિ હોય છે. કમલાદેવીમાં એ શક્તિ સ્પષ્ટ જણાય છે. એજ પતિવ્રત, એજ પતિધર્મ !

પતિવ્રતા કમલાદેવીના હૃદયની ભાવના તેમની જીવનચર્યામાંથી વિશેષ રૂપે જણાઇ આવે છે. પતિદેવ રાત દિવસ જે વિચાર કરે તેનું પ્રતિબિંબ ધર્મપત્નિમાં ઉતર્યા વગર રહેતું નથી. પતિદેવ સુખમાં હોય ત્યારે પત્નિએ સુખમાં દિવસો નિર્ગમન કરવા પણ પતિદેવ કષ્ટની પરાકાષ્ટાએ પહોંચ્યા હોય ત્યારે પત્નિને મિષ્ટાન્ન ભોજન, સુંવાળી રેશમી સુખશય્યા કે ભોગવિલાસ પ્રત્યે ઉદાસિનતા જન્મે છે. પં. જવાહરલાલ જેલને આનંદભવનનો મહેલ માની રહેતા હતા ત્યારે કમલાદેવી આનંદભવનમાં વિલાસ વૈભવ શા માટે ભોગવે? તેને પણ પતિ સાથે જેલમાં જઈ આનંદ ભવનની રહેલ કરવાની ઇચ્છા થઈ. એ સંબંધમાં જવાહરલાલ પોતાના જીવન ચરિત્રમાં એક સ્થળે લખે છે કે :

"બેસતા વર્ષને દિવસેજ, ૧૯૩૧ ના જાન્યુઆરીની પહેલી તારીખે કમલા પકડાયાના સમાચાર મળ્યા. એથી હું રાજી થયો. કેમકે પોતાના સાથીઓ પૈકી ઘણાની પાછળ જેલ જવાની તેની ખૂબ ઉત્કંઠા હતી. સામાન્ય સંજોગોમાં તો કમલાને, મારી બહેનને તેમજ બીજી સ્ત્રી કાર્યકર્તાઓને, તેઓ પુરૂષ હોત તો બહુ વહેલાં પકડી લીધાં હોત પરંતુ તે સમયે સરકાર બની શકે તેટલા પ્રમાણમાં સ્ત્રીઓને પકડવાનું ટાળતી હતી, અને તેથી જ તે બધાં આટલા સમય સુધી બચી ગયાં હતાં. હવે કમલાના અંતરની ઉંડી ઇચ્છા તૃપ્ત થઈ હતી! મને થયું, તે કેટલી રાજી થઈ હશે. પરંતુ મને કંઇક ભય પણ લાગતો હતો. કેમકે તેની તબિયત હમેશાં નબળી રહેતી હતી અને મને ધારતી હતી કે જેલમાંની રહેણીથી તેને ખૂબ કષ્ટ થશે."

"તે પકડાઈ તેજ વખતે ત્યાં એક વર્તમાનપત્રનો પ્રતિનિધિ ઉભો હતો. તેણે તેને એક સંદેશો આપવાની વિનંતિ કરી; એટલે તેજ ક્ષણે લગભગ સહેજ પણ વિચાર કર્યા વિના તેણે જે સંદેશો

આપ્યો તેમાં તેની પ્રકૃતિ બરાબર વ્યક્ત થાય છે. "મારા પતિને પગલે જતાં મને ગર્વ ઉપજે છે અને પારાવાર સુખ થાય છે. મને આશા છે કે લોકો આપણો ઝંડો ફરકતો રાખશે." તેને જો સહેજે વિચાર કરવાનો સમય મળ્યો હોત તો ઘણું કરીને તે આવો ભાવ વ્યક્ત ન કરત. કેમકે તે પોતાને પુરૂષની જુલમગારી સામે સ્ત્રીના હકની રક્ષા કરનાર એક વીરાંગના ગણનારી હતી. પરંતુ તે ક્ષણે તેનામાં વસી રહેલા હિન્દુ પત્નીના હૃદયે તેને પુરૂષની જુલમગારીનું પણ વિસ્મરણ કરાવી દીધું."

વાંચક! હિંદુ ધર્મપત્નીનું હૃદય તમને સમજાયું હશે. પતિને પગલે ચાલવું એજ પત્નિધર્મ અને પતિનું જે જીવન વ્રત હોય તેજ પત્નિનું ધર્મવ્રત હોવું જોઈએ. એ આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. પતિ સંપૂર્ણ સ્વરાજ માટે જીવનના ભોગવિલાસોને તિલાંજલિ આપે ત્યારે શું પત્નિ ભોગવિલાસમાં પડી રહે એ કંઈ બને ખરૂં? પતિવ્રતા સહધર્મચારિણી પત્નિને માટે તે બનવું અસંભવિત છે. તેજ કારણથી કમલાદેવી પણ જેલમાં સિધાવ્યાં હતાં અને જીવનને ધન્ય કર્યું હતું. એમ જણાય છે. ધન્ય એ આર્ય નારીને! ધન્ય એ પતિવ્રતાને!

કમલાદેવીના હૃદયના રાજદ્વારી ગુપ્તભાવ ઉપર જણાવ્યા છે. હવે તેમના સ્ત્રી સ્વાતંત્ર્યના ભાવ પણ આપણે જોઈએ. કમલાદેવી દિલ્લીના ખાનદાન શ્રીમંત ગૃહસ્થની પુત્રી હતી. પિતાને ત્યાં સ્વેચ્છાપૂર્વક વર્તન કરતી હતી. તેને સ્ત્રી સ્વાતંત્ર્યનું ત્યાં શિક્ષણ મળ્યું. હતું. એટલે તેના તે ભાવાંકુર હૃદયમાં કોઈ કોઇ વખત વિકસિત થઈ વૃક્ષ પલ્લવથી પૂર્ણ જણાય એમાં આશ્ચર્ય શું? તેની સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવના કવચિત્ પં. જવાહરલાલ સ્હામે તીવ્ર દષ્ટિએ જોતી. પંડિતજીએ તો તેની તે ભાવનાને આનંદપૂર્વક વધાવી લીધી હોય એમ જણાય છે. પરંતુ તેના એ ભાવના સાગરમાં ઉંડે દષ્ટિપાત કરતાં પતિવ્રત ધર્મનાં અણમોલ રત્નો જોઇ પંડિતજીને બેહદ આનંદ

થતો. પંડિતજીએ પોતાના જીવન ચરિત્રમાં એક સ્થળે કમલાદેવીની આ સ્વાતંત્ર્ય ભાવના સંબંધી લખ્યું છે કે :

"હૈદ્રાબાદ અમે શ્રીમતી સરોજિની નાયડુ અને તેમની બે પુત્રીઓ, પદ્મની અને લાલમણીને મળવાના ખાસ હેતુથી ગયાં હતાં. અમે તેમની સાથે રહ્યાં તે દરમ્યાન તેમને ઘેર મારી પત્નીને મળવાને સ્ત્રીઓનું એક નાનું સરખું 'પરદાનશીન' સંમેલન મળ્યું હતું; અને એમ લાગે છે કે કમળાએ તેમને સંબોધીને બે શબ્દો કહ્યા હશે. ઘણું કરીને તેણે પુરૂષોએ બનાવેલા કાયદાઓ તેમજ રિવાજો સામેની સ્ત્રીઓની મુક્તિની લડતની વાતો કરીને ત્યાં ભેગી મળેલી સ્ત્રીઓને પોતાના પુરૂષ વર્ગથી તદ્દન દબાઇ ન જવાનો આગ્રહ કર્યો હશે. (એ એનો પ્રિય વિષય હતો) બે ત્રણ અઠવાડિયાં પછી એનું રમૂજી પરિણામ આવ્યું. હૈદરાબાદથી એક બીચારા હેરાન થઈ ગયેલા પતિએ કમલા ઉપર કાગળ લખી જણાવ્યું હતું. "તમારી આ શહેરની મુલાકાત પછી મારી પત્નીની રીતભાત તરેહવાર બની ગઇ છે, મારું કહેલું તો જરા સાંભળતી નથી, તે પહેલાં મારી મરજી સંભાળતી હતી પરંતુ હવે તો તેને જરા પણ લેખવતી નથી. ઉલટી હવે મારી સાથે દલીલમાં ઉતરીને ઝગડો કરે છે અને મારી સાથે ઝઘડા શોધે છે."

સ્ત્રી સ્વાતંત્ર્યનો કમલાદેવીનો જુસ્સો તે વખતે કેવો હતો અને તે પોતાના વિચાર બીજી સ્ત્રીઓના અંતરપટમાં કેવી રીતે ઉતારતાં તે ઉપરોક્ત બનાવથી સ્પષ્ટ જણાઇ આવે છે,



## પ્રકરણ ૨૩ મું.

## દેશ યજ્ઞમાં આહુતિ.

**ક**મલાદેવી સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવનાવાળાં હતાં એ સત્ય પણ તે સાથે તેમના હૃદયમાં સ્વરાજ્યની ભાવના તો હમેશાં તીવ્રરૂપ ધારણ કરી જાગ્રતજ રહેતી. પં. જવાહરલાલનો પત્નિ પ્રેમ પણ તેવોજ તીવ્ર જાગ્રત હતો. પંડિતજી પોતાના જીવનચરિત્રમાં એક સ્થળે લખે છે કે:

"જુલાઇના અંતમાં કમલાની તબીયત ઝપાટાબંધ બગડવા લાગી. થોડા દિવસમાં એની સ્થિતિ ગંભીર થઇ ગઇ. ૧૧ મી આગસ્ટે મ્હને દહેરાદુન જેલ છોડવાનો હુકમ મળ્યો, અને તેમાં તો મને પોલીસના જાપતા નીચે અલ્હાબાદ મોકલવામાં આવ્યો. બીજી સાંજે અમે અલ્લાહાબાદના પ્રયાગ સ્ટેશને પહોંચ્યા. ત્યાં મને જિલ્લા મેજીસ્ટ્રેટે જણાવ્યું કે મારી બીમાર પત્નીને હું મળી શકું તે માટે મને તરત માટે છોડવામાં આવ્યો છે હું પકડાયો તે દિવસથી છ મહિના પૂરા થવાને એક દિવસ બાકી રહ્યો હતો. × × ×

તલવારની જ્યમ ધાર તેના મ્યાનને છેદ્યા કરે,
ત્યમ તીવ્ર આંતર દુઃખ દિલના મર્મને ભેદ્યા કરે. *
(બાયરન)

* * તદ્દન એકાંત વાસમાંથી દાકટરો, નર્સો અને સગાંઓથી

---

* પંડિતજીએ ટાંકેલી બાયરનની કડીનો અનુવાદ (પંડિત જવાહરલાલનું ગુજરાતી જીવનચરિત્ર લેખક.)

ભરેલા ઘરમાં હું પહોંચ્યો. મારી દીકરી ઈંદિરા પણ શાંતિનિકેતનથી આવેલી હતી. ઘણા મિત્રો ઉપરા ઉપરી મને મળવા અને કમળાને જોવા આવતા. રહેવાની પદ્ધતિ સાવ બદલાઇ ગઈ. ઘરની સગવડો અને સારો ખોરાક મળ્યાં, પણ આ બધાંની ઉપર કમળાની ગંભીર માંદગીની ચિંતાનો રંગ ચડેલો હતો.

“એ સાવ હાડપિંજર થયેલી અને અત્યંત નબળી, જાણે પોતાની છાયામાત્ર હોય તેમ પડેલી હતી. રોગની સામે મહા પરાણે એ ટક્કર ઝીલી રહી હતી. અને કદાચ એ મને છોડી જશે એ વિચાર મને અસહ્ય ક્લેશ કરાવતો હતો. અમારાં લગ્નને સાડા અઢાર વર્ષ થયાં હતાં, મારું ચિત્ત તે દિવસથી આજ સુધીના બધા વર્ષોના બનાવો પર ફરી વળ્યું. મારી ઉંમર તે વખતે છવ્વીસ વરસની હતી, અને તેની સત્તર વરસની. એ સાવ એક સૂકલી બાળા જેવી લાગતી હતી, અને ‘દુનિયાદારી’થી અનભિજ્ઞ હતી. અમારા એની વચ્ચે ઉંમરનો ફરક તો મોટો હતોજ પણ એનાથીયે વધારે અમારા બન્નેના માનસમાં મોટો ભેદ હતો; કારણ કે હું તેના કરતાં બહુ વધારે આગળ વધેલો હતો પણ ‘દુનિયાદારી’ના મારા દેખાવ છતાં હું બહુ છોકરવાદી હતો. અને તેથી આ કોમળ લાગણીવશ બાળા—જેની બુદ્ધિ ખીલતી કળીની જેમ ધીમે ધીમે ઉઘડતી હતી—તેને બહુ નરમાશથી અને કાળજીપૂર્વક સંભાળની જરૂર હતી, એવો મને ભાગ્યેજ બરાબર ખ્યાલ હતો. અમારી વચ્ચે પરસ્પર આકર્ષણ હતું અને તેથી અમારું ગાડું ઠીક ચાલતું; પણ અમારા બન્નેના માનસ વચ્ચે બહુ ભેદ હતો અને તેનો મેળ બેસતો નહોતો. તેમના આ અભાવને લીધે ક્યારેક ક્યારેક અમારી વચ્ચેં ઝગડો થઇ જતો; નજીવી નજીવી બાબતોમાં અમે લડી પડતાં. અલબત એ છોકરવાદી લડાઇઓ હતી અને લાંબો વખત ચાલતી નહિ. થોડીજ વારમાં અમે પાછાં મનવાઇ જતાં. બન્ને ગરમ મિજાજનાં, લાગણી પ્રધાન અને પોતાના સ્વાભિમાનનો છોકરવાદી ખ્યાલ રાખનારાં હતાં. આમ છતાં અમારી વચ્ચેનો પ્રેમ

વધતો ગયો, પણ માનસનો મેળ ઉત્પન્ન થતાં વાર લાગી. અમારાં લગ્ન પછી એકવિસ મહિને ઇંદિરા–અમારું એકનું એક બાળક જન્મી.

અમારાં લગ્ન વખતે રાજકારણમાં નવા ફેરફારો થયા હતા અને મારું મન તેમાં એકાગ્ર થતું હતું. એ હોમરૂલના દિવસો હતા ત્યાર પછી તુરતજ પંજાબમાં લશ્કરી કાયદો આવ્યો અને તે પછી અસહકાર એટલે હું લોકકાર્યની ધમાલ અને તોફાનમાં વધારે ને વધારે ગુંચવાતો ગયો. આ બધી પ્રવૃત્તિઓમાં હું એટલો બધો મશગૂલ થઈ ગયો કે સાવ અજાણપણે હું કમળા તરફ બેદરકાર રહ્યો અને જે વખતે એને મારા સહકારની સૌથી વધારે જરૂર હતી તેજ વખતે મેં તેને તેનું ફોડી લેવા છોડી. એના પ્રત્યેનો મારો પ્રેમ તો ચાલુ જ હતો, બલકે વધતો ગયો, અને એ પોતાના પ્રેમ કિરણોથી મને સદા હૂંફ આવવા તૈયાર છે. એ જ્ઞાનથી મને બહુ આશ્વાસન રહેતું. મને તો એ બળ આપતી, પણ પોતે તો ખૂબ માનસિક વ્યથા ભોગવી હશે, અને એના પ્રત્યે હું કંઈક બેદરકાર છું એમ પણ એને લાગ્યું હશે. આ અર્ધ ભુલકણા, ઉપલકિયા વર્તન કરતાં હું દુઃખ આપતો હોત તો તે કદાચ વધારે પોસાત.

અને પછી તો એની વારંવાર આવનારી માંદગીઓ અને મારી લાંબી જેલ જાત્રાઓ શરૂ થઈ. તેમાં અમે કેવળ જેલની મુલાકાતોમાંજ એક બીજાને મળી શકતાં. સવિનયભંગની ચળવળે એને આપણા સૈનિકોની પ્રથમ પંક્તિમાં મૂકી દીધી, અને એને જેલ જવાનું થયું ત્યારે એને આનંદ થયો. અમે વધારે ને વધારે નિકટ આવતાં ગયાં; અમારી વિરલ મુલાકાતો અમોલી બની, અને તેની રાહ જોતાં અને વચ્ચેના દિવસો ગણ્યા કરતાં એક બીજાથી કંટાળવાની તો વાતજ ન હતી, પણ જ્યારે મળતાં ત્યારે નવાંજ મળતાં હોઈએ એમ લાગતું; કારણકે અમારી પ્રત્યેક મુલાકાત વખતે જે ઘડી સાથે ગાળવાની મળતી તેમાં તાજગી અને નવીનતા અમે અનુભવતાં. દર વખતે એક બીજા

વિષે અમે કંઈક કંઈક નવી શોધો કરતાં, જો કે કોઈકવાર એકની નવી શોધ બીજાને હંમેશાં પ્રિય લાગતી નહિ. અમારી મોટી ઉંમરના મતભેદોમાં કંઈક છોકરવાદીપણું તો હતુંજ.

અઢાર વર્ષના વિવાહિત જીવન પછી પણ એનો મુગ્ધ કુમારિકાનો દેખાવ હજી કાયમ રહ્યો હતો. પ્રૌઢપણું એના દેખાવમાં જરાયે નહોતું. પહેલે દિવસે જેવી નવવધૂ અમારે ત્યાં આવી હતી તેવીજ તે હજુયે હતી. પણ મારામાં ઘણો ફેર પડી ગયો હતો. અને જો કે મારી ઉંમરના પ્રમાણુમાં હું ઠીક તાજો, ચપળ અને સ્ફૂર્તિવાળો હતો,—અને લોકો કહેતા કે મારો છોકરવાદી સ્વભાવ પણ ઘણે અંશે કાયમ હતો—છતાં મારા દેખાવથી મારી ઉંમરની ખબર પડી જતી. મારા માથાના થોડા ભાગમાં ટાલ પડી ગઈ હતી, મારા વાળ ધોળા થવા લાગ્યા હતા, મારા મોઢા પર રેખાઓ અને કરચલીઓ પડી હતી, અને મારી આંખોની આજુબાજુ કાળી છાયા ઘેરાઈ હતી. છેલ્લાં ચાર વર્ષોની હાડમારીઓ અને જંજાળો મારા શરીર પર ઠીક ઠીક સંસ્કારો મૂકતી ગઇ હતી. આ છેલ્લાં વરસોમાં કમળા અને હું કોઈ અજાણી જગાએ જઇએ તો ઘણી વાર લોક એને મારી દીકરી માની લઈ મ્હને મૂંઝવણમાં નાંખતા. તે અને ઈંદિરા બે બહેનો જેવી દેખાતી.

અઢાર વરસનું વિવાહિત જીવન ! પણ એમાંના કેટલાંયે લાંબા વરસો મેં જેલની કોટડીમાં અને કમળાએ ઈસ્પિતાલો અને આરોગ્યભુવનોમાં ગાળ્યાં છે ! અને વળી પાછો હું પેલે દિવસ જ જેલમાં હતો, અને માત્ર થોડા દિવસ માટે જ બહાર આવ્યો છું. અને તે બાપડી ભારે માંદગી ભોગવતી આયુષ્યને માટે ઝઘડી રહી છે. પોતાની તબિયત વિષે બેકાળજી બદ્દલ મને તેના ઉપર ચીડ ચડતી હતી. પણ હું એનો વાંક શું કાઢું ? એ બાપડી માંદગીને લીધે કાંઇ કરી શકતી ન હતી. તેથી તેનો તેજીલો સ્વભાવ શરીરે અશક્ત બનવાથી

કકળાટ કરતો. તે ન તો બરાબર કામે ચડી શકતી અને ન ઉપચાર લેતી; અને તેના મનનો પરિતાપ તેના શરીરને બાળી રહ્યો હતો. અને જ્યારે મને એની વધારેમાં વધારે જરૂર ભાસે છે, ત્યારે જ શું તે મને છોડી જશે ? અરે, હજી તો હમણાં અમે એક બીજાને બરાબર ઓળખતાં અને સમજતાં થયાં હતાં; અમારું સહજીવન હમણાં જ બરાબર શરૂ થતું હતું ! એક બીજા ઉપર અમે કેટલો આધાર રાખતાં અને અમારે કેટલું બધું સ્વાર્થે કરવાનું હતું !

આમ પ્રતિ દિવસે અને પ્રતિ પળે એની પાસે મને આ વિચારો આવ્યા કરતા.

સાથીઓ અને મિત્રો મળવા આવ્યા. ઘણી બાબતો વિષે હું બિનવાકેફ હતો તેની તેઓએ મને ખબર આપી. વર્તમાન રાજકીય સમસ્યાઓની તેઓ ચર્ચા કરતા અને મને પ્રશ્નો પૂછતા. મને જવાબ આપવા કઠણ પડતા. કમલાના મંદવાડના વિચારને મગજમાંથી ખસેડવા સહેલા નહોતા, અને જેલના એકાંત અને વિવિક્તવાસ પછી વિશિષ્ટ પ્રશ્નોનો એકાએક વિચાર કરવા મારી તૈયારી નહોતી. લાંબા અનુભવથી હું શીખ્યો હતો કે જેલમાં મળતી થોડી ઘણી માહિતી પરથી કોઈ પરિસ્થિતિનો ખ્યાલ કરવો શક્ય નથી. મનને બરાબર ઘડીમાં બેસાડવા માટે અંગત પરિચયની આવશ્યકતા હતી. નહિં તો પ્રગટ કરેલા વિચારો કેવળ પુસ્તકિયા અને વસ્તુસ્થિતિથી દૂર હોવાનો સંભવ હતો. વળી ગાંધીજી અને મહાસભાના કાર્યવાહક મંડળના મારા સાથીઓ સાથે બધી વાતની ચર્ચા કર્યા વિના મહાસભાની નીતિ વિષે કંઈક નિશ્ચિત અભિપ્રાય આપવો એ મને અન્યાય કરવા જેવું લાગતું હતું. જે કંઈ થયું હતું, તેને વિષે મારું મન તો ટીકાઓથી ભરેલું હતું, પણ કંઈક ચોક્કસ સૂચનાઓ કરવા મારી તૈયારી નહોતી. તે વખતે જેલની બહાર નીકળવાની આશા ન હોવાથી મેં એ દૃષ્ટિએ વિચાર પણ કર્યો નહોતો.

વળી, મને એમ પણ લાગતું કે સરકારે મારી પત્નિને મળવા

માટે મારી પ્રત્યે દેખાડેલા સૌજન્યનો લાભ લઈ મારે રાજકીય કામો કરવાં બરાબર ન કહેવાય. જો કે આવી કોઇ પ્રવૃત્તિ ન કરવાની મેં કબૂલાત કે ખાતરી આપી નહોતી, છતાં એ વિચાર મને સતત રોકી રાખતો હતો.

* * *

હું નૈની જેલમાં પાછો પહોંચ્યો * * પણ મારા દિવસ અને રાત ક્યાં વીતે છે તેની મને બહુ દરકાર નહોતી; કારણ કે મારું મન બીજે હતું. મને ધાસ્તી હતી કે કમલાની તબિયતમાં જે થોડો સુધારો થયો હતો તે મારા ફરી પકડવાના ધક્કાથી ટકી શકશે નહિ. અને તેમજ બન્યું. * * કમલાની તબિયત તો વધારે જ બગડતી જતી હતી.

ખરાબ ખબરો મળે અથવા ખબરોની રાહ જોતાં બેસી રહેવું પડે એથી દિવસ ખૂટતો જ નહિ, અને રાત્રીઓ તો એથી યે ખરાબ જતી. જાણે કાળની ગતિ બંધ જ થઈ હોય, અથવા અત્યંત ધીમી થઇ ગઇ હોય એમ લાગતું, અને દરેક કલાક ભાર રૂપ અને ત્રાસદાયક લાગતો. આટલો ઊંડો અંતર–ઉદ્વેગ મને પહેલાં કયારેય થયો નહોતો. મને તે વખતે લાગતું કે બેએક મહિનામાં—મુંબઈની મહાસભા ગયા બાદ—હું છૂટી જઇશ; પણ એ બે મહિના તો અનંત કાળ જેવા લાગતા હતા.

જુદા જુદા મધ્યસ્થો તરફથી મને સૂચનાઓ મળતી હતી કે જો હું એવી કબૂલાત આપું,--લેખી નહિ, પણ મોઢાની પણ કબૂલાત આપું--કે મારી જેટલી સજા બાકી છે તેટલા દિવસ હું રાજકારણમાં ભાગ નહિં લઉં તો કમલાની શુશ્રૂષા કરવા મને મુક્ત કરવામાં આવે. તે વખતે રાજકારણ તો મારા મગજમાંથી ખસી જ ગયું હતું; અને અગિયાર દિવસ દરમ્યાન મેં જે રાજકારણ બહાર જોયું હતું તે મને સાવ ઓકરી ગયું હતું; પણ કબૂલાત આપવી! એટલે મારી

પ્રતિજ્ઞાઓને, મેં ઉપાડેલા કાર્યને, મારા સાથીઓને અને મને પોતાને બેવફા થવું ! ગમે તે થાય એ શરત અસ્વીકાર્ય જ હતી, એમ કરવું એટલે મારા સત્ત્વના મૂળ ઉપર જ ઘા કરવો, જેને મેં જીવનની પવિત્રમાં પવિત્ર વસ્તુ ગણી છે તેને જ છેદવી. મને તેઓ જણાવતા કે કમલાની તબિયત વધારે ને વધારે બગડતી જાય છે અને તેની પાસે મારી હાજરી કે ગેરહાજરી તેની જીવનદોરી લંબાવવાને કે તોડવાને પૂરતી થઈ પડે એમ છે. શું મારાં વૈયક્તિક ગર્વ કે અભિમાન એને જીવવાની તક આપવાની મારી ઇચ્છા કરતાં વધારે મહત્ત્વનાં હતાં ? આ મારે માટે કઠણ કસોટી થાત, પણ સારે નસીબે એ પ્રશ્ન મારી પાસે એટલા વસમા રૂપમાં આવ્યો નહોતો. હું જાણતો હતો કે કમલા પોતે જ હું કાંઇ કબૂલાત આપું તે ખૂબ જ નાપસંદ કરત અને એવું જો મેં કાંઈ કર્યું હોત તો તેનો એને આઘાત પહોંચત અને તબિયતને નુકસાન કરત.

અકટોબરની શરૂઆતમાં વળી મને એને મળવા લઇ ગયા. ખૂબ તાવથી એ લગભગ ઘેનમાં પડેલી હતી. હું સોડમાં હોઉં એવી તો એને તીવ્ર ઇચ્છા હતી, પણ જેવો હું પાછો જેલમાં જવા માટે તૈયાર થયો કે તે વીરતાપૂર્વક હસી અને મને નીચા વળવા ઈશારત કરી. હું નીચે વળ્યો ત્યારે એણે ધીમેથી કહ્યું: “ આ સરકારને કબૂલાત આપવાની શું વાત છે ? રખે એવું કશું કરતા !”

× × ×

વાંચક ! ઉપરોક્ત અવતરણો ઉપરથી પતિપત્નિના પરસ્પર પ્રેમ, સ્વતંત્રતા અને વિયોગવિરહ વેદના જણાઇ આવે છે. એક તીવ્ર રાજદ્વારી પુરૂષ વિષયભોગમાં લંપટ નહિં થતાં પત્નિ પ્રત્યે કેવો વિશુદ્ધ પ્રેમ રાખે છે, અને પત્નિદેવી પતિના માનસને ઓળખી તેને “ સરકારને કબૂલાત નહિં આપવાનો ” કેવો આગ્રહ કરે છે તેમજ પતિપ્રેમ કરતાં દેશપ્રેમ તેને કેટલો વહાલો છે તે જણાઈ આવે છે.

સત્ય છે કેઃ સ્ત્રી માટે પતિ એ જ તેનો મૂર્તિમંત દેવ છે. એ દેવની દયાદૃષ્ટિથી પત્નિના જીવનમાં અમૃત રસનો સંચાર થાય છે, પતિનો વિયોગ એ પત્નિને માટે વિરહાગ્નિ છે અને તે અગ્નિમાં તે પોતાના જીવનની હસતે મુખે આહૂતિ આપે છે. કમલાદેવીના અંતીમ ઉદ્‌ગારો, પતિને સલાહ આપવી, પતિનો વિયોગ સહન કરવો અને પતિને હસતે મુખે વિદાય આપવી એ સર્વ એક દેશભક્ત વીર નારીને શોભે એવું હતું.

સત્ય છે કે કમલાદેવીએ પતિ વિરહમાં જ પોતાનો દેહ વ્યાધિગ્રસ્ત કર્યો હશે, સત્ય છે કે પતિના વિરહમાં તેણે સુખે આહાર નિદ્રા કર્યાં નહિં હોય, સત્ય છે કે તેણે પતિના વિયોગમાં જ સુંદર વસ્ત્રાભૂષણોનો ત્યાગ કર્યો હશે અને સત્ય છે કે તેણે પતિના વિરહમાં અનેક પ્રકારના વિલાસવિભવ ભોગવવાના હાજર હોવા છતાં તે ભોગવ્યા નહિં હોવાથી શરીરને હાડપિંજર જેવું બનાવી દીધું હશે ! ગમે તેમ પણ પતિવ્રતા કમલાદેવીએ દેશયજ્ઞમાં હસતે મુખે પોતાનું બલિદાન આપી દીધું છે એ સત્ય ! ભારતવર્ષમાં આવી સર્વ સન્નારીઓનું સ્થાન અતિ ઉચ્ચ છે અને તે દેવોની આરાધ્ય દેવી છે એમ કહેવું પડશે. કમલાદેવી આલોકમાંથી ગયાં છે પરંતુ તેમનો અમર આત્મા ચિરકાલ અમર જ રહેશે. તેમની દેશયજ્ઞની ભાવના અમર રહેશે અને ઈતિહાસમાં તેમનું નામ પણ અમર રહેશે. ધન્ય એ જીવન !

* * *

## પ્રકરણ ૨૪ મું.

### વ્યક્તિ.

પંડિત જવાહરલાલ નેહરૂનું નામ સાંભળતાં જ તારૂણ્ય, લાગણી અને ત્યાગ, એ સદ્દગુણ સાક્ષાત્ દષ્ટિ સમક્ષ તાદૃષ્ય થાય છે. કવીએ કેટલીક મહાન વ્યક્તિને હમેશ માટે વૃદ્ધત્વ અથવા તારૂણ્ય અર્પણ કર્યું છે. વસિષ્ઠ, અરૂંધતી, ગાંધારી, અને દશરથ, એ આપણી દષ્ટિ સમક્ષ વૃદ્ધ સમાન જણાય છે. તેથી ઉલટું રામચંદ્રજીએ દશ હજાર વર્ષ રાજ્ય ચલાવ્યું છતાં તેમના મસ્તકના વાળ પકવ થઇ સફેત થયાનું આપણે સાંભળ્યું છે કે? તે જ પ્રમાણે આજે ગાંધીજી ટટાર ચાલે છે છતાં કોઈ એમને તરૂણ સમજતું નથી, અને પંડિતજીના વાળ શ્વેત થવા લાગ્યા છે, મસ્તક પર ટાલ પડી છે, ચ્હેરો થોડો સુકાઈ ગયો છે છતાં તેમને કોઈ વૃદ્ધ સમજતું નથી. ભવિષ્યના વંશજો પણ પંડિતજીને અભિમન્યુની પેઠે તરૂણ જ સમજશે. કારણ કે તેમની મધ્યમ વયમાં તેમનામાં ભર યુવાવસ્થા જેવી ચપલ્યતા, આવેશ અને ત્વરિત ગતિ હજી કાયમ જ છે. તેમનું વર્ણન કરતાં એક વિદ્વાને કહ્યું છે કેઃ "ઉતાવળે ચાલતો તરૂણ" એ યથાર્થ છે. તેઓ સુભાષચંદ્રની પેઠે ધીર ગંભીર ગતિથી ચાલતા નથી. સેંકડો માઇલનો પ્રવાસ કરીને અને દશ વિશ સભામાં ભાષણો કરીને આવ્યા પછી પણ તેઓ સભાસ્થાનમાં ઉતાવળે પગલે દોડતા જતા હોય છે, વૃદ્ધની પેઠે પોતાના આસન પર અઢેલીને નહિં બેસતાં ટટાર બેસી જતા. માઇક્રોફોન નીચે ઉંચે કરવા માટે સ્વયંસેવકોની રાહ નહિં જોતાં

પોતે સ્વતઃ ઉભા થઈ તે યંત્ર ઉઠાવી બરાબર ગોઠવી લેતા. મંડપ બહાર કોઈ સ્થળે જરા ગડબડ સાંભળતાં જ સ્વયંસેવક મોકલી ત્યાંના સમાચાર જાણવાને બદલે પોતે જ ગાદીનો ત્યાગ કરી બહાર દોડી જતા, કોઈ જરા પણ ભૂલ કરતું તો તેઓ એક ક્ષણમાં તેના શરીર તરફ ધસી જતા ત્યારે બીજી જ ક્ષણે મધુર નિર્દોષ હાસ્ય કરીને સર્વ સુરસ બનાવી દેતા. એ ઉપરથી પંડિતજીમાં કેવું તારુણ્ય ચમકી રહ્યું છે તે જણાઇ આવે છે.

એ તારુણ્ય--ચાપલ્ય એમને ઇશ્વરી બક્ષિસ તરીકે જન્મથી જ પ્રાપ્ત થયું હોવા છતાં તેને હમેશને માટે સંગ્રહિત કરવા માટે પણ તેઓ એવો જ સતત્ પ્રયત્ન કરે છે. બહાર હોય કે કેદખાનામાં હોય પરંતુ તેમનો વ્યાયામ કદી પણ ભૂલતા નથી. બાલ્યાવસ્થાથી જ તેઓ ઘોડેશ્વાર થતાં અને જળમાં તરતાં શિખ્યા છે. દોડતા જવાનો તેમને ઉમંગ હોય છે. નિત્ય નિયમિત તેઓ શીર્ષાસન કરે છે. શીર્ષાસન કરવાથી અનેક શારીરિક લાભ થતા હોવાથી તે આસન તો તેઓ નિત્ય કરે છે. પરંતુ તે સિવાય નીચે મસ્તક અને ઉંચા પગ કર્યા પછી એકદમ ઉભા થઈ જવામાં જે ગમ્મતનો અનુભવ મળે છે તેથી પણ તેમને શીર્ષાસન પ્રિય લાગે છે.

પોતાનું શારીર સ્વસ્થ નિરોગી અને સુંદર રહે તે માટે તેમણે પોતાનો આહાર તદ્દન સાદો રાખ્યો છે. ઝાડા થાય અને અશક્ત રહેવાય, એ મનુષ્યને લજ્જાસ્પદ છે. એવો તેમનો અભિપ્રાય હતો. તેથી પોતાના શરીરમાં એ દોષ ઉત્પન્ન ન થાય તે માટે તેઓ બહુ સાવચેત રહે છે. માથાનો દુઃખાવો કેવો હોય છે એ તો તેઓ જાણતાજ નથી. પ્રવાસમાં અણધાર્યું અનિયમિત્તપણું થઈ જાય છે અને તેથી માંદગી આવે છે એવું તેમને પણ થતું, તેમ છતાં ઘણું ખરૂ તેઓ નિરોગીજ હોય છે. ઈશ્વરે તેમને નિરોગી શરીર અને લાવણ્ય બક્ષિસ કર્યું છે તે તેમણે નિર્વ્યસની આયુષ્યક્રમ રાખ્યો હોવાથીજ

નિશ્ચયપૂર્વક જાળવ્યું છે. ઇશ્વરે અનેક મનુષ્યોને સુંદર શરીર આપેલું હોય છે પરંતુ નવિન કુસુમ કલિકા જેવી યૌવન કાંતિને સાચવી રાખવાનો પંડિતજીના જેવો પ્રયત્ન કોણ કરે છે?

મનુષ્યની ચંચળતામાં સાહસની સંધિ ન હોય અને મનુષ્ય નિર્ભય ન હોય તો તે શા કામનું? નિર્ભય અને સાહસિક સ્વભાવથીજ તેમનું જીવન આજે વિશેષ દીપી નિકળ્યું છે. બાલ્યાવસ્થામાં તેઓ એક વખત ઘોડા પરથી પડી ગયા. ઘોડો ઘેર આવ્યો ત્યારે ઘરનાં મનુષ્યોને ચિંતા થઈ તેઓ શોધવા માટે નિકળ્યાં. એટલામાં છોટા પંડિતજીની સ્વારી રમતગમત કરતી રસ્તામાં આવતી જણાઇ. તરવાના શોખને લીધે યુરોપમાં એક વખત હિમ નદીમાં ઉતરવાનું તેમણે સાહસ કર્યું. તે વખત જો જરા ચૂકયા હોત તો નજીકના ભાંગેલા કિનારા પરથી તેમનો નાશજ થઈ જાત. લગ્ન થયા પછી હિમાલયમાં પ્રવાસ કરતી વખત તેઓ એ પ્રમાણેજ એક વખત હિમાચ્છાદિત ઉંડા ધરામાં પડયા હતા. ત્યાં પણ તેમની નિર્ભય વૃત્તિ જણાતી હતી. લખનૌમાં સાયમન કમિશનના આગમન સમયે જે લાઠી માર ચાલ્યો હતો તે પ્રસંગે પોતાની નિર્ભય વૃત્તિ અધિક નિડર બનાવવાના નિશ્ચયપૂર્વક પંડિતજીએ કેવો પ્રયત્ન કર્યો હતો તે જોવા જેવું છે. અનેક મનુષ્યો સમજે છે કેઃ શૌર્ય એટલે ઉદ્ધતપણું, તેથીજ તેઓ ચપળ શૂરવીર જણાવા માટે મુછોને વળ દઈ, આંખો પહોળી કરી અને છાતી બહાર કાઢી પોતાની છબીઓ પડાવે છે. પરંતુ પંડિતજીની કોઈ પણ છબી જૂવો. તેમાં અતિશયોક્તિ ભરેલાં નખરાં જરા પણ જણાશે નહિ. તેમના સ્વાભાવિક સુંદર પાણીદાર નેત્રમાં ધૈર્ય આદિ સદ્‌ગુણ જણાઈ આવે છે. તેમનામાં અનેક સદ્‌ગુણનો સંગ્રહ હોવા છતાં તેનો તેમને જરા પણ ગર્વ નથી. તેમની વૃત્તિ વિનયપ્રધાન છે, આજે કૅાંગ્રેસમાં પ્રૌઢ આગેવાનોના જેટલુંજ તેમને સન્માન મળે છે. અને તેઓ તેમના વડિલ હોય તે પ્રમાણેજ તેમની સાથે વિનયપૂર્વક વર્તે છે. વડિલોના રહામે તેઓ બેસતા નથી. તેઓ

અદબવાળીને ઉભા જ રહીનેજ બોલે છે. મહાત્મા ગાંધીજીની સાથે તેઓ એક કુલિન ગૃહસ્થ કુટુંબના વિનય સમ્પન્ન પુત્રની પેઠે વર્તે છે.

આજે અસામાન્ય લોકપ્રિયતા તેમને ભાગે આવી છે. બુદ્ધિમાન તરૂણ વર્ગ તેમનું હાસ્ય પણ કરે છે. પરંતુ જનસમાજ તેમને એક અલૌકિક વિભૂતિ જેટલું માન આપે છે. એવી સ્થીતિમાં પણ તેમનું મસ્તક ફરી ગયું નથી. પોતાનું સમતોલપણું તેઓ સંભાળી શકે છે, તેનું કારણ આત્મપરિક્ષણ કરવાની તેમને ટેવ છે. તેમણે લખેલું આત્મ ચરિત્ર એ આત્મપરિક્ષણજ છે. ઉચ્ચ પ્રવાસ કરીને આવ્યા પછી જેમ પક્ષી વૃક્ષ ઉપર બેસી પોતાની પાંખોનું જેમ સંશોધન કરે છે તે પ્રમાણે પંડિતજી પોતાના ગુણદોષનું અને વૃત્તિનું નિરંતર પરિક્ષણ કરે છે.

ગુલાબ, કેતકી, અને ફણુસને બહારથી કાંટા જણાય છે પરંતુ તેના અંદરના વિભાગમાં જેમ માધુર્ય અને કોમળત્વ મળી આવે છે. તે પ્રમાણેજ પ્રથમ મુલાકાતને સમયે પંડિતજીનું બોલવું કંઈક તોછડાઈ ભરેલું અને ઉદ્ધત જણાય છે. પરંતુ ઉપરનું છોડું દૂર થતાંજ તેમના અંતઃકરણની સુમધુર મૃદુ ભાવના દ્રષ્ટિગોચર થયા સિવાય રહેતી નથી. શિકારનો તેમને શોખ હોવા છતાં તેમ કરવામાં પ્રાણીની હિંસા થાય છે એમ જાણી તેમણે તે શોખ આશ્ચર્યકારક રીતે છોડી દીધો હતો. તેઓ લખે છે કે: "એક વખત એક નિરૂપદ્રવી હરણ મ્હારી ગોળીથી સખ્ત ઘાયલ થઈ પડયું અને અશ્રુપૂર્ણ નેત્રે તેણે મ્હારી સ્હામે જોયું. તે નેત્રો હજી પણ મ્હારા જોવામાં આવે છે." ૧૯૩૧ ના ડિસેમ્બરમાં કલકત્તાથી પાછાં ફરતાં બે ભયવાદી તેજસ્વી તરૂણ તેમની પાસે આવ્યા અને ભયવાદ વિરૂદ્ધ પ્રચાર કરવા માટે તેઓ તેમના પર ક્રોધે ભરાયા. પંડિતજી લખે છે કે: "અમારી વચ્ચે થોડી ચકમક ઉડી. થોડા ઉત્તર પ્રત્યુત્તર પણ ઉતાવળે થયા. બન્ને તરફનો અવાજ અને

ક્રોધનો પારો ચઢેલો હોવાથી તેમને માઠું લાગે એવા શબ્દો મ્હારા મુખમાંથી નિકળી ગયા. આગગાડીમાં પથારીમાં સુતા પછી તે તરૂણોનાં ક્રોધથી લાલ થયલાં મુખ મ્હારા નેત્ર પરથી હાલતાં નહતાં. મ્હેં ઉતાવળથી અને તોછડાઈથી તેમની સાથે સંભાષણ કર્યું તેથી મ્હને પશ્ચાતાપ થયો."

કુટુંબના મનુષ્યો સાથે વર્તવાની પણ તેમની એવીજ કળા હતી. સાર્વજનિક કાર્યની તીવ્ર નિષ્ઠાને લીધે તેઓ કેદખાનામાં જવા એક પગે તૈયાર રહેતા તેમ છતાં કુટુંબીજનોનો વિરહ તેઓ સમજતા ન હતા એમ નહિ. ઘરનો પત્ર કેદખાનામાં વિલંબથી આવતાંજ તેમનો જીવ ઉથલપાથલ થઈ જતો. સર્વ આનંદ અદષ્ય થઈ જતો પરંતુ પત્ર મળતાંજ ચિત્ત શાંત કરવા માટે તેઓ ઘરનો પત્ર હાથમાં રમાડયા કરતાં ઘણીવાર સુધી બેસી રહેતા પરંતુ જ્યારે માન અપમાનનો વિષય ઉપસ્થિત થતો ત્યારે તેજ મૃદુ અંતઃકરણ વજ્ર કરતાં અધિક કઠિન થઈ જતું. માતુશ્રી મળવા આવ્યાં ત્યારે જેલરે તેમનું અપમાન કર્યું હતું તેથી એવો બનાવ પુનઃ ન બને તે માટેજ તેમણે કેટલાએ મહિના પર્યંત સ્વજનોની મુલાકાત બંધ કરી હતી. વિરહથી તેઓ તરફડતા હતા. પરંતુ અપમાન સહન કરીને જીવવું એ પણ તેમને પસંદ નહતું. સાત મહિના પછી તેમની ઈચ્છાનુસાર જેલમાં સર્વ વ્યવસ્થા થઈ ત્યારેજ તેમણે કુટુંબીજનોની મુલાકાત લીધી પરંતુ તે વખતે તેમની સ્નેહભાવના એટલી બધી વિહ્વળ થઈ હતી કેઃ તે કહી શકાય એમ નથી. બ્હેનોનાં સન્તાનો જ્યારે તેમના શરીર પર ચઢી રમવા કુદવા લાગ્યાં ત્યારેજ તેમને આનંદ થયો. મહાન્ પુરૂષો પણ સામાન્ય મનુષ્યની પેઠેજ ભાવનાથી પરિપૂર્ણ હોય છે. પરંતુ તેમાં ફરક એટલોજ હોય છે કે તે ભાવના ક્યાં દર્શાવવી તેનું તેમને શ્રેષ્ઠ જ્ઞાન હોય છે. લોકમાન્ય તિલક અને સેનાપતિ બાપટના ચારિત્રમાં પણ આપણને થોડા ઘણા એવાજ પ્રસંગો મળી આવે છે.

પંડિતજી એક શ્રીમંત તરીકે ઉછર્યા હતા. છતાં તેમનામાં

આળસુપણું અથવા એદીપણું બિલકુલ જણાતું નહોતું. તેઓ સ્વરાજ્ય ભાવનામાં મુખ્ય મંત્રીની પેઠે સવારના અગીઆરથી સાંજના પાંચ વાગતા સુધી નિત્ય નિયમિત્ત કામ કરતા હતા. ઘણા કાગળો હોવા છતાં તેઓ પોતેજ ટાઇપ કરી લેતા. પ્રવાસમાં હોવા છતાં તેમનું લેખન વાંચન કાર્ય અખંડ ચાલતું રહેતું. ગપાષ્ટકમાં તેમનો સમય ભાગ્યેજ વ્યતીત થતો. જીવનમાં વિવિધ પ્રકારના માધુર્યનો આસ્વાદ લેવાનો અભિપ્રાય હોવા છતાં તેના ઉપયોગમાં અથવા વિલાસમાં તેઓ કદી પણ તલ્લીન થઈ જતા નહિ. સમય મળતાં કલા વિકાસનો ઉત્કર્ષ નજરે પડવાનો સંભવ જણાતાં તેઓ ઉદયશંકરનું ઉચ્ચ પ્રકારનું નૃત્ય જોવા જતા પરંતુ એવો યોગ ક્વચિતજ પ્રાપ્ત થતો. ઉદ્યોગી સ્વભાવને નિયમિતપણાંનો સુમેળ મળવાથી તેમનું જીવન વ્યવસ્થિત જણાઈ આવે છે. કેદખાનામાં પણ તેમણે નિયમિત વ્યવસ્થિત કાર્યક્રમ અંકિત કરી રાખ્યો હતો. તેમના વસ્ત્રો ખાદીનાં પણ બરાબર સુંદર શીવેલાં અને અતિશય સ્વચ્છ રાખવાની તેમની પ્રકૃત્તિ છે. હલકા વિચારનો જેમ તિરસ્કાર છે તેજ પ્રમાણે આળસુ અને ગંદા રહેવાનું તેમને પસંદ નથી.

સ્વાર્થી અને નીચ વિચારોને તેમણે બાલ્યાવસ્થાથીજ કદી પણ આશ્રય આપ્યો નથી. ઘણા વર્ષ પછી તેમને ત્યાં એક બાળકનો જન્મ થયો તેમાં પણ એક બ્હેનનો જન્મ થવાથી તે વખતે ડૉકટરે કહ્યું કે: "સારૂં થયું. જવાહરને ભાઈ થયો નહિ. નહિ તો (પિતાની) મિલ્કતનો તે ભાગીદાર થાત." ડૉકટરના એ શબ્દો પંડિતજીને રૂચ્યા નહિ. "મિલ્કતમાં ભાગીદાર થવાના કારણે ભાઈ ન જન્મે એ વિચાર કેટલા હીન છે." એવા વિચાર તેમની ન્હાની વયમાં પણ આજના મહાન્ પુરૂષના મનમાં ઉત્પન્ન થયા. કાયદા ભંગના સમયમાં પણ તેમના મનમાં અનેક વખત એવા વિચાર ઉત્પન્ન થતા કે: "મ્હારૂ મકાન જપ્ત થાય તો ઘણું સારૂં તે પછી હું ગરીબો સાથે વિશેષ એક રૂપ થઈ શકીશ."

ધર્મના સામાન્ય વિચાર પ્રમાણે તેમનાં આચરણ આપણને કર્મશ્રેષ્ઠ જણાતાં નથી પરંતુ ગીતાજીનો બોધ તેમણે પ્રાપ્ત કર્યાથી મહાત્મા ગાંધીજી કહે છે તે પ્રમાણે પંડિતજી સ્ફટિક જેવા નિર્મળ છે. તેમનું આત્મચરિત્ર વાંચવાથી જણાય છે કે એ પુરૂષ પ્રત્યેક ક્ષણે સદ્દગુણનાં એક પછી એક પગથિયાં નિત્ય ચઢતા ચઢતા ઉચ્ચ જઈ રહ્યા છે અને હિંદી રાષ્ટ્રને આજે જે લાભ થયો છે તે પંડિતજીના સ્વરૂપમાંથીજ જન્મ પામેલો જણાય છે.

## ગૃહ સમાચાર.

**પંડિતજીને** સહોદર ભાઈ નથી. માત્ર બ્હેનોજ છે. તેઓ સદ્દવિદ્યા સમ્પન્ન છે. તેમનાં લગ્ન થયાં છે. એકનું નામ વિજયાલક્ષ્મી છે અને તે સંયુક્ત પ્રાંતના એક મંત્રી છે. તેમના પતિ એક મહારાષ્ટ્રીય વિદ્વાન છે. તેઓ બૅરિસ્ટર છે અને અલ્લાહબાદમાંજ વકિલાત કરે છે. બીજી બ્હેનનું લગ્ન અમદાવાદના એક વિદ્વાન શ્રીમંત ગૃહસ્થ સાથે થયું છે. પંડિતજીના પિતા ૧૯૩૧ માં સ્વર્ગસ્થ થયા તે પછી સાત વર્ષ તેમનાં માતુશ્રી જીવિત રહ્યાં હતાં. તેઓ થોડા વખત પરજ સ્વર્ગવાસી થયાં છે. પંડિતજીનાં તેજસ્વી પત્નિ ૧૯૩૬ ના આરંભમાં યુરોપના એક સેનેટોરિયમમાં મૃત્યુવશ થયાં. જવાહરલાલને ઇંદિરા નામક એકજ પુત્રી છે. તે ઇંગ્લેંડમાં વિદ્યાભ્યાસ કરે છે. પંડિતજીના ઘરમાં હવે તેમનું કોઈજ નથી. " **गृहंतु गृहिणा-हीनं, कान्तारादतिरिच्यते।** " એવી સ્થીતિ ગૃહકુટુંબ અને સ્વજનોથી ઉભરાઈ જતા આનંદભવનની આજે થઈ છે. પરંતુ પંડિતજી તો હિંદુસ્થાનને પોતાનું ઘર સમજે છે.! પંડિતજીની મિલ્કત સંબંધી જનસમાજમાં અસ્વાભાવિક કલ્પના થઈ રહી છે પરંતુ મોતીલાલજીની આવક જેમ વિશાળ હતી તેમ માસિક ખર્ચ

પણ અતિશય હતું. તેથી તેઓ પોતાની પાછળ કાંઇ વિશેષ મિલ્કત મુકી ગયા નથી. પંડિતજીએ પોતે તો કાંઇ વિશેષ પ્રાપ્તિ કરી નથી. તેમ છતાં પંડિતજીના નિત્ય ખર્ચ માટે યોગ્ય થઇ રહે એટલી રકમ મુકી ગયા છે. જુનું આનંદભવન રાષ્ટ્રને અર્પણ કર્યાં પછી મોતીલાલજીએ પોતાને માટે તેની જોડેજ એક નવું સુંદર મકાન બંધાવ્યું છે પરંતુ પંડિતજી હમેશાં પ્રવાસમાં હોવાથી તે મકાનને વારંવાર તાળુ મારવાનો પ્રસંગ આવવો જોઇએ.

## પ્રકરણ ૨૫ મું.

### ગ્રંથ–રચના.

લોકમાન્ય તિલક, મહાત્મા ગાંધી અને પંડિત જવાહરલાલ એ સર્વ એકજ કોટિના પુરૂષો છે. આપણો દેશ સ્વતંત્ર નથી એ રાષ્ટ્રને લાંચ્છનરુપ છે. એમ એક વખત બરાબર સમજાતાં તેમણે વિલાસ વૈભવ ભોગવ્યોજ નથી. પોતાની પસંદગીનો વિષય એક વખત હાથમાં લીધા પછી તેને માટે જીવન પર્યંત પરિશ્રમ કરી ગ્રંથરચના કરવાનો વિચાર તેમણે ત્યાગ કર્યો. એ ગૃહસ્થોએ ગૃહસંસાર કર્યો પરંતુ તેમાં સંપૂર્ણ રસ લીધો નહિં તેજ પ્રમાણે એમણે લખ્યું ઘણું પરંતુ જે લખવામાં આનંદ ઉત્પન્ન થાય છે એવું કાંઇ લખ્યું નહિ. દેશના મહાન્ પ્રશ્નો પ્રત્યે જેઓ ચોવિશ કલાક વિચાર કરે છે તેમના વિચાર સ્વાભાવિક રીતેજ ભાવનાપ્રધાન થઈ જાય છે અને ત્યાર પછી તેમના મુખમાંથી જે જે વિચાર પ્રકટ થાય છે અથવા તેમની લેખિનીમાંથી જે અક્ષર પ્રસવે છે તે જીવંત સાહિત્ય થઇ રહે છે.

વિશાળ ઉદરના સાગરની શક્તિનો મુખ વિકાશ થાય છે ત્યારે તેમાંથી મુક્તાફળનોજ લાભ થાય છે.

પંડિતજીની ઘણી ખરી ગ્રંથરચના અંગ્રેજી ભાષામાંજ છે. તેમના ગ્રંથો કેદખાનામાં સમય વ્યતીત કરવા માટેજ લખાયલા જણાય છે. કેદખાનામાં નિત્ય એકાદ કામ લઈ બેસવાથી કેદીનું મન સતેજ રહે છે અને નિરર્થક ચિંતા કરવાની તેને ટેવ પડતી નથી.

**ઈંદિરાના પત્રો**—એ નામક એક ન્હાનું પુસ્તક છે તેમાં પોતાની પુત્રીને જગતની હકિગત તદ્દન સહેલી ભાષામાં લખી સમજાવી છે. પક્ષી જેમ પોતાના બચ્ચાંને તેની શક્તિના પ્રમાણમાં ન્હાના ન્હાના ગ્રાસથી ખાતાં શિખવે છે તે પ્રમાણે પોતાની પુત્રીને શાસ્ત્રીય જ્ઞાન તેને પસંદ પડે અને રૂચે એવી રીતે તેમણે આપ્યું છે. માતા જેમ બાળકને પોતાની પાસે બેસાડી જ્ઞાનદાન આપે છે તેમ આ પુસ્તક વાંચતાં તેવોજ ભાસ થાય છે. શાસ્ત્રીય જ્ઞાનમાં વાત્સલ્યની ભાવના મિશ્ર થવાથી એ પુસ્તકમાં અનુપમ મિષ્ટતા જણાય છે.

એ પછી પૃથ્વી પર માનવ સમાજે જન્મ ગ્રહણ કરી જે જે કાર્યો કર્યાં તેનો ઇતિહાસ શીખવવા માટે પંડિતજીએ કેદખાનામાં મળેલી વિશ્રાંતિનો સદુપયોગ કર્યો. તે પત્રો પણ સરલ અને સુમિષ્ટ ભાષામાં લખ્યા છે. આ પત્ર લખતી વખતે ઇંદિરા થોડી મ્હોટી વયની થઈ હતી તેથી ગ્રાસ ન્હાના બનાવ્યા છે છતાં તે ચાવીને આપ્યા નથી. વિચાર કરવા શકિતમાન થયલા બાળક સમક્ષ જેમ નિત્ય બોલીએ છીએ તેવી ભાષા એમાં લખાઈ છે. આપણામાં કહેવત છે કે: " જમવું જમાઇની પંક્તિમાં અને શિખવું બાળકોની પંકિતમાં. " તેમ કરવાથી ઉત્કૃષ્ટ વસ્તુનીજ પ્રાપ્તિ થાય છે. પંડિતજી પોતાની વહાલી પુત્રીને પ્રેમપૂર્વક જગતનો ઇતિહાસ શિખવે છે તેમાં પ્રત્યેક વિષયનો સાર સમાઈ જાય છે. એ ગ્રંથ વાંચતાં ઇંદિ-રાની પંક્તિમાં બેસી બોધગ્રહણ કરવાનો લાભ વાંચકોને અનાયાસે

મળે છે. વિદ્યાર્થીઓએ એ જગતનો ઈતિહાસ અવશ્ય વાંચવો જોઈએ. ૧૯૨૭ ની સાલમાં પત્નિની બિમારી સમયે તેઓ યુરોપનો પ્રવાસ કરી આવ્યા. પ્રવાસમાં તેમણે રશિયન પરિસ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કરી એક ન્હાનું પુસ્તક લખ્યું છે. એ પુસ્તકમાં રસિયાની ...સંબંધી રાષ્ટ્રે જે વિપરિત વિચારનો પ્રચાર કર્યો છે તેનું નિદાન કરવામાં આવ્યું છે.

એ પછી તેમનું "આત્મચરિત્ર" એ તેમનો મહત્ત્વનો ઐતિહાસિક ગ્રંથ છે. એનું સાચું નામ "આત્મ સંશોધન" રાખવું ઉચિત હતું. એ ગ્રંથમાં પંડિતજીએ પોતાનું આત્મચરિત્ર લખતાં પોતાનું અંતઃકરણ, વિચાર અને ભાવના તદ્દન સ્પષ્ટ રીતે જણાવ્યાં છે. નિર્બળ અને વ્યાધિગ્રસ્ત મનુષ્ય પોતાનાં સુંદર વસ્ત્રો અને શોભાસ્પદ વસ્તુઓ દૂર કરી આપણી સમક્ષ ઉભો રહે છે ત્યારે તેનું શરીર આપણાથી જોઈ શકાતું નથી. પરંતુ મનુષ્ય સુંદર અને નિરોગી હોય, પોતાના શુદ્ધ રક્તથી તેના ગાલ ગુલાબી જણાતા હોય અને વ્યાયામને લીધે તેનું શરીર ભરાવદાર જણાતું હોય તો તેનું ખુલ્લું શરીર જોવાથી મનુષ્યને આનંદ ઉત્પન્ન થાય છે, પંડિતજીનું આત્મચરિત્ર એવુંજ લખાયું છે. તેમના વિચાર અને ભાવના સર્વ શુદ્ધ છે. તેથી તેમના યથાર્થ સ્વરૂપનું દર્શન સુખકારક થઈ પડે છે.

એ ચરિત્રમાં પંડિતજીએ જૂદે જૂદે પ્રસંગે પોતાની ભાવના કેવી થતી અને વિચાર કેવા ઉત્પન્ન થતા તેનું સુંદર શબ્દમાં વર્ણન કર્યું છે. ન્હાના બાળકો ક્ષણમાં રિસાય છે, ક્ષણમાં હસે છે અને ક્ષણમાં લાડ કરે છે. તેની એવી કૃતિ જોઈ આપણને આશ્ચર્ય અને આનંદ ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે એ ચરિત્ર વાંચતાં વાંચકોને આનંદ–આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. ક્ષણમાં તેમને પોતાના પિતાની "શક્તિ અને બુદ્ધિમાનપણા" માટે અભિમાન ઉપજે છે ત્યારે બીજી ક્ષણે તેમના જૂના જમાનાની મનોવૃત્તિ જોઈ વિષાદ ઉત્પન્ન થતો હતો. મ. ગાંધીજીની વિચારશ્રેણીમાં તર્ક શુદ્ધતા નથી, હિંદુ-

સ્થાનનું ધ્યેય નક્કી કરતી વખત તેઓ જગતની પ્રગતિનો વિચાર કરતા નથી, એવો વિચાર કરી પંડિતજી ગુસ્સો કરતા, ચિડાતા અને પોતાના મનમાંજ બોલતા કે: "મ્હારે ગાંધીજીથી દૂર થવું પડશે. આપણા પગ ઉપરજ આપણે ઉભા રહેવું પડશે." એટલામાં જ તેમનાં પત્નિ કેદખાનામાં તેમને મળવા આવે છે. તેમને પંડિતજી કહે છે કે: "બસ, કમળા, હું તમારો અને તમે મ્હારાં, જગત્‌માં આપણું બીજું કોઈ નથી,"

પરંતુ બીજી ક્ષણેજ ગાંધીજીની મૂર્તિ તેમના નેત્ર સમક્ષ ઉભી રહેતી. ભગવાનનું દર્શન થતાં જ ભક્તનો પૂર્વનો ક્રોધ નાશ પામે છે અને આનંદ તથા પ્રેમની પરસ્પર લૂંટ ચાલવા સાથે ભાવનાનાં સ્તુતિસ્તોત્ર ભક્તના મુખથી ગવાય છે તેવી સ્થીતિ પંડિતજીની હતી.

પંડિતજીની બજારમાં વેચાતી નાના પ્રકારની છબિઓ શ્રેષ્ઠ હશે પરંતુ તેમણે પોતે ચિતરેલું પોતાનું શબ્દચિત્રનું સૌંદર્ય કંઈક અનુપમ છે. તેમાં સત્યની સાચી ઉપાસના હોવાથી તેને સ્વાભાવિક રમણિકતા પ્રાપ્ત થઈ છે. એ ચરિત્ર વાંચતી વખતે જાણે આપણી ભાવનાનો આપણે જ અનુભવ કરતા હોઈએ એવું જણાય છે, "તારૂણ્યમાં પ્રવેશ કરતી વખતે સભા સમારંભ નિમિત્તે સુંદર તરૂણીઓ એકત્ર થતી. તે સમયે એવો પ્રસંગ ઉપસ્થિત થતો કે તેનાં એક નેત્ર કટાક્ષથી અથવા માત્ર હસ્તસ્પર્શથી જ મ્હારૂં શરીર કમ્પાયમાન થઈ ઉઠતું." લાઠીમારના પ્રસંગનું વર્ણન કરતાં તેમણે લખ્યું છે કે: "હુમલો જોઇ મ્હારૂં ધૈર્ય ન રહ્યું અને મ્હારૂં રક્ષણ કરવાની બુદ્ધિ મ્હારા મનમાં જાગ્રત થઈ" ત્રીજા એક પ્રસંગે તેમણે લખ્યું છે કે: "કેદખાનામાં મુલાકાતના દિવસો એક તહેવારના દિવસ જેવા જણાતા. મુલાકાતની ગરબડ બંધ થતાં જ પુનઃ પ્રતિક્રિયા શરૂ થઈ સર્વત્ર શૂન્યતા અને જાણે સર્વત્ર એકલા-

પણું હોય એમ જણાતું." એ વિચાર વાંચતાં પંડિતજી આપણા જેવી જ ભાવનાથી ભરપૂર હોય અને તેમનામાં અને આપણામાં શો ફરક છે? એમ જણાય છે. ગગનવિહારી આકાશયાન (વિમાન) કેટલોક સમય તે આપણી પેઠે જ મંદ ગતિએ ચાલતું હોય એવો ભાસ થાય છે પરંતુ જોતજોતાં તે એકદમ ઝડપથી ઉડ્ડાણ કરે છે અને ચકરાવા પર ચકરાવા લેતાં લેતાં કલાકના એક સો યોજનનો વેગથી ઉડતું આપણી દૃષ્ટિ માર્ગથી બહાર નીકળી જાય છે. ત્યારેજ તે આકાશગામી વિમાનરાજનાં સામર્થ્યનું આપણને બરાબર ભાન થાય છે. ઉપર લખેલી ભાવનાનો ઉદ્‌ભવ વાંચી પંડિતજી આપણા-માંનાજ એક હોય એમ જણાય છે. પરંતુ "કામવિકારનો ભોગ હું કદી થઈ પડયો નથી." એવું છાતી ઠોકીને કેટલા પુરુષો કહી શકે એમ છે? લાઠી હુમલો શરૂ થતી વખત કેટલાને ભય નથી જણાતો? પરંતુ બીજી ક્ષણેજ કર્તવ્યનું ભાન થતાં જ પોતાનું સ્થાન નહિ છોડનાર અને બરડા પર લાઠીના સોળ તાજા હોવા છતાં ઘોડેસ્વારના હુમલાનો નિર્ભયપણે સામનો કરી હાસ્યભરિત મુખે ઘેર આવનાર કેટલાં મનુષ્યો જોવામાં આવશે? "માનપૂર્વક મુલાકાત લઈશ; નહિં તો સ્વજનના વિરહમાં અખંડ ટળવળ્યા કરીશ." એ પ્રકારના ઉદ્‌ગાર અને પ્રસંગ વાંચવાથી આપણને જણાય છે કે: પંડિતજી અને આપણે એક કોટીના નથી. શ્રી કૃષ્ણનું વિરાટ સ્વરૂપ દર્શન કર્યા પછી અર્જુનની જેવી સ્થીતિ થઈ હતી તેવી આપણી સ્થીતિ એવે પ્રસંગે થાય છે.

પંડિતજીને અનેક વિદ્યાના સંસ્કાર પ્રાપ્ત થયા હોવાથી તેમના સ્વાભાવિક ખુલ્લા દિલના લખવાના ઉત્સાહમાંથી પણ આપણને કલા-નિર્માણનો અનુભવ થાય છે. કળાવંત નર્તક સ્વૈર ગતિએ નાચતો આપણને જણાય છે ખરો પરંતુ મનોહર અંગ સંચાલન અને ઉંચી નીચી ગતિએ કૂદીને નૃત્ય કરવા છતાં ભાવપૂર્ણ જણાય છે તેમ જ તે

બેભાન થતો નથી. ક્યાં થોભવું તે તેના જાણવામાં હોવાથી તેની ગતિ સંયમમાંજ રહે છે. તેજ પ્રમાણે આ ગ્રંથમાં આપણને પગલે પગલે જણાય છે. માનવી ભાવનાનું ચિત્ર દોરવામાં તેઓ જેટલા કુશળ છે તેટલુંજ પ્રકૃતિદેવીનું વર્ણન સુંદર શબ્દોમાં કરવામાં તેઓ હસ્તસિદ્ધ છે. કેટલીક વખત ભાવનાને નૈસર્ગિક પાર્શ્વભૂમિની કક્ષામાં મુકી છે. વિચારની ફિલ્મ એક વખત શરૂ થઈ કે પછી મોસંબી લઈને જેમ હલકે હાથે છોલી તેનું ઉપલું સર્વ તંતુજાળ કાઢી નાંખી પ્રત્યેક પાંખડીઓ જૂદી કરી રકાબીમાં ભરી જેમ આપણા પ્રિયજન સમક્ષ મુકીએ છીએ તેજ પ્રમાણે રાષ્ટ્રીય જીવનના ગુંચવાયલા પ્રશ્ન તેમણે હલકે હાથે છુટા કરી જનતા સમક્ષ રજૂ કર્યા છે. કેટલેક પ્રસંગે ચપ્પુનો અને નખનો ઉપયોગ થયો છે. પરંતુ તેનું નિવારણ તેમણે ત્યાંજ કરી દીધું છે. તે સિવાય ઘણે સ્થળે શાંતિપૂર્વક કામ ઉકેલી દીધું છે.

તેમનો ચરિત્ર ગ્રંથ મનોરંજક હોવા છતાં નવલકથાની પેઠે વાંચવા જેવો થઈ શકશે એમ જણાતું નથી. જેમ શેરડીના કટકાનો સ્વાદ ધીમે ધીમે લેવાથીજ મિષ્ટ રસાસ્વાદ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે આ ગ્રંથનું પણ સમજવું. પુનઃ પુનઃ વાંચવા છતાં તેની મધુરતા ઓછી થતી નથી. પણ તે વૃદ્ધિજ પામે છે. અસ્તુ.

એ ગ્રંથ સિવાય પંડિતજીએ કેટલાક સ્ફુટ નિબંધ લખ્યા છે. તેમાં તેમની સમાજવાદી દ્રષ્ટિ સ્પષ્ટ રીતે જણાય છે, હિંદુસ્થાનમાં જે વિષયો સામાન્ય ચર્ચા યોગ્ય છે. તે સંબંધી પંડિતજીનો અભિપ્રાય હવે પછીના પ્રકરણમાં જોઈએ.

## પ્રકરણ ૨૬ મું.

## સ્ફુટ વિચાર.

### હિંદી સ્વાતંત્ર્યતાનો પ્રશ્ન.

બ્રિટિશ સૈન્ય અને બ્રિટિશ સનદી નોકર આ દેશમાંથી ચાલ્યા જવાથી હિંદી સ્વાતંત્ર્યનો પ્રશ્ન ઉકેલાવાનો નથી પરંતુ જે હુકુમશાહીની વૃત્તિમાંથી સનદી નોકરોનો જન્મ થયો છે તે હુકમશાહી નષ્ટ કરી સનદી નોકરોને મળતો પગાર અને અધિકાર પ્રત્યે કરકસર કરવી હિંદી સ્વાતંત્ર્યની દૃષ્ટિએ અતિ આવશ્યક છે.

### દારિદ્ય અને કષ્ટ.

વ્યક્તિગત દૃષ્ટિએ દારિદ્ય અને કષ્ટનું ગુણ વર્ણન કરવું મ્હને પસંદ નથી. તે ઇષ્ટ વિષય નથી. તેનું સમાજમાંથી ઉચ્છેદન કરવું એવો મ્હારો અભિપ્રાય છે. તેમજ કેટલીક વ્યક્તિ સન્યસ્ત વૃત્તિને ધ્યેય સમજતા હશે પરંતુ સામાજિક ધ્યેય તરીકે તેનો સ્વીકાર કરવા જેવી તેમની લાયકાત નથી. સાદાઈ, સમતા અને સંયમ એ વિષયો હું સમજી શકું છું અને પસંદ પણ કરૂં છું પરંતુ શરીર શિથિલ બનાવી દેનાર તત્ત્વજ્ઞાન મ્હને પસંદ નથી. જેમ મલ્લ શરીરને સુદ્રઢ બનાવે છે તે પ્રમાણે આપણી ટેવો અને મન કસીને વલણ આપી ઘાટદાર બનાવવું જોઈએ, અને તેને આપણા તાબામાં રાખવું જોઈએ. ભોગવિલાસ લોલુપ મનુષ્ય કષ્ટ સહન કરી શકશે. અથવા સંયમપૂર્વક વર્તણુક રાખશે અથવા આપદ્ સમયે શૌર્ય

ગજાવશે એ આશા નિરર્થક છે. તેથી જ શરીર સુદ્રઢ રાખવા માટે જેવી દક્ષતાની આવશ્યકતા છે. તેજ પ્રકારની દક્ષતા મનને નિર્દોષ રાખવા માટે આવશ્યક છે. પરંતુ સંન્યસ્ત વૃત્તિથી અથવા હઠયોગથી શરીર શિથિલ બનાવી દેવું એ તેનો અર્થ નથી.

## સામ્પ્રત સમયનો ખેડુત.

સાદા ખેડુતોનું જીવન વિશેષ શ્રીમંત બનાવી દેવું મ્હને બિલકુલ પસંદ નથી. મ્હને તેનો તિરસ્કારજ છે. તે જીવનનો સ્વતઃ અંગિકાર કરવાનું દૂર રહ્યું પરંતુ સર્વ ખેડુત સમાજને સુદ્ધાં પણ તે જીવન–કિચડમાંથી દૂર કરવો એવી મ્હારી મનોવાંચ્છના છે. હું ગામડાનું શહેર બનાવવા ઇચ્છતો નથી, પરંતુ શહેરની સંસ્કારીક સગવડો ગામડે ગામડે ફેલાવવી એવું મ્હારૂં કહેવું છે. આજના ખેડુતની રહેણી સ્વીકારવામાં આવે તો આનંદને બદલે મ્હારા જીવનને અકળામણજ થશે. હાથમાં હળ લેનાર ખેડુતના જીવનમાં એવો કયો વિષય છે કે જેને માટે આપણે ઉહાપોહ કરીએ ?

## ભૂતકાળનો પાશ.

કલ્પનાતીત સાધન સમ્પતિ અત્યારે માનવજાતિના હાથમાં આવી હોય તોપણ આપણા મન સમક્ષ ઉપસ્થિત થયલો ભૂતકાળનો પાશ અદ્યાપિ ઢીલો થયો નથી. કંઇક સંદિગ્ધ અને અગમ્ય આ-ધ્યાત્મિક મૂલ્યનું અંકન કરવાનું કાર્ય હજી ચાલુજ છે. તમોયુગને કૃતયુગ સમજી કૅથોલિક લોકો મધ્યયુગના સમય તરફ વાંકા વળીને જોયા કરે છે. મુસલમાનોની દ્રષ્ટિ પ્રથમ ખલિફાના વિજયી જમાના તરફ એકત્ર થઇ રહી છે. હિંદુઓ અત્યારે પણ વૈદિક સમય અને

રામરાજ્યનાં સ્વપ્ન જોઈ રહ્યા છે. પરંતુ ઇતિહાસ કાનમાં મ્હોટી બૂમો પાડી કહી રહ્યો છે કે: અન્નવસ્ત્રાદિ અતિ આવશ્યક વસ્તુઓ પણ સુવર્ણયુગમાં પ્રાપ્ત થતી ન હતી. માત્ર આંગળીના વેઢા પર ગણી શકાય એટલા મનુષ્યોએજ તે અતિ આનંદનો સ્વાદ લીધો હશે.

## ગાંધી.

ગાંધીજી એટલે કેવા અસાધારણ મનુષ્ય. તેમના સ્વભાવની મધુરતા કેવી અનુપમ, કેવી અનિવાર્ય અને જન–મન ઉપર તેમનું પ્રભુત્વ કેટલું સૂક્ષ્મ અને ગાઢ છે! તેમના લેખથી અને ભાષણ ઉપરથી ગાંધીજી સંબંધી સાચા વિચાર આવે એમ નથી. તેના કરતાં તો તેમનું વ્યક્તિત્વ કેટલાયે ગણું મહાન્ છે. તેમણે હિંદુસ્થાનની કરેલી સેવા કેટલી વિશાળ છે! તેમણે હિંદી જનતામાં મનુષ્યત્વ ઉત્પન્ન કર્યું, ધૈર્યની ચિણગારીઓ તેમણે સળગાવી, શિસ્ત અને સહનશક્તિનું બીજારોપણ કર્યું અને ધ્યેયને માટે હાસ્યભરિત મુખે સુખનો ત્યાગ કરવા માટે, ત્યાગને યોગ્ય વિનય ધારણ કરતાં શિખવ્યું. આટલાં વર્ષનો મ્હને તેમનો સહવાસ હોવા છતાં હું તેમનું ધ્યેય સ્પષ્ટ રીતે સમજી શકતો નથી, એટલુંજ નહિ પણ તેમને પોતાને પોતાના ધ્યેય સંબંધે સ્પષ્ટ વિચારો ઉત્પન્ન થયા હોય તો તે માટે મ્હને શંકાજ જણાય છે. તથાપિ ધ્યેય સંબંધી ગાંધીજીના વિચારો જેટલા અસ્પષ્ટ જણાય છે તેટલાજ તે વાસ્તવિક નથી એમ મ્હને લાગે છે. કોઇ એક નિશ્ચિત માર્ગે જવાની તેમના મનમાં અત્યંત પ્રબળ ઇચ્છા છે પરંતુ આધુનિક વિચાર અને પરિસ્થીતિથી સંપૂર્ણ વિરૂદ્ધ તે માર્ગ હોવાથી તે ઉભયનો સમન્વય કરવો અથવા ધ્યેય પર્યંત લઇ જનાર એકાદ માર્ગ શોધી કાઢવો અદ્યાપિ પર્યંત તેમને માટે શક્ય થયું નથી. તેથી જ તેમની વિચાર-શ્રેણીમાં સંદિગ્ધપણું અને અસ્પષ્ટપણું જોઈ શકાતું હશે.

ગાંધીજીની અહિંસા શાંત અને જય વાંચ્છિત હોવાથી પ્રમતિએ ચઢેલી ચળવળના સંયોગથી તે દેશમાં ક્યારે ઉત્સાહનું તોફાન મચાવશે તેનો નિયમ કહી શકાય એમ નથી. એમની મહાનતા, એમના મનનો નિરોધ અને જનસાગર હચમચાવી મુકવાની એમની શક્તિને લીધે તેઓ અસામાન્ય થઈ રહ્યા છે. સામાન્ય મનુષ્યોની પેઠે એમના મનનું માપ લઈ શકાય એમ નથી.

## અહિંસાની શક્તિ.

ગાંધીજી પ્રણિત માર્ગનું પ્રતિપક્ષ ઉપર વિરોધ પરિણામ ઉત્પન્ન થાય છે એમાં શંકા નથી. સ્વસંરક્ષણનાં નૈતિક સાધનોનો પરિચય પ્રસિદ્ધ થવાથી શત્રુપક્ષનું ધૈર્ય છૂટી જાય છે. પ્રેમ અને આત્મક્લેશના માર્ગને લીધે પ્રતિપક્ષ ઉપર અને તટસ્થ પ્રેક્ષકો ઉપર જબરદસ્ત અસર નિશ્ચય થાય છે. વ્યક્તિ ઉપર એવી અસર નિપજે છે છતાં સમષ્ટિ ઉપર અથવા જનસંઘ ઉપર તેવી અસર થાય છે કે નહિં એ બાબત શંકાસ્પદ છે. અહિંસાચરણ કરનાર પક્ષ સાથે શત્રુપક્ષની સર્વ વ્યક્તિઓનો સાક્ષાત્ સંબંધ થતો નથી. તેમને કાને જતા સમાચાર પક્ષપાતી અને અતિશયોક્તિ ભરેલા હોય છે અને કંઇક બન્યું કેઃ પોતાના અધિકારમાં વિઘ્ન નાંખનાર કોઇ પણ પક્ષ માટે તેમને સ્વાભાવિક રીતેજ એટલો બધો ક્રોધ ચઢે છે કે જેથી ગમે તેવી નાજુક ભાવનાઓ તેમાં બળીને ભસ્મ થઈ જાય છે.

## ખાદી.

સંપૂર્ણ બેકારોને અને અર્ધ બેકારોને ખાદીએ થોડા પ્રમાણુમાં પણ આર્થિક સહાય કરી છે. શહેર અને ગામડા વચ્ચેનું અંતર

તોડવાનાં કાર્યમાં ખાદીને કેટલેક અંશે યશ મળ્યો છે. સાદાં અને સફેત ખાદીના વસ્ત્રોને લીધે ઉજ્વળ ધંધો કરનાર વર્ગમાં સાદાઇ અને જનતા સાથે વર્તનમાં તાદાત્મ્ય ભાવની વૃદ્ધિ થવાથી અહંકાર અને ઉચ્છૃંખલતાને મ્હોટો આઘાત પહોંચ્યો છે. ખાદીનો ઉપયોગ કરનાર ગરીબમાં ગરીબ મનુષ્યના મનમાં અભિમાનની અને પ્રતિષ્ઠાની ભાવના ઉત્પન્ન થઇ છે. ખાદી ધારણ કરનારાઓની મ્હોટી વિશાળ સભામાં ગરીબ અને શ્રીમંતને શોધી કાઢવાનું કામ કઠિન થઈ પડે એમ છે. એમ થવાથી બંધુભાવની વૃદ્ધિ થાય છે. કૉંગ્રેસનો સંદેશો જનતાપર્યંત પહોંચાડવામાં ખાદીએ અતિ ઉપયોગી કાર્ય કરી બતાવ્યું છે અને ખાદી એટલે હિંદી સ્વાતંત્ર્યનું ચિન્હ માનવામાં આવ્યું છે. બજારમાં ખાદી આવવા લાગી ત્યારથી કાપડનું મૂલ્ય જોઈએ તેટલું વૃદ્ધિ થઈ શકતું નથી.

ખાદીદ્વારા હમણાં આ પ્રકારના લાભ થાય છે તેમ છતાં ખાદીનું મહત્વ તેટલા પુરતું જ મ્હને જણાય છે.

## ખાદી–ગ્રામોદ્યોગ.

ગ્રામોદ્યોગને લીધે ખેડુતોનું વર્તમાન દૈન્ય દૂર થશે અને તેમની નષ્ટપ્રાય થયલી કલાત્મક અને સંસ્કારિક વૃત્તિને પુનઃ અંકુરો ફુટશે, પરંતુ તેના બળ પર યાંત્રિક અને ઔદ્યોગિક શક્તિ વિરૂદ્ધ બળવો કરવાનો જે ઘાટ ઘડ્યો છે તે પાર ઉતરવો અશક્ય છે. આધુનિક ઔદ્યોગિક પદ્ધતિ સાથે ગ્રામોદ્યોગનો સુમેળ સાંધ્યા સિવાય આજકાલની આવશ્યક જરૂરીઆતો પૂરી પડે એટલું ઉત્પાદન ગ્રામોદ્યોગદ્વારા કરી શકાય એમ નથી. સમાજવાદી પદ્ધતિથી જ ગ્રામોદ્યોગ ટકી શકે તો ટકે. ભંડોળ એકત્ર કરી ધંધો કરનારની પદ્ધતિમાં તેનો ટકાવ થવાની આશા વ્યર્થ છે, અને સમાજવાદી પદ્ધતિએ સુદ્ધાં જે

વસ્તુ મ્હોટા પ્રમાણમાં ઉત્પન્ન થતી નથી એવી ખાસ વસ્તુ તૈયાર કરવી એટલું જ ગ્રામોદ્યોગનું કાર્ય રહેશે.

## હિંદુ-મુસલમાનનો પ્રશ્ન.

હિંદુ મુસલમાનના જાતીય આગેવાનો, અલ્પ સંખ્યક વરિષ્ઠ વર્ગના પ્રગતિવિરોધી મંડળના પ્રતિનિધિ હોવાથી જનતાની ધાર્મિક શ્રદ્ધાનો ઉપયોગ તેઓ પોતાનું હિત સાધવામાં કરે છે એ બાબત લક્ષ્યમાં લેવા જેવી છે. આર્થિક પ્રશ્ન ઉપસ્થિત થતાં તેને ઝટ દૂર ફેંકી દેવાનો કિંવા તેને બાજૂએ મુકવાનો પ્રયત્ન ઉભય જાતિના આગેવાનો દ્વારા થાય છે.

ઉભય પક્ષના જાતિનિષ્ઠ કાર્યકર્ત્તાઓની તકરાર મધ્યમ વર્ગને નોકરી મળે તે માટે જ ચાલુ હતી. તેમજ સર્વને મળી શકે એટલી નોકરીની જગ્યા ન હોવાથી હિંદુ મુસલમાન જાતિનિષ્ઠ વચ્ચે તકરાર શરૂ થતી હતી.

## હિંદી દેશી રાજ્યો.

જગત્‌નું સંકટ હદ બહાર ગયેલું જોવાની ઇચ્છા હોય તેમણે દેશી રાજ્યમાં જવું. ત્યાંના વાતાવરણમાં શ્વાસ લેવો કઠિન થતાં જીવ ગભરાઈ જાય છે. ઉપરથી શાંત જણાતું જળ અંદરથી સડેલું અને જામી ગયેલું જોવામાં આવે છે. આપણા શરીર અને મન સ્હામે કિલ્લેબંધી કરવામાં આવી હોય, પગમાં ઝાંઝર પહેરાવ્યાં હોય અને આપણને ચીરી નાંખવામાં આવતા હોય એવું લાગે છે. દેશી રાજાઓના રાજવૈભવ અને પ્રજાની ગરિબાઈ, એ ઉભયનો વિરોધાભાસ નેત્રમાં સાલવા લાગે છે. દેશી રાજાઓના સુખ ઉપભોગ માટે રાજ્યમાં

કેટલી સમ્પત્તિનો ખર્ચ–પ્રવાહ વહન થાય છે અને તે દ્રવ્યરૂપ ગંગા-પ્રવાહમાંથી કેટલાં બિંદુ પ્રજાના મુખમાં પડે છે!

દેશી રાજ્યની પરિસ્થિતિ એવી હોવાથી રાજ્યની પ્રજાના જન્મસિદ્ધ હકનું ઉપરાણું લઈ તેમના પર થતી ત્રાસદાયક પદ્ધતિનો નિષેધ કોંગ્રેસે કરવો ઉચિત થઈ પડત. પરંતુ ગાંધીજીએ કોંગ્રેસની જે કાર્યપદ્ધતિ નિશ્ચિત કરી હતી તે અભૂતપૂર્વ જ હતી. દેશી રાજ્યના કાર્યભારમાં ઉથલપાથલ કરવી નહિં એવું તેમણે ઠરાવ્યું હતું.

કોંગ્રેસ ટીકા કરશે તો દેશી રાજાઓ તે ચળવળ અટકાવી દેશે અને પછી તેમનો હૃદયપલટો કરવો મુશ્કિલ થઈ પડશે એવો ગાંધીજીને ભય લાગતો હતો. દેશી રાજાઓને એ પદ્ધતિ અભિનંદનીય લાગી. અને તેમણે એ તકનો લાભ પણ લીધો. ત્રાવણકોર રાજ્યે એક મહિનામાં જ કોંગ્રેસને ગેરકાયદાસર ઠરાવી તેની સભાઓ ભરવાની અને સભાસદ નોંધવાની મનાઈ કરી.

દેશી રાજ્ય સંબંધી વિચારશ્રેણી તાલુકદારી અને જમીનદારી પદ્ધતિને પણ લાગુ પડે છે. એ અર્ધવટ સરંજામ પદ્ધતિ અત્યારની સ્થીતિને વિસંગત હોવાને લીધે ખેતીના ઉત્પાદનના અને એકંદર પ્રગતિના માર્ગમાં વિઘ્ન ઉત્પન્ન થાય છે એ કહેવાની આવશ્યકતા નથી.

## હિંદુસ્થાનની વૃદ્ધિ પામતી જનસંખ્યા.

હિંદુસ્થાનની લોક સંખ્યા આ દેશની દરિદ્રતાનું કારણ છે એમ કહેવામાં આવે છે. એ માટે સંતતિ નિયમન કરવાનું સુચવવામાં આવે છે. સંતતિ નિયમનની પદ્ધતિ અને તે સંબંધી જ્ઞાનપ્રચાર કરવો એમાં મ્હારી સમ્મતિ છે, પરંતુ એ પદ્ધતિ અમલમાં લાવવા

માટે જનતાની રહેણીનું મસ્તક અતિ ઉન્નત થવું જોઈએ. પ્રાથમિક શિક્ષણનો પ્રચાર થવો જોઈએ અને સર્વ દેશભરમાં સંતતિ નિયમનની જાહેરાત કરવા જેવાં કેન્દ્રસ્થાન સ્થાપવાં જોઇએ. અત્યારની પરિસ્થિતિમાં જનતાએ સંતતિનિયમન કરવું શક્ય નથી.

તથાપિ લોક સંખ્યાનો બારિકાઇથી વિચાર કરવો ઇષ્ટ છે. આજે સર્વ જગતમાં જે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે અન્ન અને બીજી આવશ્યક વસ્તુઓની ઉણપ સંબંધી નથી પરંતુ આવશ્યક હોય એવી વસ્તુઓ વેચાતી લેવાનું સામર્થ્ય ગરજવાન જનતામાં કેવી રીતે ઉત્પન્ન કરવું તે સંબંધી છે.

## આધુનિક સંસ્કૃતિ.

વર્તમાન સંસ્કૃતિ–વલ્લિકા ઉપર અનિષ્ટ વિષયોના કાંટા ભરચક જોવામાં આવે છે તેમ છતાં ઇતર વિષયોના ભરપૂર પુષ્પ ગુચ્છ તેના ઉપર પ્રસરેલા હોવાથી તે કાંટાનો વિનાશ કરવાની શકિત પણ તેનામાં છે, પરંતુ તે વલ્લિકાનો મૂળમાંથી જ નાંશ કરવાનો વિચાર કરતાં રૂક્ષ, નિઃસાર અને આનંદશૂન્ય જીવન આપણા ભાગ્યમાં ઉપસ્થિત થશે, એવું જીવન ઇષ્ટ માની લઈએ તો પણ વિદ્યમાન સંસ્કૃતિનો ઉચ્છેદ કરવો શક્ય નથી. બદલતા જમાનાનો પ્રવાહ અટકાવી રાખવો અથવા તે દૂર કરી જગતમાં નિવાસ કરવો એ આપણા હાથમાં નથી.

## સંસ્કૃતિનું સંગ્રામ.

હિંદુ અને મુસલમાનના તત્ત્વજ્ઞાનની પરંપરા ભિન્ન છે તેમ છતાં શાસ્ત્રીય અને ઔદ્યોગિક સમયના દૃષ્ટિકોણ સાથે તુલના કરી જોતાં જણાય છે કેઃ ઉભય તત્ત્વજ્ઞાનમાં કાંઈ વિશેષ ભેદ નથી.

હિંદુસ્થાનના હિંદુ અને મુસલમાનોની સંસ્કૃતિ વચ્ચે યુદ્ધ ઉત્પન્ન થયું નથી, પરંતુ એ બન્ને સંસ્કૃતિ અને બન્નેથી ભિન્ન એવી એક આધુનિક સંસ્કૃતિ વચ્ચે યુદ્ધ જામ્યું છે.

## રાષ્ટ્રીય લીપી.

પરાપૂર્વથી ચાલતી આવેલી ભાષા લીપી બદલવી એટલે મર્મસ્થાનમાં શાસ્ત્રાઘાત કરવા જેવું છે. કારણ કે વાઙ્મયમાં લીપીને અત્યંત ચૈતન્ય પ્રાપ્ત થયેલું હોય છે. લીપી બદલતાં જ શબ્દનું જૂદા પ્રકારનું સ્વરૂપ આપણા સ્હામે ઉભું રહી તેમાંથી જૂદા પ્રકારનો ધ્વનિ અને વિચાર જન્મ પામે છે. અન્ય લીપીને લીધે જૂના અને નવા વાઙ્મય વચ્ચે ઓળંગી શકાય નહિં એવો કિલ્લો ઉભો કર્યો જેવું થાય છે અને એકાદ પરકીય અને મૃત્ ભાષા પ્રમાણે જૂના વાઙ્મયની અવસ્થા થશે. જે દેશમાં યત્ન કરવા જેવી જૂની લીપી ન હોય ત્યાં અન્ય લીપીનો પ્રયોગ કરી જોવામાં હરકત નથી. પરંતુ હિંદુસ્થાનમાં એવો પ્રયોગ યશસ્વી થવાનો સંભવ જણાતો નથી. કારણ કે અમારૂં જૂનું વાઙ્મય સમૃદ્ધ અને અમૂલ્ય છે, એટલું જ નહિં પણ અમારા ઇતિહાસ અને વિચાર સાથે તે સંકળાયેલું હોવાથી દેશની અસંખ્ય જનતાના રોમરોમમાં વ્યાપી ગયું છે. એ પરિસ્થિતિમાં જૂની લીપીનો નાશ કરવાથી શરીર ઉપરની ચામડી ઉતારી નાંખવા જેવું ક્રૂર કર્મ થશે. નવિન લીપીને લીધે દેશમાં શિક્ષણ–પ્રગતિના પગમાં બેડીઓ ઠોકાવાનો સંભવ છે.

# પ્રકરણ ૨૭ મું.

## ઉપસંહાર.

પંડિતજીનું પ્રસ્તુત જીવનચરિત્ર વાંચકોને યથાશકિત સાદર કરવામાં આવે છે. એ ચરિત્ર પરથી તરૂણ વંશજોએ એટલો જ બોધ લેવાનો છે કે: મનુષ્યે દેશ, કાલ અને પરિસ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના સદ્‌ગુણનો ઉપયોગ કરવો જોઈએ. આપણો દેશ પરતંત્ર છે ત્યાં સુધી સુખેથી મોજશોખ ભોગવી સંસાર ચલાવવાની હિંદવાસીઓને ફુરસદ જ નથી. પરતંત્રતાને લીધે જ આપણા દેશના ગુણજ્ઞ મનુષ્યો ધૂળમાં મળી ગયા છે તરૂણોનો ઉત્સાહ, સાહસ, હિમ્મત અને વિચારની ઉન્નતિ થતી નથી. સુવર્ણ ભૂમિમાં જન્મગૃહણ કરવા છતાં ભૂખે મરવું પડે છે. જે વિષયોદ્વારા આપણે શીલભ્રષ્ટ થઈએ એવી મોહજાળ આપણા સન્મુખ પ્રતિક્ષણે પ્રસારવામાં આવે છે. ટુંકમાં કહેતાં: “દેશમાં અગ્નિ પ્રકટ્યો છે. એ પરતંત્રતાની ધૂંસરી મ્હારી શકિત પ્રમાણે દૂર ફેંકી દેવાનો હું પ્રયત્ન કરીશ.” એવો મનમાં વિચાર કરી તે પ્રમાણે તરૂણોએ વર્તવું જોઇએ. લો. મા. તિલક, મ. ગાંધીજી અને પં. જવાહરલાલ જેવા પુરૂષો એકાદ એંજિનની પેઠે અખંડ ધગધગી રહ્યા છે તે શા માટે? આપણા આ ચરિત્રનાયક દ્વારા યુવકોએ સ્ફુર્તિ પ્રાપ્ત કરવી અને સ્વભાવને પસંદ પડે એવું દેશકાર્ય કરવું. સર્વ મનુષ્યો ઉંચકશે નહિં તો પરતંત્રતાની સખ્ત ધૂંસરી દુર ફેંકી દેવાશે નહિ. ભાઈઓએ બ્હેનોને સ્વદેશીની દિક્ષા આપવી. પ્રેમળ પતિએ પોતાની પત્નિની ભાવનાનો પ્રવાહ ઈષ્ટ દિશામાં વહન કરાવવો. “મ્હારા પિતા દુરાગ્રહી છે, મ્હારી બ્હેન વિલાસપ્રિય છે. મ્હારી પત્નિ સ્વતંત્ર વિચારની છે.”

આપણા ચરિત્ર નાયકે એવાં બ્હાનાં આગળ ધરવાનું ઇષ્ટ માન્યું જ નથી. એવાં બ્હાનાંને સ્થાન જ આપ્યું નથી.

પંડિતજીનું કાર્યક્ષેત્ર જેવું વિશાળ છે તેવું જ તેમનું ચરિત્ર પણ સર્વાંગ સુંદર અને વિસ્તૃત લખાવું જોઇએ. એ પ્રમાણે લખવા કોઈ ઉદ્યોગી પુરૂષ ઉત્પન્ન થશે જેમાં સંશય નથી.* તે ભાવિ ચરિત્ર ઉપરથી પંડિતજીના ભવ્ય કાર્યનું યથાર્થ દર્શન થશે. ત્યાં સુધી પોતાનું આયુષ્ય દેશકાર્ય માટે અર્પણ કરવામાં આ અલ્પ-ચરિત્ર યુવકોને ઉપયોગી થઈ પડશે તો લેખકને લેખિની હાથમાં લીધાનું સાર્થક્ય જણાશે.

પં. જવાહરલાલ અત્યારે તો કેદખાનામાં છે. ત્યાં પણ તેઓ દેશકાર્યના વિચારોમાં નિમગ્ન હશે એવો સહજે વિચાર થાય છે. પરમાત્મા એમને સ્વાસ્થ્ય અને દિર્ઘાયુ અર્પે એ જ આપણી સર્વની મનોવાંચ્છના છે.

## પ્રકરણ ૨૬ મું.

## પં. જવાહરલાલના કુ. ઇન્દિરાને કેટલાક પત્રો.

### પત્ર ૧. કુદરત.

જ્યારે તું અને હું ભેગાં હોઇએ છીએ ત્યારે તું વારંવાર મને ઘણી બાબતો વિષે પ્રશ્નો પૂછે છે, અને હું તેના જવાબ આપવા

* પંડિતજીનું વિસ્તૃત જીવન ચરિત્ર સ્વ. દેશભક્ત મહાદેવ દેસાઇએ લખ્યું છે અને તે અમદાવાદના નવજીવન કાર્યાલય તરફથી પ્રકટ થયું છે.

બનતો પ્રયત્ન કરું છું. પરંતુ હવે જ્યારે તું મસુરીમાં છું અને હું અલ્લાહાબાદમાં છું ત્યારે આપણાથી એ બાબતો વિષે વાતચિત ન થઈ શકે, તેથી હું તને પૃથ્વી કે જેનાના મોટા દેશોમાં વહેંચાએલી છે તેના વિષે થોડા થોડા અંતરે કેટલોક અહેવાલ આપવા માગું છું ત્હેં હિંદના તેમજ ઈંગ્લેન્ડના ઇતિહાસમાં ચંચુપાત કર્યો છે. ઈંગ્લેન્ડ એક નાનો ટાપુ છે, પણ હિંદુસ્તાન એક મોટો દેશ હોવા છતાં પૃથ્વીનો નાનો ભાગ છે. જો આપણે આ પૃથ્વી વિષે થોડું પણ જાણવું હોય તો આપણે દરેક દેશનો તેમજ ત્યાંના લોકોનો વિચાર કરવો જોઇએ, આપણે જે દેશમાં જન્મ્યા તે જ દેશનો માત્ર વિચાર કર્યે ચાલે નહિ.

મને લાગે છે કે આ પત્રોમાં હું તને બહુ થોડુંજ કહી શકીશ. હું આશા રાખું છું કે થોડું હોવા છતાં પણ તને આ દુનિયાના બીજા લોકો કે જે આપણા ભાઈબ્હેન સમાન છે તેમના વિષે તથા આ પૃથ્વીનો એક સમગ્ર તરીકે ખ્યાલ આપશે. જ્યારે તું મોટી થઇશ અને આ પૃથ્વી અને તેના રહેવાસીઓ વિષે મોટાં મોટાં થોથાં વાંચીશ ત્યારે તને તે કોઈ પણ નવલકથા અથવા વાર્તા કરતાં વધારે રસદાયક લાગશે.

તું જાણતીજ હોઇશ કે આ પૃથ્વી લાખો વર્ષ પહેલાંની છે. કેટલાંય વર્ષ સુધી તેમાં માણસની હયાતીજ ન હતી. મનુષ્યોની ઉત્પત્તિ પહેલાં ત્યાં પશુઓ રહેતાં, અને પશુઓ પહેલાં ત્યાં કોઈ પણ જાતના જીવ હયાતીમાં હતાજ નહિ. આ પૃથ્વી કે જેમાં અત્યારે આટલાં બધાં પ્રાણીઓ માલમ પડે છે, તેમાં પહેલાં કોઈ રહેતું જ નહિ હોય એમ ધારવું કઠિન છે. પરંતુ વિજ્ઞાન શાસ્ત્રીઓ અને જેઓએ આ બાબત ઉપર પુષ્કળ અભ્યાસ કર્યો છે તેઓ કહે છે કે પહેલાં એક એવો વખત હતો કે જ્યારે આ પૃથ્વી કોઈ પણ પ્રાણી

માત્રને વસવા માટે ઘણીજ ગરમ હતી. અને જો આપણે તેમની ચોપડીઓ વાંચીશું અને પ્રાણીઓના અવશેષો ( fossils ) ઉપર ધ્યાન આપીશું તો આપણને જરુર એમ લાગશે કે પહેલાં એમજ હોવું જોઇએ.

અત્યારે તું ચોપડીઓની મદદથી ઇતિહાસ વાંચે છે પરંતુ પહેલાં જ્યારે માણસનું નામ નિશાન જ નહોતું તે વખતે એક પણ પુસ્તક ક્યાંથી લખાયું હોય ? તો પછી શું બન્યું એ આપણે કેવી રીતે જાણી શકીએ ? આપણે કંઈ બેસી રહીને દરેક વસ્તુ વિષે કલ્પના ન કરી શકીએ. આપણે જે વિચાર કરવો હોય તે વિષે સુંદર કલ્પનાઓ કરીએ. પરંતુ કંઇક પણ સાચા પાયા વિના આ કલ્પનાઓ સાચી હોઈ ના શકે. જો કે આપણી પાસે પહેલાંના વખતની કોઈ લખેલી ચોપડીઓ નથી. છતાં આપણી પાસે એવું કંઇક છે કે જે આપણને ચોપડીઓના જેટલીજ માહિતી આપી શકે. આપણે નદીઓ, પર્વતો, સમુદ્રો, તારા, રણ, પ્રાણીઓના અવશેષો વગેરે વગેરે વસ્તુઓ જોઇએ છીએ. આવી અને આવીજ બીજી કેટલીક વસ્તુઓ આપણને દુનિયાની સ્થિતિ જણાવે છે. આ બાબતને સમજવાનો સાચો રસ્તો એકલી ચોપડીઓ જ નહિ, પરંતુ કુદરત પણ છે. મને આશા છે કે તું જલદી પર્વતો અને ખડકોની મદદથી આ બાબત પ્રયત્ન કરશે. એ કેટલું મઝાનું છે ! કોઇ પણ પથ્થર રસ્તામાં અથવા પર્વતની બાજુમાં પડેલો હોય તો પણ તે કુદરત વિષે કંઇક પણ બાતમી આપે છે. હિંદી, ઉર્દુ અથવા ઈંગ્લીશ ભાષા શીખવી હોય તો આપણે પહેલાં તેના મૂળાક્ષર શીખી લેવા જોઇએ, તેવીજ રીતે તારે પણ કુદરતની ચોપડીઓ વાંચતાં પહેલાં તેના મૂળાક્ષર જાણવા પડશે. ભાગ્યેજ તું આ શી રીતે થાય તે જાણતી હશે. જો તું એક ગોળ ચળકતો પથ્થર જુએ તો તે તને કશું સુચવતો નથી? તે શી રીતે આવો ગોળ અને ચળકતો થયો હશે ? જો તું એક મોટા પથ્થરને ભાંગીને નાના નાના ટુકડા કરીશ તો નાનો

ટુકડો ખરબચડો અને જુદાજ પ્રકારના આકારવાળો બનશે. તો શી રીતે તે પથ્થર ગોળ, લીસો અને ચળકતો થયો? જો તારામાં એને સારી રીતે જોવાની શક્તિ હશે તો એ એની વાત તને કહી સંભળાવશે. ઘણું કરીને તે એક પર્વતની બાજુમાં હતો. પછી વરસાદ પડયો. અને તે એક ખીણમાં ઘસડાઈ ગયો. ત્યાંથી એક નાનો ઝરો તેને નદીમાં તાણી ગયો. પછી બધી વખત તે નદીના તળીએજ રહ્યો અને તેની કોરો ઘસાઈ ગોળ બની ગઇ. આથી તે પથ્થર ગોળ બન્યો અને ઘસવાથી ચકચકિત પણ બન્યો પછી તે તું જૂએ છે એવો બની ગયો. જો નદી તેને દૂર ને દૂર તાણી ગઇ હોત તો તે નાનો ને નાનો જ બનતો જાત, અને રેતીના રૂપમાં ફેરવાઇ જઇ દરિયા કિનારાની રેતીમાં ભળી ગયો હોત. ત્યાં પછી છોકરાંઓ તેના કિલ્લા બનાવત.

જો તને એક નાનો પથ્થર આટલું બધું કહે તો આપણે આ ખડકો અને પર્વતોમાંથી, અને આપણે જે બીજી વસ્તુઓ જોઇએ છીએ તેમાંથી કેટલું બધું શીખી શકીએ?

## પત્ર ૩. દુનિઆની ઉત્પત્તિ.

તું જાણે છે કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે અને ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે. કદાચ તું એમ પણ જાણતી હોઇશ કે પૃથ્વીની માફકજ બીજી કેટલી વસ્તુઓ પણ સૂર્યની આસપાસ ફરે છે. પૃથ્વી અને આ બીજી વસ્તુઓ સૂર્યના ગ્રહો કહેવાય છે. ચંદ્ર પૃથ્વી ઉપર આધાર રાખે છે. આવીજ રીતે ગ્રહો પણ બીજી વસ્તુઓ ઉપર આધાર રાખે છે. સૂર્ય, ગ્રહો અને બીજી આધાર રાખનારી વસ્તુઓ એક બીજા સાથે સુંદર રીતે ભળી ગએલી છે. તે 'સૂર્યમાળા' કહે-

વાય છે. સૂર્યમાળા એટલે સૂર્યને લગતી કેટલીક વિગત. સૂર્ય સર્વ ગ્રહોનો ઉપરી હોવાથી આખું મંડળ સૂર્યમાળા કહેવાય છે.

રાત્રે તું હજારો તારા આકાશમાં જૂએ છે. આમાંના થોડાક જ ગ્રહો છે. તું તારા અને ગ્રહો વચ્ચેનો તફાવત જાણે છે? ગ્રહો આપણી પૃથ્વીની માફક નાજુક છે. તે મોટા જણાય છે, કારણ કે તે આપણી નજીક છે. ચંદ્ર તદ્દન નાનો હોવા છતાં બહુ મોટો દેખાય છે, કારણ કે તે આપણી નજીકમાં નજીક છે. ગ્રહો અને તારા વચ્ચેનો તફાવત જાણવાનો સારામાં સારો રસ્તો એ છે કે તારા ઝબકારા મારે છે જ્યારે ગ્રહો સ્થિર રહે છે. ગ્રહો પ્રકાશે છે કારણ કે તેઓ સૂર્યનો પ્રકાશ મેળવે છે. સાચા તારા સૂર્ય જેવાજ હોય છે. તેઓ પોતાની મેળે પ્રકાશે છે કારણ કે તેઓ ધગધગતા અંગારા જેવા છે. સાચી વાત એ છે કે સૂર્ય પણ એક તારોજ છે. પરંતુ તે આપણી નજીક હોવાને લીધે મોટો અને એક ધગધગતા ગોળા જેવો દેખાય છે.

પૃથ્વી એ સૂર્યમાળાને લગતી જ બાબત છે. આપણે ધારીએ છીએ કે પૃથ્વી બહુજ મોટી છે, અને ખરેખર આપણી જાત સાથે સરખાવતાં તે ઘણીજ મોટી છે. એ બહુજ ઝડપથી ફરે છે તોપણ એક ભાગમાંથી બીજા ભાગમાં જવા માટે કેટલાક મહિના લે છે. જો કે આપણને તે બહુજ મોટી લાગે છે પરંતુ તે હવામાંના એક રજકણ જેવી છે. સૂર્ય આપણા કરતાં લાખો માઇલ દૂર છે, અને બીજા તારા તો એના કરતાં પણ વધારે દૂર છે. ખગોળવેત્તાઓ કહે છે કે પહેલાંના વખતમાં પૃથ્વી તેમજ બીજા ગ્રહો સૂર્યના ભાગ હતા, ત્યારે સૂર્ય અત્યારના જેવોજ એક ધગધગતો ગોળો હતો. ગમે તેમ પણ સૂર્યના નાના ટુકડા થઈ ગયા અને હવામાં છુટા પડી ગયા. આમ એ ટુકડા સૂર્યથી તદ્દન જુદા થઈ ગયા. જેમ તેમને દોરડું બાંધ્યું હોય તેમ તેઓ સૂર્યની આસપાસ ફરવા લાગ્યા. દોરડાની

સાથે સરખાવેલું આ જાદુઇ બળ એવું છે કે નાની વસ્તુઓ મોટી વસ્તુઓ તરફ આકર્ષાય છે. જે વસ્તુઓ પોતાના વજનથી નીચે પડે છે તે પણ એજ આકર્ષણને લીધે. આપણી પાસે પૃથ્વી એક મોટામાં મોટી વસ્તુ હોઇ બધી વસ્તુઓને પોતાની તરફ આકર્ષે છે.

આવીજ રીતે પૃથ્વી પણ સૂર્યથી જુદી પડી. તે વખતે એ બહુજ ગરમ હોવી જોઇએ અને તેની આસપાસના પદાર્થો પણ તેટલાજ ગરમ હોવા જોઇએ. પરંતુ પૃથ્વી એ સૂર્યથી નાની હતી તેથી ધીમે ધીમે ઠંડી પડવા લાગી. સૂર્ય પણ ધીમે ધીમે ઠંડો પડવા માંડે છે, પણ તે ઠંડો પડતાં લાખો વર્ષ લેશે. પૃથ્વીએ ઠંડી પડતાં પહેલાં થોડોજ વખત લીધો. અલબત્ત, જ્યારે તે ગરમ હતી ત્યારે પ્રાણી માત્ર ત્યાં નહિજ હોય કારણ કે તેની ગરમીથી બધું બળી જતું હશે.

જેવી રીતે સૂર્યનો એક ટુકડો છુટો પડી પૃથ્વી બની તેવી જ રીતે પૃથ્વીમાંથી એક ટુકડો છુટો પડી ચંદ્ર બન્યો. ઘણા એમ માને છે કે ચંદ્રની ઉત્પત્તિ પાસિફિક મહાસાગરમાંથી થઈ.

આવી રીતે પૃથ્વી ઠંડી પડવા માંડી. તેને માટે થોડો ઘણો વખત પણ ગયો. ધીમે ધીમે પૃથ્વીની સપાટી થંડી પડી પરંતુ અંદરનો ભાગ તો ગરમ જ રહ્યો. અત્યારે પણ જો તું કોલસાની ખાણ નીચે જઈશ તો તને લાગશે કે તું જેમ જેમ નીચે જતી જઈશ તેમ તેમ વધારે ને વધારે ગરમી લાગશે. ચંદ્ર પણ ઠંડો પડવા લાગ્યો; પરંતુ તે વધારે નાનો હોવાથી એકદમ ઠંડો પડી ગયો. તે બહુ જ ઠંડો લાગે છે અને તેથી તે શીત–ચંદ્ર કહેવાય છે. કદાચ તે બરફથી જ ભરેલો હોય !

જ્યારે પૃથ્વી ઠંડી પડી ત્યારે વરાળનું પાણી થઇ ગયું, અને વરસાદ રૂપે નીચે પડ્યું. તે વખતે પુષ્કળ વરસાદ પડયો હશે. પૃથ્વીનાં

મોટાં પોલાણ આ પાણીથી ભરાઈ ગયાં, અને તેના સમુદ્રો અને મોટા મહાસાગરો બન્યા.

જેમ જેમ ઠંડી પડતી ગઇ તેમ તેમ ઉપર પ્રાણી માત્રનો વસવાટ શરૂ થવા લાગ્યો. આવતા પત્રમાં જીવનની શરૂઆત વિષે આપણે વિવેચન કરીશું.

## પત્ર ૪. શરૂઆતના જીવ.

આપણે છેલ્લા પત્રમાં જોયું કે ઘણા વખત સુધી પૃથ્વી ગરમ જ હતી, અને તેથી પ્રાણી માત્રનો વસવાટ અશક્ય હતો. ત્યારે કયારે પૃથ્વી ઉપર જીવન શરૂ થયું? અને પહેલી જીવન્ત વસ્તુઓ કઇ હતી? એ બહુ જ મઝાનો પ્રશ્ન હોવા છતાં પણ તેનો જવાબ આપવો અઘરો છે. જીવન એ શી ચીજ છે તે આપણે પહેલાં જાણી લેવું જોઇએ. તું એમ કહીશ કે માણસની પેઠે જ બીજાં પશુઓ પણ જીવન્ત વસ્તુઓ છે ત્યારે છોડ, ઝાડ તથા શાકભાજીનું શું? તે પણ જીવતી વસ્તુઓ છે. તે ઉગે છે; પાણી પીએ છે; શ્વાસ લે છે, વધે છે અને મરી પણ જાય છે. ઝાડ અને પશુ વચ્ચે ફેર માત્ર એટલો જ છે કે ઝાડમાં હરી ફરી શકવાની શકિત નથી. જો તને યાદ હોય તો મેં તને લંડનના એક બગીચામાં કેટલાક છોડ બતાવ્યા હતા, તેમાંના કેટલાક છોડ માખીઓને ખાઇ જાય છે. તેમ દરિયાની નીચે રહેતાં કેટલીક જાતનાં પ્રાણીઓ બીલકુલ હલનચલન કરી શકતાં નથી. કેટલીક વખત અમુક વસ્તુ છોડ છે કે કોઇક જાતનું પશુ છે તે કહેવું અઘરૂં થઈ પડે છે. જ્યારે તું પ્રાણી શાસ્ત્ર સંબંધી શીખીશ ત્યારે તું કેટલીક એવી વિચિત્ર વસ્તુઓ જોઇશ કે જે પુરેપુરૂં પશુ નથી હોતું કે છોડ પણ નથી હોતો.

કેટલાક માણુસો એમ પણ કહે છે કે પથ્થરને પણ અમુક જાતનું જીવન છે અને તેમને પણ અમુક જાતનું દુઃખ થાય છે. પણ આ પ્રત્યક્ષ થવું એ ઘણું કઠિન છે. એક સદ્‌ગૃહસ્થ આપણને જીનીવામાં મળવા આવ્યા હતા. તે કદાચ તને યાદ હશે તેમનું નામ જગદીશચંદ્ર બોઝ છે. તેમણે પ્રયોગો કરીને સાબીત કરી આપ્યું છે કે છોડને પણ અમુક જાતનો જીવ છે, અને તેઓ એમ પણ માને છે કે પથ્થરોને પણ જીવ છે.

આ રીતે તને માલમ પડશે કે કઈ વસ્તુમાં જીવ છે અને કઈમાં નથી. એ જાણવું અઘરું છે. પરંતુ અત્યારે આપણે પથ્થરની વાત જવા દઈએ અને છોડ તેમજ પશુઓની વાત કરીએ. અત્યારે પુષ્કળ વસ્તુઓ જીવતી છે. સ્ત્રીઓ તેમજ પુરૂષો પણ જીવ છે. આમાંનાં કેટલાંક ચતુર છે જ્યારે બીજાં મૂર્ખા છે. આવીજ સ્થિતિ પશુઓની પણ છે. તેમાં પણ હાથી, વાંદરાં તેમજ કીડી જેવાં પ્રાણીઓ ચતુર છે; જ્યારે બીજાં કેટલાંક બિલકુલ અક્કલ વિનાનાં છે. માછલી તેમજ બીજી કેટલીય ચીજો દરિયામાં રહી જીવન ગૂજારે છે. તે તેવાંજ છે. સમુદ્રને છેક તળીએ પણ કેટલાંક પ્રાણીઓ રહેતાં માલમ પડે છે.

આપણે બધાં આ જુદી જુદી જાતનાં પ્રાણીઓ સાથેજ હયાતીમાં આવ્યાં અથવા એક પછી એક આવ્યાં. તે શોધવા પ્રયત્ન કરવાનો છે. આપણે આ શી રીતે શોધી કાઢવું? આપણી પાસે એ પુરાણા વખતનાં ચોક્કસ પુસ્તકો નથી પરંતુ કુદરત આપણને આ બાબતમાં મદદ કરી શકે. એ મદદ કરે છેજ. આપણને પથ્થરોમાં કેટલાંક પ્રાણીઓનાં હાડકાં માલમ પડે છે. આ અવશેષો (fossils) કહેવાય છે. આપણને આવા અવશેષો ઉપરથી માલમ પડે છે કે જ્યારે તે પથ્થર હયાતીમાં આવ્યો હશે ત્યારે જે પશુઓનાં હાડકાં

માલમ પડે છે તે પશુઓ તે સમયે થઈ ગયાં હશે. તેં આવા ઘણા નાના મોટા અવશેષો લંડનના સંગ્રહસ્થાનમાં જોયા છે.

જ્યારે કોઈ પશુ મરી જાય છે ત્યારે તેનો નરમ અને માંસવાળો ભાગ જલદી બગડી જાય છે પરંતુ તેનાં હાડકાં ઘણો વખત રહે છે. અને જે અવશેષો આપણને પાછળથી માલમ પડે છે તે એના જ હોય છે. પરંતુ જો કોઈ એવું પ્રાણી મળી આવે કે જેને બિલકુલ હાડકાં જ ના હોય તો તેની પાછળ આવી કોઈ પણ જાતની નિશાની રહેતી નથી.

જો આપણે આવા જુના અવશેષો ભેગા કરીએ અને તેનું બરાબર અવલોકન કરીએ તો જોઈ શકીશું કે જુદી જુદી જાતના પશુઓ જુદે જુદે વખતે જીવ્યાં હશે. તેઓ બધા એકી વખતે હયાતીમાં નહતાં. સૌથી પહેલાં માછલી જેવાં સાદાંજ પ્રાણીઓ હતાં. પછી સાપ, હાથી કરતાં પણ મોટાં પ્રાણી અને છેલ્લે આજના જેવાં પ્રાણીઓ હયાતીમાં આવ્યાં. સૌથી છેલ્લે માણસ આવ્યાં. આ ઉપરથી એમ જણાય છે કે અમુક નિયમ પ્રમાણેજ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ–પહેલાં સાદાં પ્રાણીઓ, પછી સહેજ મોટાં, પછી સૌથી મોટાં પ્રાણીઓ અને છેવટે માણસ હયાતીમાં આવ્યાં. આવાં સાદાં પ્રાણીઓ કેવી રીતે મોટાં થયાં, સુધર્યાં, જુદા રૂપમાં ફેરવાયાં વગેરેનો ઇતિહાસ રમુજી છે; પરંતુ અત્યારે આપણે સૌથી પહેલાંનાંજ પ્રાણીઓ વિષે વાત કરવાની છે.

જ્યારે પૃથ્વી ઠંડી પડી ત્યારે પ્રાણીઓ બિલકુલ હાડકાં વિનાનાં જ હતાં, અને તેઓ દરિયામાં રહેતાં. આ પ્રાણીઓના અવશેષો આપણી પાસે નથી, કારણ કે તેમને હાડકાં હતાંજ નહિ. આવાં કેટલાંક પ્રાણીઓ હજુ પણ દરિયામાં હોય છે. તેમનો આકાર દડા

જેવા છે પણ હાડકાં નહિ હોવાને લીધે તેમના આકારમાં ફેરફાર થતાજ જાય છે.

આમાં તને વચ્ચે એક ટપકું માલમ પડશે. તે એક જાતનું હૃદય છે. આ પ્રાણીઓને પોતાના બે ભાગ કરી દેવાનો એક વિચિત્ર રસ્તો છે. તેઓ અમુક જગ્યાએ પાતળાં ને પાતળાં થતાંજ જાય છે. છેવટે તેમના બે ભાગ થઇ જાય છે. આ બેઉ ભાગ પહેલાંના જેવાજ હોય છે. આ ભાગ નીચેની રીત પ્રમાણે છે:–



તું જોઇશ કે હૃદયના પણ બે ભાગ પડે છે. અને દરેક ભાગમાં થોડું થોડું હૃદય આવી જાય છે. આ રીતે પ્રાણીઓના ભાગલા થાય છે અને વધતાંજ જાય છે.

આ પછી અત્યારના જેવી માછલીઓ હયાતીમાં આવી. આપણે આ વિષે ઘણું જાણીએ છીએ. કારણકે એમને મજબૂત હાડકાં હોય છે. અને તેમની પાછળ એવી કેટલીય ચીજો તેમ તે મૂકી છે કે જેમાંથી આપણને ઘણું જાણવાનું મળે. એમની ઉપરનું ઢાંકણુ દરિયા કિનારે કાદવમાં રહેતું. પછીથી રેતીના દબાણને લીધે કાદવ મજબૂત થવા લાગ્યો. તે એટલો બધો મજબૂત થયો કે પથ્થરના રૂપમાં ફેરવાઈ ગયો. આ રીતે એ પથ્થર દરિયાની છેક તળીએ રહ્યો. ધરતીકંપને લીધે અથવા એવા કોઈ બીજા અકસ્માતને લીધે એ પથ્થર દરિયાની નીચેથી ઉપર આવી ગયો અને સૂકી જમીનના રૂપમાં ફેરવાઈ ગયો. પછી વરસાદથી અને નદીના પ્રવાહથી બધું ધોવાઇ સાફ થઇ ગયું અને તે ઢાંકણુ વર્ષોનાં વર્ષ સુધી ઢંકાએલું રહેલું તે બહાર આવ્યું. આ રીતે આપણને કેટલાય અવશેષો તેમજ ઢાંકણુ

મળી આવે છે. તેના અભ્યાસ ઉપરથી આપણે મનુષ્યોના વસવાટ પહેલાંની પૃથ્વી કેવી હશે તે જાણી શકીએ છીએ.

આવતા પત્રમાં આ સાદાં પ્રાણીઓ કેવી રીતે મોટાં થઈ અત્યારના જેવાં થઈ ગયાં તે આપણે જોઈશું.

## પત્ર ૫. પશુઓ.

આપણે જોયું કે પહેલી જાતની જિંદગીમાં દરિયાઈ પ્રાણીઓ તેમજ છોડ હતાં. તેઓ ફક્ત પાણીમાં જ જીવી શકતાં. જો તેમને પાણીમાંથી બહાર કાઢવામાં આવતાં તો તેઓ જીવી શકતાં નહિ. પરંતુ તે વખતે પુષ્કળ પાણી હોવું જોઈએ તેમજ ભીનાશવાળી જગ્યા પણ હોવી જોઇએ. નાની નાની માછલીઓ તેમજ બીજાં કેટલાંક દરિયાઇ પ્રાણીઓ કે જેમની ચામડી વધારે જાડી હતી. તેઓ વધુ વખત જમીન ઉપર રહી શકતાં. જેમની ચામડી જાડી ન હતી, તેઓ બહાર આવી શકતાં નહિ, અને એથી તેમની સંખ્યા ઓછી ને ઓછી જ થતી ચાલી. બીજી એક જાણવા જેવી બાબત છે એ એમ બતાવે છે કે આવાં પ્રાણીઓ આજુબાજુના વાતાવરણને અનુસરવા લાગ્યાં. તેં લંડનના સંગ્રહસ્થાનમાં જોયું છે કે કેવી રીતે પશુઓ તેમજ પક્ષીઓ ઠંડા પ્રદેશોમાં કે જ્યાં હંમેશાં બરફ હોય છે ત્યાં બરફ જેવાં ધોળાં થઈ જાય છે. જ્યાં લીલોતરી હોય છે ત્યાં તેમનો રંગ લીલો અથવા એવો જ કોઈ બીજી જાતનો ચકચકિત બને છે, તે એ જ બતાવે છે કે પ્રાણીમાત્ર આજુબાજુના વાતાવરણને અનુસરે છે. તેઓ પોતાના રક્ષણાર્થે પોતાના રંગ બદલે છે, અને આજુબાજુના વાતાવરણના જેવો કરી મૂકે છે. તેઓને ઠંડા પ્રદેશમાં શરીરમાં ગરમી રહેવા માટે અમુક જાતની રૂંવાટી (Fur) ઉગે છે. તેવી જ રીતે વાઘ પીળો અને ચટાપટાવાળો છે.

એ રંગ જંગલમાં ઝાડમાંથી પસાર થતાં અજવાળા જેવો છે. આથી જ ગીચ જંગલમાં વાઘને શોધી કાઢવો મુશ્કેલ છે.

પશુઓ આજુબાજુના વાતાવરણને અનુસરે છે. એ બહુ અગત્યની ચીજ છે. અલબત્ત, તેઓ પોતાની મેળે બદલાવા પ્રયત્ન કરતાં નથી, પણ જેઓ પોતાની મેળે બદલાઈ વાતાવરણને અનુસરે છે. તેમને જીવવાને વધારે સારી તક છે. આથી તેઓની સંખ્યા બીજાં કરતાં વધે. આમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. તે એમ પણ સમજાવે છે કે નાનાં પ્રાણીઓ મોટી જાતનાં પ્રાણીઓમાં અને લાખો વર્ષો પછી મનુષ્યના રૂપમાં ફેરવાયાં. આપણી જિંદગી ટૂંકી હોવાને લીધે અને જે ફેરફારો થાય છે તે ઘણા ધીમા થવાને લીધે આપણે એ ફેરફારો બરાબર જાણી શકતા નથી; પરંતુ કુદરત તો હમેશાં આરામ લીધા સિવાય ફેરવાતી જાય છે.

તને યાદ હશે કે પૃથ્વી ઠંડી ને ઠંડી થતી જ ગઈ. જેમ જેમ તે ઠંડી પડતી ગઈ તેમ તેમ તેની આબોહવામાં પણ ફેરફાર થતો જ ગયો તેની સાથે બીજી કેટલીક વસ્તુઓ પણ ફેરવાઈ. આની સાથે પ્રાણીઓ પણ ફેરવાયાં; એટલું જ નહિ પરંતુ નવા પ્રાણીઓની પણ ઉત્પત્તિ થઈ. પહેલાં સાદાં દરિયાઈ પ્રાણીઓ હતાં, પછી મોટાં મોટાં પ્રાણીઓ હયાતીમાં આવ્યાં. પછી જેમ જમીનમાં વધારો થયો તેમ એવાં કેટલાંક પ્રાણીઓ આવ્યાં કે જે જમીન ઉપર તેમજ પાણીમાં પણ રહેવા લાગ્યાં. (જેવાં કે મગર અથવા દેડકાં) આ પછી એવાં કેટલાંક પ્રાણીઓ આવ્યાં કે જે એકલાં જમીન ઉપર રહેવા લાગ્યાં. પછી પક્ષીઓ આવ્યાં કે જેઓ સહેલાઇથી હવામાં ઉડી શકયાં.

મેં તને દેડકાની વાત કરી કેવી રીતે દરિયાઈ પ્રાણીઓ જમીન ઉપર રહેતાં થયાં તે એ બતાવે છે. દેડકાની પહેલી સ્થિતિ

માછલી જેવી હોય છે અને પાછળથી તે જમીન ઉપર રહેવા લાયક બને છે, અને જમીન ઉપર રહેનારાં બીજાં પ્રાણીઓની માફક ફેફસાંથી શ્વાસ લે છે.

જ્યારે જમીન ઉપર જિંદગીની શરુઆત થઈ ત્યારે ત્યાં પહેલાં પુષ્કળ જંગલો હતાં. આ જંગલો ગમે તે કારણથી દબાઈ ગયાં, અને પર્વતો તથા પૃથ્વીના દબાણથી તેનો કોલસો બની ગયો. તું જાણે છે કે આપણે કોલસો જમીનમાંથી મેળવીએ છીએ. આ ખાણો જુના વખતની છે.

જમીન ઉપર રહેનારાં પહેલાંના પ્રાણીઓમાં સાપ, મોટી મોટી ગરોળીઓ, તેમજ મગર હતાં. આમાંનાં કેટલાંક તો સો સો ફૂટ લાંબાં હતાં. સાપ અથવા ગરોળી જે સો ફૂટ લાંબી હોય તેની કલ્પના કર! તને લંડનના સંગ્રહ સ્થાનમાં જોએલા આવા અવશેષો યાદ છે?

પછીથી લગભગ અત્યારના પ્રાણીઓને મળતાં પ્રાણીઓ આવવા લાગ્યાં. પહેલાં વાંદરાંની ઉત્પત્તિ થઈ. આપણી પ્રજાની ઉત્પત્તિ આમાંથી થઈ એમ ઘણા લોકોનું માનવું છે. આ એમ બતાવે છે કે દરેક પશુ આજુબાજુના વાતાવરણને અનુસરી સુધરવા લાગ્યું. તેથી માણસ પણ પહેલાં એક સારી જાતનું વાંદરું હતું. અત્યારે મનુષ્ય પોતાને પશુઓથી એકદમ જુદો જ માને છે. પરંતુ આપણે વાંદરાની જાતના જ છીએ એમ માનવું ઘણું જ સાચું છે. અત્યારે પણ આપણામાંના ઘણા વાંદરાની માફક જ વર્તે છે!

## પત્ર ૬. મનુષ્ય.

આપણે છેલ્લા પત્રમાં જોયું છે કે કેવી રીતે આ પૃથ્વી ઉપર

જિંદગીની શરૂઆત થઈ અને લાખો વર્ષ પછી અત્યારની સ્થિતિ આવી. આપણે એક ર[illegible] તેમજ ઘણો અગત્યનો સિદ્ધાંત જોયો કે પશુઓ આસપાસના વાતાવરણને અનુસરે છે. આમ થવાના પરિણામે બીજી બધી જ જાતો અને વધારે વિચિત્ર જાતનાં પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે. આપણે આ તફાવત ઘણા રૂપમાં જોઇએ છીએ. દાખલા તરીકે—પહેલાંના પ્રાણીઓને બિલકુલ હાડકાં હતાં નહિ, અને હાડકાં વિના ચાલે નહિ એટલે તેમને હાડકાં આવ્યાં. જે પહેલું. હાડકું તેમને આવ્યું તે પાછળનું હાડકું હતું. આવી રીતે પશુઓના બે વિભાગ પડયા; એક હાડકાંવાળાં અને બીજાં હાડકાં વિનાનાં. અત્યારે તો પ્રાણી માત્રને હાડકાં છે.

આપણને માછલી જેવાં સાદાં પ્રાણીઓ ઈંડાં મૂકતાં મળી આવે છે. તેઓ એકી વખતે હજારો ઈંડાં મૂકે છે, પરંતુ મૂકયા પછી એની પાછળ જોતી જ નથી. મા પોતાનાં બચ્ચાંની બિલકુલ સંભાળ રાખતી જ નથી! તે ફકત ઈંડાં મૂકી જતી રહે છે અને ત્યાં પાછી આવતી જ નથી. પાછળ ઈંડાંની દેખરેખ રાખનાર કોઈ નહિ હોવાથી તેમાંનાં ઘણાં ખરાં નકામાં થઈ જાય છે. શું આ ખોટ મોટી નથી? આપણે મોટાં પ્રાણીઓ જોઈએ તો આપણને માલમ પડશે કે તેમનાં ઈંડાં અથવા બચ્ચાં થોડાં હોય છે તો પણ તેઓ તેની બરાબર સંભાળ રાખે છે.

મરઘી પણ ઈંડાં મૂકે છે પણ તે તેની ઉપર બેસીને સેવે છે. જ્યારે તેમાંથી નાનાં બચ્ચાં પેદા થાય છે ત્યારે કેટલોક વખત તેમની સંભાળ રાખે છે અને ખોરાક લાવી તેમને ખવરાવે છે.

ધવરાવનારાં પ્રાણીઓ ઈંડાં મૂકતાં નથી પણ બચ્ચાંની માતા પોતાની અંદર ઈંડાં રાખી પૂરેપૂરા બાળકને જન્મ આપે છે. આ વર્ગમાં કૂતરાં, બિલાડાં અથવા સસલાંનો સમાવેશ થાય છે. આ

બચ્ચાંને દૂધ આપે છે અથવા તેમને ધવરાવે છે. અહીંયાં પણ ઘણું નુકશાન થાય છે. સસલું પુષ્કળ બચ્ચાંને અમુક મહિને જન્મ આપે છે, પણ આમાંનાં ઘણાં મરી જાય છે. હાથી જેવું મોટું પ્રાણી એક જ બાળકને જન્મ આપે છે પરંતુ તે પોતાના બાળક ઉપર ઘણી જ દેખરેખ રાખે છે.

આ રીતે તું જોઈશ કે જેમ પ્રાણીઓ મોટાં થતાં જાય છે તેમ ઈંડાં મૂકતાં નથી, પણ તેમના જેવાં જ નાનાં બચ્ચાંને જન્મ આપે છે. ઘણી વખત તો આવાં પ્રાણીઓ એક જ બાળકને જન્મ આપે છે. તું જોઈશ કે આવાં મોટાં પ્રાણીઓનો પોતાનાં બચ્ચાં ઉપર ઘણો જ પ્રેમ હોય છે. માણસ એ એક મોટામાં મોટું પ્રાણી છે, અને તને માલમ પડશે કે માતા તથા પિતા તેઓને વધારે ચાહે છે અને તેમની ઘણી જ સંભાળ રાખે છે.

•

આ રીતે નાનાં પ્રાણીઓમાંથી જ માણસ બનેલો હોવો જોઈએ. પહેલાં માણસો ભાગ્યે જ આજના જેવાં હશે. તેઓ અડધાં વાંદરાં જેવાં અને અડધાં માણસ જેવાં હોવાં જોઈએ. તેઓ સાધારણ રીતે વાંદરાંની માફક જ રહેતાં. જર્મનીમાં આપણી સાથે આવતા પ્રોફેસર તને યાદ છે? તેણે અવશેષોથી ભરેલું અને ખાસ કરીને એક ખોપરી જે તેણે તીજારીમાં રાખી હતી તેવું એક નાનું સંગ્રહસ્થાન બતાવ્યું હતું. એમ ધારવામાં આવે છે કે આ ખોપરી સૌથી પહેલાંના માણસની હતી. આપણે તેને "હીડલબર્ગ Heidalberg. જર્મનીનું શહેર માણસ" તરીકે ઓળખીએ છીએ પરંતુ પહેલાં આવું કોઈ શહેર જ નહોતું.

જુના વખતમાં માણસો ભટકતાં તે વખતે પ્રદેશ ઠંડો હતો. એ 'બરફની સદી' કહેવાતી; કારણ કે ત્યાં પુષ્કળ બરફ હતો.

બરફનાં મોટાં ગચિયાં-જેવાં અત્યારે ઉત્તર ધ્રુવ આગળ છે તેવાં—ઇંગ્લેન્ડ અને જર્મની ઉપર ધસી આવતાં. માણસોને ત્યાં રહેવું બહુ કઠિન થઈ પડયું હશે. તેઓ જ્યાં બરફ ન હોય ત્યાં જ રહી શકતા. વૈજ્ઞાનિકો કહે છે કે પહેલાં ભૂમધ્ય સમુદ્ર જ ન હતો, પણ એક અથવા બે જુદાં સરોવરો હતાં. રાતો સમુદ્ર પણ ન હતો, એ બધી જમીન હતી. હિન્દનો ઘણોખરો ભાગ ટાપુ હતો, અને પંજાબમાં તેમજ બીજા કેટલાક ભાગમાં પાણી હતું. દક્ષિણ હિન્દ અને મધ્ય-હિન્દને હિમાલયમાંથી સમુદ્રે છુટો પાડેલો એક મોટો ટાપુ ધારો! જો આમ હોત તો તમારે મસુરી જતાં મોટા વહાણમાં બેસવું પડત!

જ્યારે માણસની પહેલવહેલી ઉત્પત્તિ થઈ હશે ત્યારે તે મોટાં પ્રાણીઓથી ઘેરાએલો હશે અને એ એમની બીક વચ્ચે જ રહ્યો હશે. અત્યારે માણસ દુનિયાનો અધિપતિ છે, અને પશુઓ પાસે ધાર્યું કામ લે છે. ઘોડા, ગાય, હાથી, કૂતરાં તથા બિલાડાં જેવાં પ્રાણીઓને માણસો પાળે છે. કેટલાંકને માણસો ખાવાના કામમાં લે છે. જ્યારે વાઘ તથા સિંહનો આનંદ માટે શિકાર પણ કરે છે. પહેલાંના દિવસોમાં માણસ અધિપતિ ન હતો, અને એક ધવાયલા પ્રાણીની માફક મોટાં પશુઓથી દૂર રહેવા પ્રયત્ન કરતો. ધીમે ધીમે તેની ચઢતી થઇ અને પશુઓના કરતાં પણ તે મજબૂત થયો. તે એટલો બધો શક્તિવાન શાથી થયો? બાહુબળથી તે જીવતો નથી, કારણ કે હાથી માણસના કરતાં ઘણો બળવાન છે તો પણ માણસ તેની પાસેથી ધાર્યું કામ કરાવે છે; પરંતુ ડહાપણથી તેમજ પોતાની મગજશકિતથી જ તે કામ લે છે.

ખરેખર, ડાહાપણથી જ મનુષ્ય બીજા પશુઓ કરતાં જુદો પડે છે. ડહાપણ વિનાના મનુષ્ય અને પશુ વચ્ચે બીલકુલ ફેર નથી.

પહેલી મોટામાં મોટી જે શોધ માણસોએ કરી તે અગ્નિની હતી. આપણે અત્યારે દિવાસળીથી અગ્નિ પેદા કરીએ છીએ, પરંતુ દિવાસળી એ અત્યારની જ શોધ છે. પહેલાંના વખતમાં તણખા ન ઝરે ત્યાં સુધી બે પથ્થરો ઘસીને જ અગ્નિ પેદા કરવામાં આવતો. પછી તે તણખો સૂકા ઘાસને, રૂને અથવા બીજી કોઇ સૂકી વસ્તુને અડાડી અગ્નિ પેદા કરવામાં આવતો. કેટલીક વખત જંગલમાં આવી જ રીતે અથવા આવી કોઈ બીજી રીતે અગ્નિ પેદા થતો અને દાવાનળ સળગતો. પશુઓ આ સમજવાને અજાણ હતા; પણ માણસ વધારે હોશિયાર હોવાથી તેનો ઉપયોગ જોઈ શકયો. શિયાળામાં તેનાથી ગરમી મળી અને મોટાં મોટાં પશુઓ પણ તેની બીકથી નાસવા લાગ્યાં. જ્યારે એક વખત અગ્નિ શરૂ થતો ત્યારે માણસ તેમાં સૂકી વસ્તુઓ નાંખી તેને ચાલુ રાખતા. ધીમે ધીમે તેમણે શોધી કાઢેલું હોવું જોઈએ કે માણસ પોતાની જાતે પણ બે વસ્તુઓ ઘસીને અથવા એવી જ બીજી કોઈ રીતે અગ્નિ પેદા કરી શકે. આ તેઓએ મોટી શોધ કરી અને આને લીધે તેઓ બીજા પશુઓ ઉપર કાબુ મેળવવાને શકિતવાન બન્યા. ત્યાર પછી મનુષ્ય દુનિયાનાં આધિપત્ય માટે શકિતવાન બનતો ગયો.

* * *

## પત્ર ૭. પહેલાંના માણસો.

આપણે છેલ્લા પત્રમાં જોયું તે પ્રમાણે માણસ અને પશુ વચ્ચે ખાસ ફેર તે માણસનું ડહાપણ હતું. આ ડહાપણને લીધે જે મોટાં પ્રાણીઓ તેમનો નાશ કરત તેમના કરતાં તેઓ વધારે શક્તિવાન અને હોશિયાર બન્યા. જેમ તેમનું ડહાપણ વધ્યું તેમ તેમનું

બળ પણ વધ્યું. પહેલાં માણસો પાસે તેમના શત્રુઓની સામે થવા માટે હથિયાર નહોતાં. તેઓ ફક્ત તેમના તરફ પથ્થરો જ ફેંકી શકતા. પછી એ લોકોએ પથ્થરની કુહાડીઓ તેમજ ભાલા બનાવ્યા.

આપણે આવાં પુષ્કળ હથિયારો લંડનનાં અને જીનીવાનાં સંગ્રહસ્થાનોમાં જોયાં હતાં.

પછી ધીમે ધીમે બરફની દુનિયાનો નાશ થયો. એશિયામાંથી તેમ જ યુરોપમાંથી પણ બરફ નાશ પામ્યો. અને જેમ જેમ હવા ગરમીને લીધે માફક થવા લાગી તેમ તેમ માણસોનો વસવાટ શરૂ થતો ગયો.

તે દિવસોમાં ઘર અથવા બીજી કોઇ જાતનાં મકાનો હતાં નહિ. લોકો ગુફામાં રહેતા. ત્યાં ખેતીનું નામનિશાન પણ હતું નહિ. માણસો ફળ, સોપારી તથા પ્રાણીઓ મારી ખાઈને પેટ ભરતા. તે લોકો પાસે રોટલી તથા ચોખા હતા નહિ, કારણ કે તે લોકો ખેતી કરતા નહિ. તે લોકો રાંધી જાણતા નહિ પણ કદાચ તેઓ કાચું માંસ ખાલી શેકીને ખાતા. તેઓ પાસે વાસણ પણ ન હતાં.

એક બહુ વિચિત્ર વાત છે. તે લોકો ચિત્રકળા જાણતા. અલબત્ત, તેઓ પાસે કાગળ, સીસાપેન અથવા પીંછી હતી નહિ, પણ તેઓ પાસે પથ્થરની સોયો અને બીજાં કેટલાંક અણીદાર હથિયાર હતાં. તેના વડે તેઓ લીટા દોરતા અથવા ગુફાની દિવાલો ઉપર પશુઓનાં ચિત્રો દોરતા. તેમાંનાં કેટલાંક ચિત્રો તો ઘણાં જ સારાં છે. પરંતુ તેમાંનાં ઘણાંખરાં પાર્શ્વ ચિત્રો છે તે દોરવાં સહેલાં છે. ગુફાઓ કાળી હશે એટલે તે ઉપર ચિતરવાને તેઓ કોઈ ધોળો પદાર્થ વાપરતા હોવા જોઈએ.

ઉપર વર્ણવેલા માણસો પથ્થર—( Stone-age ) માણસો કહેવાય છે, કારણ કે તે વખતે પથ્થરનાં હથિયાર બનતાં. ધાતુનો ઉપયોગ કેવી રીતે કરવો એ તેઓ જાણતા નહિ. અત્યારે ઘણીખરી

વસ્તુઓ ધાતુની બનેલી હોય છે, અથવા તો લોઢાની જ બનેલી હોય છે. અને પથ્થર કે જેની ઉપર કામ કરવું બહુ જ મુશ્કેલ છે તેનો તેઓ ઉપયોગ કરતા.

'પથ્થર–યુગ'ના અંત પહેલાં તો દુનિયાની આબોહવા બદલાઇ ગઈ, અને વધારે ગરમ બની. બરફના મોટા પર્વતો ઘણે દૂર જતા રહ્યા, અને મધ્ય એશિયા તથા યુરોપમાં ગીચ જંગલો ઉગ્યાં. આ જંગલોમાં એક નવી જાત વસતી માલમ પડી. આ લોકો 'પથ્થરની સદી'ના માણસો કરતાં ઘણી બાબતોમાં વધારે હોશિયાર હતા. આ લોકોએ પણ પથ્થરનાં હથિયાર બનાવવાં ચાલુ રાખ્યાં. તેઓ '**પથ્થરની સદી**'નાં માણસોને મળતાં હતાં. પાછળથી તેઓ "નૂતન પાષાણ–યુગ"નાં (New Stone Age) માણસો કહેવાયાં.

આ નવા માણસોમાં ઘણી પ્રવૃત્તિ માલમ પડે છે. માણસનું ડહાપણ બીજાં પ્રાણીઓ સાથે સરખાવતાં ઘણું જ ઊંચે જતું. માલમ પડે છે. આ લોકોએ ખેતી કરવાની ઘણી જ મોટી શોધ કરી. તેઓએ ખેતરોમાં ખેડવું શરુ કર્યું અને પાક લેવા માંડયો. એ લોકો માટે આ ઘણી જ સારી વાત હતી. પ્રાણીઓના શિકાર સિવાય બીજી કોઇ સહેલી રીતે તેઓ તેમનો ખોરાક મેળવી શકતા નહિ. આથી એ લોકોને ઘણી નવરાશ મળી અને પાક ખાવાનો તેમ જ વિચાર કરવાનો અવકાશ મળ્યો. જેમ જેમ તેમને નવરાશનો વધારે વખત મળવા લાગ્યો તેમ તેમ તેમણે નવી વસ્તુઓની શોધ કરવા માંડી. તેઓએ માટીનાં વાસણ બનાવવાં શરુ કર્યાં, અને તેમાં તેમનો ખોરાક પકાવવો શરુ કર્યો. પથ્થરોનાં હથિયાર વધારે સારાં, સુંદર અને સફાઇદાર બનાવવામાં આવ્યાં. તે લોકોએ ગાય, કૂતરાં, ઘેટાં, બકરાં વગેરે પશુઓને પણ પાળવા શરુ કર્યા. કેવી રીતે કાપડ વણવું તે પણ તેઓ શીખ્યા.

તે લોકોએ ઘરોમાં અથવા ઝુંપડાંમાં રહેવા માંડયું. ઘણી વખત આ ઝુંપડાં સરોવરની મધ્યમાં બનાવવામાં આવતાં, કે જેથી જંગલી પ્રાણીઓ તેમ જ બીજા લોકો તેમના ઉપર હુમલો નાકરી શકે. આથી આ લોકો સરોવરવાસી ( lake-dwellers ) કહેવાતા.

તને નવાઈ લાગશે કે આપણે આ લોકો વિષે આટલું બધું શી રીતે જાણીએ છીએ ? અલબત્ત, તેઓએ એક પણ ચોપડી નથી લખી. પરંતુ મેં તને પહેલેથી જ જણાવ્યું છે કે આપણે એ લોકોનો ઇતિહાસ કુદરત દ્વારા જ શીખવાનો છે. આ બધું જાણી લેવું એ સહેલું નથી તેમાં માણસની ઘણી ધીરજ જોઈએ છીએ. ઘણા માણસોએ તેમની જિંદગી આ જાણવામાં ગાળી છે અને કેટ-લાય અવશેષો તેમ જ જૂની વસ્તુઓ ભેગી કરી છે. આવા અવશેષો તેમજ ‘ નૂતન પાષાણ યુગ ’ના પથ્થરોનાં સફાઈદાર હથિયારો સંગ્રહ-સ્થાનમાં ભેગાં કરવામાં આવ્યાં છે. તેં પોતે જ આમાંની ઘણી ચીજો જોએલી છે, પરંતુ તેમાંની ઘણીખરી તું ભૂલી ગઇ હોઇશ. ફરીથી તે ચીજો તું જુએ તો તેની તને બરાબર સમજણ પડે.

મને યાદ છે કે જીનીવાના સંગ્રહસ્થાનમાં સરોવરના રહેઠાણનો એક સુંદર નમૂનો છે. લાકડાના મોટા થાંભલા સરોવરમાં રોપવામાં આવ્યા છે અને તેમની ઉપર લાકડાનો સાદો ચોરો (pletform) બનાવવામાં આવ્યો છે. એ સપાટ જમીન ઉપર ઝુંપડું બાંધવામાં આવ્યું છે. અને આ બધું એક નાના પૂલ સાથે જોડી દેવામાં આવ્યું છે.

આ લોકો પશુઓનાં ચામડાંનાં અથવા ખરબચડાં શણનાં કપડાં પહેરતાં.

આ લોકોએ પછી ધીમે ધીમે પ્રગતિ કરવા માંડી. તેઓએ તાંબા પિત્તળનાં હથિયાર બનાવવાં શરુ કર્યાં. તાંબુ એ પિત્તળ અને કલાઇનું મિશ્રણ છે, અને એ બેમાંથી ગમે તેનાં કરતાં મજબૂત છે.

એ લોકોએ સોનું પણ વાપરવા માંડયું અને તેનાં ઘરેણાં પણ બનાવવા માંડયાં !

આ લોકો લગભગ દશહજાર વર્ષ પહેલાનાં હશે. આ લોકોની ચોક્કસ તારીખ આપણે જાણતા નથી. આ બધું અનુમાન છે. તું જોઇ શકીશ કે અત્યાર સુધી આપણે લાખો વર્ષો પહેલાંની વાત કરતા હતા, અને હવે આપણે પાસે ને પાસે આવતા જઇએ છીએ. એ લોકો અને આપણી વચ્ચે બહુ તફાવત નથી. આ બધા ફેરફાર કુદરતના નિયમ પ્રમાણે જ ધીમે ધીમે થયા. જુદી જુદી જાતો પેદા થઇ અને દરેક જાત પોતાને જુદે રસ્તે ગઈ અને જુદા પ્રકારનું જીવન ગાળવા લાગી. દુનિયાના દરેક ભાગની આબોહવા જુદી હોવાથી જુદા જુદા લોકોને તેને અનુસરવું પડયું અને દરેક જાત જુદા જુદા રૂપમાં ફેરવાઈ ગઈ. આ વિષે આપણે પછી વાત કરીશું.

લગભગ આ લોકોના અંત વખતે એક મોટો અકસ્માત બન્યો. મેં તને કહ્યું છે કે એ વખતે ભૂમધ્ય એ સમુદ્ર ન હતો; ત્યાં સરોવરો હતાં અને એમાં ઘણાં માણસો રહેતાં. એકાએક જીબ્રાલ્ટર પાસેની જમીન ધોવાઈ ગઇ અને આટલાંટિક મહાસાગરનું પાણી ભૂમધ્ય સમુદ્રની નીચી ખીણમાં વહી ગયું. આ રીતે અંદરના માણસોનો નાશ થયેલો હોવો જોઈએ. લોકો કોઇપણ જગ્યાએ નાસી નહિં શકયાં હોય કારણ કે હજારો માઇલ સુધી પાણી હતું. આટલાંટિક મહાસાગરનું પાણી ખીણમાં ભરાતાં સુધી અંદર ને અંદર ગયું અને છેવટે ભૂમધ્ય સમુદ્ર હયાતીમાં આવ્યો.

તેં આ મોટી રેલ વિષે સાંભળ્યું હશે અને કદાચ વાંચ્યું પણ હશે. બાઇબલમાં પણ તેનો ઉલ્લેખ છે. બીજાં સંસ્કૃત પુસ્તકોમાં પણ તેનો ઉલ્લેખ છે. આ મોટા અકસ્માતમાં જે થોડાં બચી ગયાં હશે તેમણે પોતાનાં છોકરાંને આ વાત કહી હશે. તે છોકરાંઓએ વળી આ વાત પોતાનાં છોકરાંઓને કરી હશે, અને આમ આખી વાત બહાર આવી હશે.



# નવાં પુસ્તકો

| | |
|---|---|
| આમ્રપાલી ભા. ૧-૨ | ૬-૦-૦ |
| સરકારલક્ષ્મી | ૬-૧૨-૦ |
| ચરનીરાણી | ૬-૧૨-૦ |
| જીવન સખા | ૪-૪-૦ |
| વીસમી સદીનું પાકશાસ્ત્ર | ૨-૮-૦ |
| હિંદુ ધર્મ | ૪-૪-૦ |
| પુણ્યશ્લોક ગાંધીજી | ૪-૪-૦ |
| ભાતભાતનું ભરતકામ | ૧-૦-૦ |
| વનિતા વિનોદ | ૩-૮-૦ |
| વ્રતોત્સવ | ૩-૧૨-૦ |
| મારું જીવન ને કાર્યક્ષેત્ર | ૧-૧૨-૦ |
| નાનાફડનવીસ | ૧-૦-૦ |
| મોક્ષદા | ૩-૦-૦ |
| એને ચરણે | ૧-૪-૦ |
| રતની ને બીજી વાતો | ૧-૪-૦ |
| પ્રભાનો માર્ગ | ૩-૦-૦ |
| માનવ દયા | ૧-૮-૦ |
| મારું ભવિષ્ય ભા. ૧-૨-૩-૪ | ૮-૪-૦ |
| ભવિષ્યવાણી | ૬-૧૨-૦ |
| ભાગ્યોદય યાને વ્યાપારી ભવિષ્ય | ૫-૦-૦ |
| એક કદમ આગે | ૩-૦-૦ |
| આધુનિક વ્યાપારી મીત્ર | ૯-૦-૦ |
| પૈસા તમારા છે યાને વેચાણ કળા | ૫-૧૨-૦ |
| કમાણીની કળા | ૩-૦-૦ |
| લગ્નનો આનંદ | ૩-૧૨-૦ |
| વાત્સ્યાયન કામસૂત્ર | ૬-૧૨-૦ |
| સ્ત્રી પુરુષનો પ્રેમ વિલાસ | ૪-૪-૦ |



